# અંગના કે દેવાંગના?

( સામાજિક નવલકથા. )

---


પ્રયોજક,

વ્રજલાલ જાદવજી ઠક્કર.

તંત્રી 'લુહાણા બંધુ'—અમદાવાદ.


—*—


છપાવી પ્રસિદ્ધ કરનાર.

સાકરલાલ બુલાખીદાસ.

બુકસેલર અને પબ્લીસર.

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. વિક્રમાબ્દ ૧૯૭૪

પ્રત ૧૦૦૦ ખ્રિસ્તાબ્દ ૧૯૧૮

અમદાવાદમાં ત્રણદરવાજા ચુડીઓળમાં નંબર ૨૭૪૩ વાળા મકાનમાં આવેલા ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં શા. અમૃતલાલ જેશીંગભાઈએ છાપ્યું.


મૂલ્ય રૂ. ૧-૧૨-૦

# અર્પણપત્રિકા.

શ્રીમાન્, ગુણવાન્, મહાપરોપકારી મહંતશ્રી

## રઘુવરદાસજી ગંગારામજી મહારાજ.

શુભનિવાસ—દુધરેજ.

આપની ધર્મપ્રિયતા, ઉદારતા, પરોપકારિતા, વિદ્યાપ્રીતિ, સરળતા, તેમજ એવા અનેક મહદ્ ગુણોથી મુગ્ધ થઇને આપના તરફથી મળતા ઉત્તેજન અને ઉત્સાહના આભારસૂચક ચિહ્ન તરીકે આ મ્હારી નવલકથા આપના જ કરકમળમાં નમ્રભાવે સમર્પિત કરીને કૃતાર્થ થાઉં છું.

લિ.

નિરંતર કૃપાભિલાષી.

ચરણરજ સેવક.

વ્રજલાલ જાદવજી ઠક્કર.

# પ્રસ્તાવના.

**सन्तः स्वतः प्रकाशन्ते गुणा न परतो नृणाम् ।**
**आमोदो नहि कस्तूर्याः शपथेन विभाव्यते ॥**

**અર્થાત્:**—મનુષ્યોના સદ્‌ગુણો સ્વાભાવિક રીતે જ પ્રકાશ પામે છે; કોઇ બીજાથી પ્રકાશ પામતા નથી, કેમ કે કસ્તુરીની સુગંધ માટે સોગન લઇને ખાત્રી કરવી પડતી નથી.

આ એક સામાજિક નવલકથા હોઇ સ્વદેશહિતના તેમજ જનહિતના કિંવા સમાજના અનેકવિધ વિષયોનું માર્ગદર્શક વર્ણન આમાં કરવામાં આવ્યું છે. આ નવલકથામાં પ્રેમરસ પણ પુષ્કળ છે; છતાં એ પ્રેમ નાયક નાયિકાના સંબંધમાં જ સીમાબદ્ધ થયેલો નથી. આમાં જે પ્રેમરસ છે તે પ્રેમને વાસ્તવ પ્રેમ તરીકે વિદ્વાનો તેમજ પંડિતો ઓળખાવે છે. કુસુમકાન્તનો પ્રેમ પારકાના કલ્યાણાર્થે આત્મવિસર્જન કરવામાં સમાયેલો છે. પ્રકૃત પ્રેમધર્મના વિમળ બંધારણપર ઉભો રહી આ કથાનો નાયક કુસુમકાન્ત સ્વદેશસેવા કર્યા કરે છે. સ્વદેશસેવા જ તેની પ્રેમસાધનાનો મૂળ મંત્ર અને મુખ્ય ઉદ્દેશ છે.

સ્વદેશવાત્સલ્ય માનવપ્રકૃતિનો એક મહાન્ ગુણ છે; કિન્તુ જે સ્વદેશવાત્સલ્ય પરદેશ તરફ તિરસ્કાર અને વિદ્વેષના ભાવથી પરિસ્ફુટ થાય એ સ્વદેશવાત્સલ્ય કદાપિ, ઉદાર વિશ્વજનીન ભાવમાં પરિણત થતું નથી. બુદ્ધિશાળી તેમજ જ્ઞાની વ્યક્તિ તેનો બહારનો ચળકાટ જોઇ કદાપિ મોહમુગ્ધ બની જતી નથી; કેમ કે એમાં અ-

મારા ને પારકાનો ભેદ રહેલો છે; તેથી સ્વાર્થભાવની તેમાં વિશેષતા જોવામાં આવે છે.

આ નવલકથામાં ઉચ્છૃંખલતા અને વિદ્વેષબુદ્ધિથી થતાં કાર્યો જ સર્વ પ્રકારના અધઃપતનનું મૂળ છે, યથાર્થ પાતિવ્રત્યધર્મ શો છે, નારીજીવનનો પ્રકૃત ઉદ્દેશ શો છે, તથા દેશનું કલ્યાણ સર્વ પ્રકારે કેવી રીતે થઇ શકે એવા અનેક વિષયોનું વિવિધ પાત્રોદ્વારા રસિકતાથી વર્ણન કરેલું છે.

સુપ્રસિદ્ધ બંગાળી લેખિકા શ્રીમતી કુમુદિની બસુના 'અમરેન્દ્ર' નામક ગ્રંથના આધારે પ્રસ્તુત નવલકથા લખવામાં આવી છે; તેથી તેમનો આ સ્થળે આભાર માનવો એ હું મ્હારું પરમકર્ત્તવ્ય સમજુ છું. દેશકાળ સ્થિતિનો વિચાર કરી આ રૂપાંતરમાં કેટલોક સુધારો વધારો કરવો પડ્યો છે.

જે મુદ્રાલયમાં આ નવલકથા મુદ્રાંકિત થઇ છે તેની બેદરકારીને લીધે પ્રૂફસંશોધનના કાર્યમાં ઘણી ભૂલો રહી ગઈ છે એ માટે ક્ષમા યાચવામાં આવે છે. દ્વિતીયાવૃત્તિ પ્રસંગે એ ભૂલો સંશોધિત કરવામાં આવશે.

માંડવીની પોળમાં
સુરદાસ શેઠની પોળ.
**અમદાવાદ.**
તા. ૮-૧૦-૧૮

લી.
**સાહિત્યસેવક.**
**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

# વિષયાનુક્રમણિકા.

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ |
| --- | --- | --- |

ॐ तत्सत्परमात्मने नमः

# અંગના કે દેવાંગના?

## પ્રકરણ ૧ લું.—બાળવિધવા.

શુકલપક્ષની ત્રયોદશીનો દિવસ હતો. સંધ્યાનો સમય વ્યતીત થઈ ગયો હતો. આકાશમંડળમાં ચંદ્રદેવ પ્રકાશી રહ્યા હતા. જ્યોતિર્મયી ચંદ્રિકાએ પૃથ્વીના વક્ષઃસ્થળ ઉપર પોતાના પ્રકાશનો સંપૂર્ણ વિસ્તાર કર્યો હતો. વાયુદેવ વિવિધ પુષ્પોની સુગંધ હરી લઇને ચોતરફ સ્વચ્છંદતાથી વિહરતા હતા.

આવા સુંદર સમયે પરમપવિત્ર પાપતાપનું નિવારણ કરનારી નર્મદાનદીના કિનારા ઉપર આવેલા ચાણોદ નામક ગામમાં એક સુંદર મકાનની અગાસીમાં ત્રણ ભાઇ બ્હેન બેઠેલાં હતાં. કુસુમ કેટલાંક મોગરાના પુષ્પોની માળા ગુંથતી હતી. બાળક પ્રમોદકિશોર ત્યાં આગળ બેસી આનંદક્રીડા કરી રહ્યો હતો; પરંતુ એ તરફ શાન્તિલતાની દૃષ્ટિ નહોતી. તે એકાગ્રદૃષ્ટિથી આકાશમંડળ તરફ જોઇ રહી હતી. શાન્તિલતા હાસ્યમયી, લાવણ્યમયી તેમજ સારલ્યમયી બાળિકા હતી. તેના સૌન્દર્યની તુલના થઈ શકે તેમ નહોતી. શાન્તિલતાના કપાળમાં કુમકુમનો અને હસ્તમાં કંકણનો અભાવ

હોવાથી તે બાળવિધવા હોય એવો ભાસ થતો હતો; છતાં તેનું સૌન્દર્ય અવર્ણનીય જ હતું.

મનુષ્યના પ્રતિદેવતાના મંગલ આહ્વાનની માફક અદ્યાપિ દેવમંદિરમાં આરતિનો મંગલ શંખધ્વનિ બંધ થયો નહોતો.

કુસુમે નમ્રસ્વરે કહ્યું:–" બ્હેન !" શાન્તિલતાએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેનો પ્રાણ આ બાહ્ય જગતનો પરિત્યાગ કરી કોઇ અદૃશ્ય વસ્તુમાં નિમગ્ન થયો હતો. કુસુમ પુનઃ કાંઇ બોલ્યા સિવાય માળા ગુંથવા લાગી. માળા ગુંથી રહ્યા પછી ભગિનીનો એક હાથ પોતાના હાથમાં લઇને તેણે કહ્યું:–" બ્હેન !"

શાન્તિલતાના ધ્યાનનો ભંગ થયો. સ્નેહસૂચક સ્વરે તેણે કહ્યું:– "કેમ, શું છે કુસુમ ?"

" આ બન્ને હાથ પુષ્પના કરતાં પણ સવિશેષ સુંદર છે. બ્હેન ! આ બન્ને હાથમાં હું પુષ્પોના ગજરા પહેરાવું કે ?"

શાન્તિલતાએ સ્મિત હાસ્ય કરી ઉત્તર આપ્યો:–" ગાંડી, આવી અસાર વસ્તુથી શરીરને સુસજ્જિત કરવાથી શો લાભ છે ? જેઓ પુષ્પ કરતાં પણ અધિક સુંદર છે, જેમણે પુષ્પોને સૌન્દર્ય આપ્યું છે, જેઓ પરમપવિત્ર છે, જેમના સૌન્દર્યથી આ સંસાર શોભામય છે તેમને મેળવીને જ હું સુંદર બનવાની ઇચ્છા રાખુ છું. બ્હેન ! આવી બાહ્ય શોભા કરતાં પ્રેમપવિત્રતાની શોભા સર્વોત્તમ નથી કે ?"

" વિધાતાએ પુષ્પો કેમ ઉત્પન્ન કર્યાં છે ?" કુસુમે પ્રશ્ન કર્યો.

" દેવતાના ચરણોમાં સમર્પણ કરવાને માટે. ભગવાનનો અનુપમ પ્રેમ, પુષ્પોનું સૌન્દર્ય ઉપલબ્ધિ કરવાને માટે છે."

આ સ્થળે કુસુમ ભગિનીને સંમત થઇ નહિ. તેણે વિચાર્યું કે, બાહ્ય સૌન્દર્યનું પણ પ્રયોજન છે. જો પ્રયોજન ન હોય તો વિધાતાએ વિવિધ પ્રકારનું બાહ્ય સૌન્દર્ય સંસારમાં ઉત્પન્ન શામાટે કર્યું ?

આઠ વર્ષની ઉમ્મરનો ન્હાનો બાળક પ્રમોદકિશોર અત્યાર સુધી મૌન ધારણ કરીને બેસી રહ્યો હતો. એકાએક ચંદ્ર તેમજ તારાના તેજથી તેજસ્વી બનેલા આકાશે તેની દૃષ્ટિનું આકર્ષણ કર્યું. આકાશ તરફ જોઇને તેણે કહ્યું:—"માણસ મરી ગયા પછી તારો થાય છે ને, બ્હેન ? આપણે એ તારાના દેશમાં ક્યારે જઇશું, બ્હેન ?"

"પ્રમોદ ! એક દિવસે આપણે સર્વ એ પરમપવિત્ર દેશમાં જઈશું."

આ સમયે માતાએ બૂમ માર્યાથી સર્વ અગાસીમાંથી ઉતરી નીચે ગયાં. સર્વ જ્યારે નીચે માતા પાસે ગયાં ત્યારે શાન્તિને ઉદ્દેશીને માતાએ કહ્યું:—"શાન્તિ ! કાલે બપોરે આપણે અનસૂયા જઈશું. બપોરે જમી પરવારી નૌકામાં બેસીશું. અનસૂયાનાં દર્શન કરી આવી આપણે ઘેર ઉપડી જઇશું." આમ કહી માતા ત્યાંથી ચાલી ગઇ.

શાન્તિલતાના પિતા ચંદ્રશંકર વડોદરા શહેરમાં એક પ્રતિષ્ઠિત અધિકારી હતા. તેઓ થોડા દિવસથી ચાણોદમાં તીર્થયાત્રાએ આવ્યા હતા.

વડોદરામાં જે મહોલ્લામાં ચંદ્રશંકર રહેતા હતા એ મહોલ્લામાં બીજા પણ કેટલાક ગૃહસ્થો રહેતા હતા. ચંદ્રશંકર સર્વ જનોના ઉપર યથાશક્તિ ઉપકાર કરવાનો પ્રયત્ન કરતા હતા; તેથી તેમણે અનેક માણસોની પ્રીતિ પ્રાપ્ત કરી હતી. તેમની સદાશયતા, ઉદારતા

અને પરોપકારિતાથી ઘણાં મનુષ્યોનો જીવ તેમના તરફ આકર્ષાતો હતો; આમ છતાં મહોલ્લામાં કેટલાક તેમના નિંદકો પણ હતા.

શાન્તિલતા બાલ્યાવસ્થામાં જ સંસારસુખથી વંચિતા થયેલી બ્રહ્મચારિણી હતી. તેનું લગ્ન થયા પછી તેનો પતિ માત્ર છ માસ સુધી જીવતો રહ્યો હતો. નવવિકસિત કળિકા અકાળે જ સુકાઇ ગઇ હતી. હમણાં શાન્તિલતાની ઉમ્મર સોળ વર્ષની હતી. વિશ્વવિદ્યાલયમાં ગયા સિવાય તેણે ઉચ્ચ શિક્ષણ સંપાદન કર્યું હતું. તેના પિતા સ્રીજાતિને વિશ્વવિદ્યાલયમાં શિક્ષણાર્થે મોકલવાના પક્ષપાતી નહોતા. તેમનો અભિપ્રાય એવો હતો કે, વર્ત્તમાનકાળનાં વિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયો સ્રીજાતિની સ્વભાવજન્ય કોમળતાનો નાશ કરે છે. સંસ્કૃત પંડિત અને અંગ્રેજી શિક્ષિકા રાખીને પોતાની પુત્રીઓને ઘેર જ ઉચ્ચ શિક્ષણ આપવાનો તેમણે બંદોબસ્ત કર્યો હતો.

શાન્તિલતા પવિત્રતાની પ્રતિમા સ્વરૂપે પિતાના ઘરમાં વિરાજતી હતી. પતિની મૂર્ત્તિનું ધ્યાન ધરવું અને પતિની પવિત્ર સ્મૃતિની ઉપાસના કરવી એજ તેનું જીવનવ્રત હતું. આટલા માટે જ યૌવનના આરંભમાં તે બ્રહ્મચારિણી તરીકે પોતાનું જીવન પસાર કરતી હતી.

શાન્તિલતાને રાત્રિદિવસ કાર્યમાં ગુંથાયલી રહેવું ગમતું હતું. જો કે તેને ઘેર નોકર ચાકરનો અભાવ નહોતો; છતાં સઘળા વિષયોની તે દેખરેખ રાખતી હતી. માતાપિતાની સેવા કરવામાં પણ તે ઘણોખરો સમય ગાળતી હતી. બાળવિધવાનો આના કરતાં સર્વોત્તમ ધર્મ બીજો કયો છે!

ચંદ્રશંકર વારંવાર એમ કહેતા હતા કે, "મ્હારી શાન્તિ લક્ષ્મીસ્વરૂપિણી છે. જગન્નિયંતા નારાયણની કૃપાથી જ હું આવું કન્યારત્ન મેળવવાને ભાગ્યશાળી થયો છું."

શાન્તિલતા ગૃહકાર્યાદિમાંથી જ્યારે અવકાશ મેળવી શકતી હતી ત્યારે તે આડોસપાડોસમાં રહેતી અભણ અબળાઓને વિવિધ પ્રકારનું શિક્ષણ આપતી હતી. ગરીબ માણસોનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરતી હતી અને રોગીઓની સેવા શુશ્રુષા કરતી હતી. સર્વ જનો એમજ કહેતાં હતાં કે, શાન્તિલતા સાક્ષાત દયાની દેવી—કરુણામયી છે.

સ્ત્રીજાતિની અને ઉપયોગી દેશીય શિલ્પની ઉન્નતિ કરવાની કામનાથી કેટલીક શિક્ષિતા સધવા અને વિધવા મહિલાઓની એક શિલ્પ-સમિતિ શાન્તિલતાએ સ્થાપન કરી. એ સમિતિદ્વારા અનેક અનાથ દીન દરિદ્ર સ્ત્રીઓને શિલ્પશિક્ષણ આપવાની તેણે વ્યવસ્થા કરી. એ સમિતિ માટે પિતાની સહાયતાથી તેણે એક ફંડ પણ કર્યું. જે સ્ત્રીઓ દ્રવ્યના અભાવથી શિલ્પશિક્ષણનાં સાધનો મેળવી શકતી નહોતી તેમને એ ફંડની રકમમાંથી એ સઘળાં સાધનો પૂરાં પાડવા માંડ્યાં.

કુસુમલતાની ઉમ્મર ચૌદ વર્ષની હતી. તે છાયાની માફક ભગિનીની સાથે રહીને જ તેનું અનુકરણ કરવાનો પ્રયત્ન કરતી હતી.

શાન્તિલતા પોતાના આદર્શ અને મહત્ ચરિત્રથી કુટુંબમાં ઘણી સુખશાન્તિનો વિસ્તાર કરતી હતી; કિન્તુ અરેરે! સત્વર એ સુખનો અંત આવ્યો. કેવી રીતે સુખના દિવસનો અંત આવ્યો અને દુઃખની રાત્રિનો આરંભ થયો એ હકીકત બીજા પ્રકરણમાં નિવેદન કરવામાં આવે છે

## પ્રકરણ ૨ જું.—ભયંકર સંકટ.

બીજા દિવસે મધ્યાન્હકાળ પછી ચંદ્રશંકર પોતાના કુટુંબ પરિવારસહિત નૌકામાં બેસી અનસૂયાનાં દર્શનાર્થે ગયા; કિન્તુ વાયુદેવ અનુકુળ નહિ હોવાથી ત્યાં જઇ પહોંચતાં તેમને ઘણો સમય લાગ્યો. ત્યાંથી તેઓ લગભગ સંધ્યાકાળ પછી પાછા ફર્યા.

પાછા ફરતાં નૌકા ત્વરિતગતિથી જળમાં માર્ગ કાપવા લાગી. એ નૌકામાં ચંદ્રશંકર તથા તેમના કુટુંબ પરિવાર સિવાય અન્ય એક પણ માણસ નહોતું. આકાશમાં ચંદ્રિકા પ્રકાશી રહેલી હોઇ ચંદ્રકિરણો સરિતાના શીતળ જળમાં નૃત્ય કરતાં જોવામાં આવતાં હતાં. વારંવાર ઉચ્ચ જળતરંગો ઉછળતા હતા. વાયુ જોરથી ફુંકાતો હતો. પાછળ કે આગળ બીજી એક પણ નૌકા જોવામાં આવતી નહોતી. પ્રકૃતિએ ભુવનમોહન સ્વરુપસૌન્દર્ય ધારણ કર્યું હતું. બાળક પ્રમોદકિશોર નૌકામાં નિદ્રાધીન થઇ ગયો હતો. કુસુમ અને શાન્તિલતા સરિતાનું રમણીય સૌન્દર્ય જોઇને આનંદમગ્ન બની ગયાં હતાં. શાન્તિલતાએ થોડા સમય પછી મૌનનો ભંગ કરીને કહ્યું:—"ચાંદનીના સ્વચ્છ અને સુવિમળ પ્રકાશમાં નર્મદાનું જળ કેવું સુંદર દેખાય છે ? મનુષ્યનો પ્રાણ પણ આવો પવિત્ર અને સુંદર થઇ શકે તેમ છે."

કુસુમ:—બ્હેન ! મનુષ્યને તો એવું સુંદર થયેલું જોવામાં આવતું નથી.

શાન્તિ:—વિશ્વમાં મહાપુરુષોનું હૃદય આવું સુંદર જ હોય છે. યોગભક્તિજ્ઞાનથી તેમના પ્રાણે અલૌકિક સૌન્દર્ય ધારણ કરેલું હોય છે.

કુસુમઃ—એવા મહાપુરુષો જગતમાં ઘણા થોડા હોય છે. ઘણા લોકો ખરાબ જ હોય છે. જાણે કે ખરાબ થવું એવો જ જનસ્વભાવ છે!

શાન્તિઃ—બ્હેન, પાપ અને અપવિત્રતા જીવાત્માનો ધર્મ નથી. જો મનુષ્ય કદાચ સાધના કરે, પોતાની ચંચળ અસ્વચ્છ બુદ્ધિને સ્વચ્છ કરે, જ્ઞાનના પ્રકાશથી અજ્ઞાનતાનો અંધકાર દૂર કરે તો મનુષ્ય આ મૃત્યુલોકમાં જ દેવતાના જેવું સૌન્દર્ય મેળવી શકે. જો, આ પુષ્પોને વિકસિત કરવા માટે અને સુંદર બનાવવા માટે પ્રકૃતિ કેવો પ્રયત્ન કરે છે? મનુષ્યના આત્માને પવિત્ર કરવાનો પ્રકૃતિ પ્રયત્ન નથી કરતી કે? ભગવાનના મંગલ હસ્તદ્વારા દોરાઇને, પ્રકૃતિ રાત્રિદિવસ પરિશ્રમ વેઠીને જીવને સ્વર્ગના તરફ, પવિત્રતાના તરફ ધીમે ધીમે લઈ જાય છે. એક ખોટું કાર્ય કરતાં, અંતરને ભયંકર આઘાત કરી પુનઃ એવું અનુચિત કાર્ય નહિ કરવાની વે તેને સૂચના કરે છે. એ ગંભીર વાણીને લોકો વિવેક કહે છે; પરંતુ એ ભગવાનની જ આજ્ઞા છે."

કુસુમઃ—એ આજ્ઞા જગતમાં કેટલાં મનુષ્યો સાંભળે છે?

શાન્તિઃ—જેમનું હૃદય નિર્મળ હોય છે તેઓ આ આજ્ઞારૂપ સાંભળી શકે છે. ઘડીઆળનો કાંટો જેવી રીતે રાત્રિદિવસ ટક ટક અવાજ કરીને વાગે છે એવી જ રીતે પ્રાણના પ્રાણમાં—અંતરમાં બેસી રાત્રિદિવસ એક જણ જીવને એવું જણાવે છે કે, 'આ સારૂં છે—આ ખોટું છે. આ સારૂં છે—આ ખોટું છે.'

કુસુમઃ—પ્રાણ કેવી રીતે નિર્મળ થઇ શકે?

શાન્તિઃ—સાધનાદ્વારા આત્મા નિર્મળ થઇ શકે છેઃ ગંભીર ધર્મસાધનાથી પૂર્વે મહર્ષિઓના આત્માઓએ પ્રકૃત નિર્મળતા પ્રાપ્ત કરી હતી.

આવા પ્રકારની વાતચિતમાં થોડો વખત પસાર થયો. એવામાં આકાશમંડળમાં અનેક ન્હાનાં મ્હોટાં વાદળાંઓ દોડાદોડ કરતાં જોવામાં આવ્યાં. એક મ્હોટા કાળા વાદળામાં ચંદ્રદેવ પણ છુપાઇ ગયા ધીમે ધીમે પશ્ચિમાકાશે ભીષણ સ્વરુપ ધારણ કર્યું અને સર્વત્ર અપાર અંધકારનો વિસ્તાર થઇ ગયો. આ સમયે માછીએ કહ્યુંઃ–" સ્થિતિ સારી જણાતી નથી."

ચંદ્રશંકરે કહ્યુંઃ—" અહીંથી એક પણ તરફનો કિનારો જોવામાં આવતો નથી. તું નિર્ભય હોય એવા સ્થળે નૌકા લઇ જઇને લંગર નાખ."

પરંતુ ધીમે ધીમે વાયુદેવતાનું તોફાન વૃદ્ધિંગત થયું. માછીએ બિચારાએ મહામુશિબતે એક બાજુના કિનારા પાસે નૌકા લઇ જઇને લંગર નાખ્યું.

અલ્પકાળ પછી મુશળધાર વૃષ્ટિ થવા લાગી. જો નૌકા થોડો વધારે સમય જળપ્રવાહમાં રહી હોત તો કેવું ભીષણ અનિષ્ટ થાત એની કલ્પના કરતાં જીવ કંપી ઊઠતો હતો. વાયુના તોફાનથી સમસ્ત શાન્ત પ્રકૃતિ કંપી ઊઠી. વનવિહંગમોનો આર્ત્તનાદ શ્રવણગોચર થવા લાગ્યો. સરિતાનું સ્વચ્છ જળ પણ તદ્દન કાળું બની ગયું. કુસુમ ગભરાઇ જઇ પોતાની માતા પાસે જઇને બેઠી. કુસુમની માતા પાર્વતીએ નિદ્રાધિન થયેલા પ્રમોદકિશોરને પોતાના ખોળામાં લઇ લીધો.

ચંદ્રશંકરે કહ્યું:—" ઊંઘી ગયેલા પ્રમોદને તું શામાટે વિરક્ત કરે છે! અત્રે ભય પામવા જેવું કાંઇ કારણ નથી."

અદ્યાપિ શાન્તિલતા અસ્થિર બની ગયેલી પ્રકૃતિ તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહી હતી. આવી રીતે બીજો થોડો સમય પસાર થયો એટલે તોફાન કાંઇક નરમ પડયું; પરંતુ વાયુનો વેગ ધીમો પડયો નહિ. સરિતાનો પ્રવાહ પણ એવી સ્વચ્છંદતાથી આગળ જતો હતો કે, એકાએક એમાં નૌકા ચલાવી શકવાનું કાર્ય ઘણું ભયજનક હતું.

ચંદ્રશંકર સમય વિચારી સર્વની સાથે કિનારા ઉપર ઉતર્યા અને માછીઓ જ માત્ર નૌકામાં બેસી રહ્યા. અદ્યાપિ થોડી થોડી વૃષ્ટિ થતી હતી. ચંદ્રશંકરને કુટુંબ પરિવારસહિત કિનારા ઉપર ઉતરેલા જોઇને એક માછીએ કહ્યું:—" શેઠજી! આ જગ્યા ઘણી ભયંકર છે. અહીંથી થોડે દૂર આવેલા એક ગામડામાં કેટલાક લૂંટારાઓ રહે છે. તેઓ અહીંથી જતાં આવતાં ઘણાં માણસો ઉપર હુમલો કરી તેમનું સર્વસ્વ લૂંટી લે છે."

ચંદ્રશંકરે કહ્યું:—" આપણે અહીં વધારે વખત સૂધી રોકાઇશું નહિ. તમે સર્વે પણ અત્રે આવો. આપણે અહીં બેસીને થોડો સમય વાતચિતમાં વીતાડીએ. વૃષ્ટિ બંધ થશે અને વંટોળીઆનું તોફાન નરમ પડશે એટલે આપણે આગળ વધીશું."

એ નૌકામાં ત્રણ માછીઓ હતા. ત્રણે માછીઓ ચંદ્રશંકરની પાસે કિનારે જઇને બેઠા. ચંદ્રશંકરે પત્ની તરફ જોઇને કહ્યું:–"ધૈર્ય અને સાહસ માનવના મનુષ્યત્વની એક દિશા છે. જેવી રીતે વિ-

શ્વાસ, દયા અને ધર્મથી મનુષ્યત્વ વિકસિત થાય છે તેવી જ રીતે સંકટ પ્રસંગે ધૈર્ય અને સાહસથી મનુષ્યત્વનો વિકાસ થાય છે."

પાર્વતીઃ—ઘણી વખતે ખોટા સાહસથી પણ સંકટ ઉપસ્થિત થાય છે.

ચંદ્રશંકરઃ—સંકટ સમયે સાહસ અને ધૈર્યથી ઘણી વખતે સંકટમુક્ત પણ થઈ શકાય છે.

પાર્વતીઃ—જો હૃદયમાં પુણ્યબળ હોય છે તો સાહસ આપોઆપ આવીને ઉપસ્થિત થાય છે.

ચંદ્રશંકરઃ—એક વખતે એક ગૃહસ્થના મકાનમાં કેટલાક બદમાશ માણસોએ હુમલો કર્યો હતો. ઘરમાં એક પણ પુરુષ હાજર નહોતો બદમાશોએ સહેલાઇથી બારણાં ભાંગી નાખી મકાનમાં પ્રવેશ કર્યો. બીજો કોઇ ઉપાય નહિ હોવાથી એ સમયે એક સ્ત્રી હાથમાં સમશેર લઇને બ્હાર નીકળી. એ સમશેરના આઘાતથી એક બદમાશને ઘણી ઇજા થઇ: તેથી બીજા બદમાશો ભયભીત બનીને નાશી ગયા.

પાર્વતીઃ—પાપની શક્તિ કરતાં પવિત્રતાની શક્તિ વિશેષ પ્રબળ જ હોય છે.

ચંદ્રશંકરઃ—પ્રત્યેક નરનારીએ સાહસ અને ધૈર્યનો વિકાસ કરવો જોઇએ. તદ્દન હલકા વર્ગની સ્ત્રીઓમાં જ આવું સાહસ જોવામાં આવે છે. એક વખતે એક હલકા વર્ગની સ્ત્રી જંગલમાં લાકડાં લેવા માટે ગઈ હતી. એવા સમયે એક પાપિષ્ઠ પુરુષે પોતાની પાપવાસના પાર ઉતારવાના હેતુથી એ સ્ત્રી ઉપર આક્રમણ કર્યું.

એ બહાદુર સાહસિક સ્ત્રીએ તરત જ હાથમાંની કુહાડીથી એ પિ-
શાચ પુરુષને મારી નાખ્યો.

પાર્વતીઃ—એ અબળાએ ક્યાંથી એવી શક્તિ મેળવી ? અં-
તરના પુણ્યબળમાંથી જ પવિત્રતાનું રક્ષણ કરવાની આકાંક્ષાથી જે
શક્તિ પ્રાપ્ત થાય છે તેનું બળ કાંઇ સામાન્ય હોતું નથી; કેમકે સ્વયં
પરમાત્મા પવિત્રતાના રક્ષક છે.

ચંદ્રશંકરઃ—એમાં શો સંદેહ છે ? સ્ત્રીજાતિનું ધર્મબળ અ-
સામાન્ય છે. પ્રત્યેક યુગમાં એનાં અસંખ્ય ઉદાહરણો કિંવા દૃષ્ટાન્તો
જોવામાં આવે છે. ખાસ કરીને ભારતની અલૌકિક હૃદયબળવાળી
ધર્મપરાયણા નારીઓ ધર્મરક્ષણના માટે સહેલાઇથી પોતાના જી-
વનનો પણ ત્યાગ કરે છે. ચિત્તોડની સૂર્યવંશીયા રજપૂતાણીઓની
હૃદયભેદક હકીકત તો ત્હેં સાંભળી છે ને ? તેમણે પ્રસન્નમુખે સળ-
ગતી ચિતામાં પોતાનું જીવન વિસર્જન કર્યું હતું.

પાર્વતીઃ—વર્ત્તમાન સમયે આર્યનારીઓ એવું અદ્ભુત હૃદય-
બળ ગૂમાવી બેઠી છે કે ?

ચંદ્રશંકરઃ—ના. ભારતના અવિનશ્વર પુષ્પોદ્યાનમાં હજી પણ
પરમપવિત્ર સ્વર્ગીય કુસુમનો અભાવ નથી.

આવા સમયે 'દુમ—દુમ' કરતો બંદુકનો અવાજ થયો.
નિબિડ તરૂશાખા પલ્લવોમાં છુપાઇ રહેલાં વનવિહંગમો ભયભીત બની
જઇ ઉડી જવા લાગ્યાં. કિનારે બેઠેલાં સઘળાં માણસોએ જે તરફ-
થી બંદુકનો અવાજ સાંભળવામાં આવ્યો તે તરફ જોયું તો તેમણે
ઘણા લોકોને સળગતી મશાલો હાથમાં લઇને પોતાની નૌકા તરફ
આવતા જોયા.

માછીઓ બોલી ઊઠ્યા:—" શેઠજી, હવે કોઇ પણ રીતે આપણું રક્ષણ થઇ શકે તેમ નથી. બદમાશ લૂંટારાઓ આપણા તરફ જ આવતા જણાય છે."

ચંદ્રશંકર ચાલીસ પચાસ લૂંટારાઓને પોતાના તરફ આવતા જોઇને ગભરાઇ ગયા. કેવી રીતે પોતાનું તેમજ પોતાના કુટુંબનું રક્ષણ કરવું તેનો તેઓ કશો નિર્ણય કરી શક્યા નહિ. લૂંટારાઓ વિવિધ અસ્ત્રશસ્ત્રથી સુસજ્જિત થઇને આવતા હતા અને ચંદ્રશંકર તથા નૌકાના માછીઓ પાસે એક પણ હથિયાર નહોતું.

અલ્પકાળમાં જ એ લૂંટારાઓએ આવી કિનારે બેઠેલાં સઘળાં માણસોને ઘેરી લીધાં. કુસુમ ભયની ભાવનાથી રૂદન કરવા લાગી. પ્રમોદ જાગી ઊઠી, એકાએક આવો ભીષણ દેખાવ જોઈ ભયથી દિંગ્મૂઢ બની ગયો.

લૂંટારાઓ પૈકી કેટલાકે પોતાના મ્હોં ઉપર કાળો બુરખો નાખેલો હોવાથી તેમની મુખમુદ્રાનું દર્શન કરી શકાતું નહોતું.

કુસુમને ગભરાઈ ગયેલી અને રૂદન કરતી જોઇને પાર્વતીએ કહ્યું:—" સંકટ સમયે શ્રીનારાયણનું સ્મરણ કર. વિભદભંજન વ્રજવિહારી સિવાય બીજું કોઈ આપણું રક્ષણ કરી શકે તેમ નથી."

ભક્તિ, વિશ્વાસ અને નિર્ભયતાના નિર્મળ પ્રકાશથી કુસુમનું મુખમંડળ ઉજ્વળ બની ગયું. તેણે શાન્તિલતાના મુખ તરફ જોયું તો એ મુખ ઉપર આશ્ચર્યયુક્ત સ્વર્ગીય પવિત્રતાની જ્યોતિ પ્રકાશી રહી હતી. તેનાં નેત્રોમાંથી જાણે કે સળગતા અંગારા ઝરતા હતા. કુસુમ શાન્તિલતાનું રૂદ્ર સ્વરૂપ જોઈ ભયભીત બની ગઇ.

શાન્તિલતાના હાથમાં બે રત્નજડિત સુવર્ણમુદ્રિકાઓ હતી; એ પૈકીના એક મુદ્રિકા આંગળીમાંથી બ્હાર કાઢી કુસુમના હાથમાં આપતાં તેણે કહ્યું:—"કુસુમ! આ મુદ્રિકા લે. આ સમય કાંઇ સાધારણ નથી તેમજ તું કાંઇ હવે ન્હાની નથી. જ્યારે ધર્મ જ-વાનો સમય દુર્ભાગ્યે આવી પહોંચે ત્યારે ધર્મરક્ષણના માટે તું આ મુદ્રિકામાંનું રત્ન બ્હાર કાઢી તેને ચુસી જજે અને પ્રાણ ત્યાગજે. સતીત્વધનનું સંરક્ષણ કરવાને માટે મરવું પડે તો પણ તું ગભરાઇશ નહિ."

કુસુમ મુદ્રિકા હાથમાં લઇ વિપદભંજન વ્રજવિહારીનું સ્મરણ કરવા લાગી. હવે કુસુમનું અશ્રુજળ જતું રહ્યું. એક પ્રકારનું અપૂર્વ સાહસ તેના અંતરમાં ઉપસ્થિત થયું.

આ સમયે જ લૂંટારાઓએ ચંદ્રશંકર, શાન્તિલતા, કુસુમ, પાર્વતી અને માછીઓ ઉપર એક જાતની ભુકી નાખી. એ ભુકી અંગ ઉપર પડતાં જ તેઓ સર્વ બેશુદ્ધ બની ગયાં. જ્યારે તેઓ શુદ્ધિમાં આવ્યાં ત્યારે તેઓ શાન્તિલતાને ત્યાં જોઇ શક્યા નહિ. નૌકામાં તપાસ કરતાં ઘણોખરો સરસામાન ચોરાયલો માલૂમ પડ્યો.

કુસુમે માતાપિતાની પાસે રૂદન કરતાં કરતાં કહ્યું:—"બા! બ્હેન ક્યાં છે?"

બદમાશ લૂંટારાઓ દેવી શાન્તિલતાને ઉપાડી ચાલ્યા ગયા હતા. આ સમયની ચંદ્રશંકર, પાર્વતી અને કુસુમની હૃદયભેદક સ્થિતિનું વર્ણન કરતાં પાષાણ પણ ફાટી જાય તેમ હતો.

કુસુમે રૂદન કરતાં કરતાં કહ્યું:—"હે વિધાતા! તમારા મન-માં આવુંજ હતું કે શું? અરેરે! મ્હારી પ્રાણાધિકા ભગિની ક્યાં કેવી સ્થિતિમાં હશે?"

## પ્રકરણ ૩ જું.—ભારતમાતાનો એકનિષ્ઠ ભક્ત.

આ સંસાર—અરણ્ય વિધાતાદેવીનું લીલાસ્થાન છે. જ્યારે પુષ્પ વિકસિત હોય છે, ભ્રમર ગુંજારવ કરતો હોય છે, મનુષ્ય વિવિધ સુખના ઉપભોગથી આનંદમગ્ન હોય છે ત્યારે તેમના સર્વના નસીબ-માં થોડા સમય પછી વિધાતાએ શું બનવાનું લખેલું હોય છે તે કોણ જાણે છે? આજે જે ઇમારત આકાશમંડળ સાથે વાતચિત કરતી જોવામાં આવે છે તે કાલે જમીનદોસ્ત નહિ થાય એમ કોણ કહી શકે છે? જે સંસાર આજે સુખમય જણાય છે તે કાલે દુઃખ મય નહિ થાય એમ કોણ જણાવી શકે છે? તાત્પર્ય એજ કે વિ-ધાતાનું વિધાન કોઇ કળી શકયું નથી તેમજ કળી શકશે પણ નહિ.

વિધાતાના નિષ્ઠુર વિધાનથી ચંદ્રશંકરનું સુખમય મકાન દુઃખ-મય બની ગયું. દેવી સ્વરૂપિણી શાન્તિલતાના અભાવથી એ મકા-નમાં સર્વત્ર શૂન્યતાનો ભાસ થવા લાગ્યો. અરેરે! એ સ્વર્ગની સુંદર કળી કયાં જતી રહી?

જેના પવિત્ર મુખકમળનું દર્શન કરીને પિતામાતા પોતાનું સઘળું દુઃખ ભૂલી જતાં હતાં, જે સંસારમાં શાન્તિસ્વરૂપિણી હતી જેની તિક્ષ્ણ શાન્ત બુદ્ધિ સંકટમાં સન્માર્ગ સૂચવતી હતી એ લ-ક્ષ્મી આજે ક્યાં છે?

શાન્તિલતાની માતા રાત્રિદિવસ પુત્રીનું સ્મરણ કરીને રૂદન કર્યા કરતી હતી. કુસુમ પણ રાત્રિદિવસ ચિન્તામગ્ન બની ગયેલી જોવામાં આવતી હતી. સર્વના મુખ ઉપર એક પ્રકારની ગંભીર ઉદાસીનતા છવાઈ ગઈ હતી.

આવા ભીષણ સંકટ સમયે પણ ચંદ્રશંકરનામાં કેટલું બધું ધૈર્ય હતું! તેઓ અટલ અચળ પર્વતની માફક સ્થિરતાથી તથા શાન્તિથી સઘળું સહન કરતા હતા.

ચંદ્રશંકરે વડોદરા આવીને ડિટેકટિવ પોલિસ નોકરોદ્વારા એ બદમાશ લૂંટારાઓની ઘણી શોધ કરાવી; કિન્તુ બદમાશ લૂંટારાઓ કેદ પકડાયા નહિ. તેમનો કશો પત્તો પણ લાગ્યો નહિ. શાન્તિલતાના કાંઇ સમાચાર સુદ્ધાં મળ્યા નહિ.

જેવી રીતે અતલ સમુદ્રમાં હીરો નાખતાં તે ગૂમ થઇ જાય તેવી રીતે જ શાન્તિલતા એકાએક ગૂમ—અદ્રશ્ય થઇ ગઇ.

આજે રવિવાર હતો. લગભગ ત્રણ વાગ્યા હતા. ચંદ્રશંકર પોતાના બે મજલાના મકાનના એક સુસજ્જિત ઓરડામાં પલંગમાં સૂઇ રહીને એક વર્ત્તમાનપત્ર વાંચતા હતા. કુસુમ પિતાની ચરણસેવા કરતી હતી. પાસે પાથરેલી એક શેતરંજી ઉપર પાર્વતી બેઠી હતી. સર્વેએ મૌન ધારણ કર્યું હતું.

ચંદ્રશંકરે વર્ત્તમાનપત્ર હાથમાંથી નીચે મૂકી એક ગાઢ નિ-શ્વાસ મૂકીને કહ્યું:—"હાય ભાગ્ય!"

પાર્વતીએ કહ્યું:—"મ્હારા ભાગ્યદોષથી જ હું શાન્તિને ગૂમાવી બેઠી છું. જો એના અદશ્ય થયા પહેલાં મ્હારું મૃત્યુ થયું હોત તો મ્હને આટલો બધો શોક થાત નહિ. અરેરે! મ્હારી શાન્તિની કેવી દુર્દશા થઇ હશે?"

ચંદ્રશંકર પલંગમાં બેઠા થયા. સ્થિર સ્વરે તેમણે ઉત્તર આપ્યો:—"તમે સર્વ મ્હારી શાન્તિને ઓળખી શકયાં નથી. તે પો-

તાના તેજથી સર્વત્ર સુરક્ષિતા જ છે. અગ્નિને કોણ સ્પર્શ કરી શકે તેમ છે ?"

પાર્વતી:—કેવું આશ્ચર્ય ! એ બદમાશ લૂંટારાઓનો હજી સુધી કશો પત્તો લાગ્યો નહિ.

ચંદ્રશંકર:—લૂંટારાઓમાંના કેટલાકે પોતાના મ્હોં ઉપર કાળા બુરખા નાખેલા હતા એ લૂંટારાઓમાં કેટલાક પરિચિત પુરુષો છે એમાં સહજ પણ સંદેહ નથી.

પાર્વતી:—વ્યાજબી છે: નહિ તો તેઓ મ્હોં ઉપર બુરખા શામાટે નાખે? એ સઘળા નિષ્ઠુર પુરુષો વન જંગલના વાઘ અને અન્ય હિંસક પ્રાણીઓથી પણ વિશેષ ભયંકર છે. વાઘ, સિંહ વગેરે શું વિશેષ અનિષ્ટ કરી શકે છે ? પરંતુ એ સઘળા મનુષ્ય નામધારી હિંસક જીવ જગતનું કેટલું અનિષ્ટ કરે છે તેની કલ્પના સુદ્ધાં થઇ શકે તેમ નથી.

ચંદ્રશંકર--વર્તમાનકાળમાં ન્હાનાં ન્હાનાં ગામડાંની સ્થિતિ કેવી શોચનીય છે ? હિંસા, દ્વેષ, કલહ આદિ પાપથી પ્રત્યેક ગામમાં નરકસ્થાનનો ભાસ થાય છે. આડોશીપાડોશી પણ અરસ્પરસની ઉન્નતિ જોઇ શકતાં નથી. એક બીજાંની સાથે શત્રુતાચરણ જ જાણે કે તેમનો સ્વભાવ થઈ પડયો છે.

પાર્વતી:—દ્વેષની ઉત્પત્તિથી મનુષ્યના અંતરના સઘળા ઉચ્ચભાવોનો નાશ થાય છે. ગામડાનાં કેટલાંક સરળ હૃદયનાં માણસોને પણ દુષ્ટ મનુષ્યોનો જુલ્મ વેઠવો પડે છે. સર્વત્ર દુર્બળતા તરફ અત્યાચાર થતો જ જોવામાં આવે છે.

ચંદ્રશંકરઃ—ગુજરાતના લગભગ દરેક ગામડાની એવી અવસ્થા છે; છતાં કેટલાંક સ્થળોએ હવે જ્ઞાનના પ્રકાશથી મનુષ્યોનો સ્વભાવ સુધરવા માંડ્યો છે.

પ્રમોદ નીચે રમ્યા કરતો હતો. તેણે આ સમયે ત્યાં દોડી આવીને કહ્યું:—"બાપાજી! કુસુમકાન્તભાઇ આવ્યા છે. તેઓ નીચે ઉભા રહ્યા છે."

"જા, તેમને ઉપર લઇ આવ." ચંદ્રશંકરે કહ્યું.

અલ્પકાળમાં જ કુસુમકાન્ત ત્યાં આવી પહોંચ્યો. કુસુમકાન્ત વિશ્વવિદ્યાલયની કેળવણી પામેલો નવયુવક હતો. આજ સુધીની સઘળી પરીક્ષાઓ ગૌરવસહિત પસાર કરી ગવર્નમેન્ટની કોઇ ઉચ્ચશ્રેણીની કૉલેજમાં તે એમ. એ. નો અભ્યાસ કરતો હતો. પરીક્ષાને થોડો સમય બાકી રહ્યો હતો એવામાં કેટલાંક કારણોને લીધે તેને અભ્યાસ છોડી દેવો પડ્યો હતો.

કુસુમકાન્ત બ્રાહ્મણજાતિનો યુવક હતો. તેની બાલ્યાવસ્થામાં જ તેનાં માતાપિતા પરલોકવાસી થયાં હતાં. તેના પિતા પોતાની પાછળ જે કાંઇ સંપત્તિ મૂકી ગયા હતા એ સંપત્તિમાંથી કુસુમકાન્તનો અભ્યાસ સારી રીતે ચાલતો હતો. તેની સગી ફોઇ સિવાય સંસારમાં બીજું કોઈ તેનું અંગત સગું વ્હાલું નહોતું. કુસુમકાન્તે અભ્યાસનો ત્યાગ કર્યો ત્યાર પછી થોડા દિવસો વીતતાં જ તેની ફોઇ પણ પરલોકવાસિની થઇ. સંસારમાં કુસુમકાન્ત એકલો થયો; કિન્તુ વિધાતાએ તેને દૈવી ભૂષણોથી ભૂષિત કર્યો હતો. પ્રતિભાનો દીપક હાથમાં લઇને તેણે પોતાના પ્રકાશથી જ પોતાનો માર્ગ પ્રકાશિત કરી લીધો. એ પ્રકાશ ઘણો ઉજ્વળ તેમજ ઘણો પવિત્ર હતો.

શહેરમાં જે જે શુભ ઉદ્દેશોવાળી સભાઓ સ્થાપિત થઇને દેશમાં પુણ્યપ્રકાશનો વિસ્તાર કરતી હતી એવી એક સભાના સભ્યપદને કુસુમકાન્તે અભ્યાસ છોડચા પછી સ્વીકાર્યું. એ સભાનું નામ 'હિતસાધિની સભા' હતું. આ સભાના સભ્યો વિવિધ પ્રકારની સમાજસેવા અને સ્વદેશસેવા કરવાના જ પ્રયત્નો કરતા હતા. સાર્વભૌમિક પ્રેમની પ્રતિષ્ઠા જ એ સભાનું મુખ્ય વ્રત હતું. હિન્દુ મુસલ્માન, અંગ્રેજ આદિ સર્વ અરસ્પરસનું જાતિગત અને ધર્મગત પાર્થક્ય ભૂલી જઇને જેથી એકત્ર થઇ શકે તેનો આ સભાદ્વારા સંપૂર્ણ પ્રયત્ન થતો હતો. આ સભાના અધિવેશન સમયે અનેક સહૃદય મુસલ્માન અને એક બે અંગ્રેજ પણ હિન્દુભાઇઓની સાથે આનંદથી એકત્ર થતા હતા.

સાધારણ જનસમાજની દ્રવ્યસહાયતાથી આ સભાની આધીનતામાં એક ફંડ એકત્ર કરવામાં આવ્યું હતું અને સભાના કાર્યવાહકો માટે એક આશ્રમ પણ સ્થાપિત કરવામાં આવ્યો હતો. કેટલાક પરોપકારી યુવકો આ આશ્રમમાં રહી સ્વદેશહિત કર્યા કરતા હતા. કુસુમકાન્ત પણ એવો જ એક ભારતમાતાનો એકનિષ્ઠ ભક્ત હતો—સ્વદેશસેવક હતો.

કુસુમકાન્ત જનની જન્મભૂમિનું કલ્યાણ કરવાના ઉદ્દેશથી, પોતાના સમસ્ત ભોગવિલાસ, સુખસૌભાગ્ય, દ્રવ્યલાલસા વગેરેનો ત્યાગ કરીને પરહિત કરવામાં નિરંતર તત્પર રહેતો હતો. ચંદ્રશંકર તેને સારી રીતે પિછાનતા હોઇ તેના ઉપર તેમનો ઘણો સ્નેહ અને શ્રદ્ધા હતી. પાર્વતી તો કુસુમકાન્તને પોતાનો જ પુત્ર સમજી તેના ઉપર પ્રેમ કરતી હતી. તેના પવિત્ર સ્નેહથી આકર્ષાઇને કુસુમકાન્ત

ક્વચિત્ ક્વચિત્ તેમને ત્યાં આવતો હતો. તે પાર્વતીને માજી કહીને બોલાવતો હતો તથા તેનાં સંતાનોને પોતાનાં ભાઇ ભગિની સમાન સમજતો હતો.

કુસુમકાન્તનો બાંધો ઘણો બળવાન્ હોઇ તેની સુખમુદ્રા અપાર પ્રતિભા પ્રદર્શિત કરતી હતી. તે એક અદ્વિતીય સ્વરૂપવાન્ યુવક હતો. ચંદ્રશંકરે સંમાનથી કુસુમકાન્તને પોતાની પાસે બેસાડ્યો. થોડી વાતચિત થયા પછી તેમણે શાન્તિલતા અદ્રશ્ય થયાની શોચનીય હકીકત તેને કહી સંભળાવી. એ હકીકત સાંભળી રહ્યા પછી કુસુમકાન્તે કહ્યું:—"આવો ભીષણ જુલ્મ થયો છતાં પોલિસ અધિકારીઓ કાંઇ કરી શકતા નથી એ પ્રકાર ઘણો આશ્ચર્યજનક છે."

ચંદ્રશંકર:—તેમણે તો ઘણી તપાસ કરી છે અને કરે છે; કિન્તુ મ્હારાં દુર્ભાગ્યે તેમના પ્રયત્નો સફળ થતા નથી.

પાર્વતી પાસે જ બેઠી હતી. તેણે એક હૃદયભેદક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"કુસુમકાન્તભાઈ! મ્હારી શાન્તિ વિના મ્હને સર્વત્ર શૂન્યકાર ભાસે છે."

ચંદ્રશંકર:—જેઓ પોલિસ વિભાગમાં કાર્ય કરે છે તેમાં હોશિયાર પુરુષો પણ છે. તમે દેવપ્રસાદભાઇને પિછાનો છો કે? તેઓ એક હોશિયાર ડિટેક્ટિવ છે.

કુસુમકાન્ત:—હા, તેમની સાથે મ્હારો ઘણો પરિચય છે.

ચંદ્રશંકરે અલ્પકાળ સુધી શાન્ત રહી પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યો. પછીથી એક નિશ્વાસ મૂકીને તેમણે કહ્યું:—"કુસુમકાન્ત! સઘળાં સંકટો ભાગ્યદોષથી જ આવી પડે છે."

ચંદ્રશંકરના અંતરમાં કેવી અસહ્ય વેદના થતી હતી તેની કલ્પના બીજું કોઇ ભાગ્યે જ કરી શકે તેમ હતું. કુસુમકાન્તે ચંદ્રશંકરનું ધૈર્ય અને સહિષ્ણુતા જોઇને મનમાં તેમની ઘણી પ્રશંસા કરી.

પાર્વતીએ સજળનયને કહ્યું:—" કુસુમકાન્ત ! ભાઇ ! અમે એવાં તે શાં મહાપાપ કર્યાં હશે કે, અમારી શાન્તિને ગૂમાવી બેઠા ? "

કુસુમકાન્તઃ—તમે સર્વ વ્યાકુળ બની જશો નહિ. સત્વર શાન્તિલતા બ્હેનનો પત્તો લાગશે.

ચંદ્રશંકરઃ—ભાઇ ! વચ્ચે તમે કેમ દેખાતા નહોતા ? બ્હાર ગામ ગયા હતા કે શું ?

કુસુમકાન્તઃ—હા, કેટલાંક ગામડાંઓમાં વિવિધ વિષયો ઉપર વકતૃતા કરવાને હું ગયો હતો.

ચંદ્રશંકરઃ—ભાઇ ! માત્ર વકતૃતાથી કશું ફળ ફળવાનું નથી. જો તમે સ્વદેશવાસીઓનું વાસ્તવિક કલ્યાણ કરવાને ઇચ્છતા હો તો પ્રેમની જરૂર છે. પ્રેમ જ વિશ્વવિજયી છે. સર્વ કોઇનું મસ્તક પ્રેમ પાસે ઝૂકે છે.

કુસુમકાન્તઃ—મહાશય ! હવે હું એ વાર્તા સમજી શકયો છું. એકાંતમાં હું જ્યારે આરાધ્યા દેવીનું ધ્યાન ધરું છું ત્યારે માતાજી અંતરમાં પ્રકાશિત થઇને જાણે કે એમ કહે છે કે, ' પ્રથમ ત્હારા સઘળા ભાઇઓ ઉપર પ્રેમ કર. જાતિભેદ, વર્ણભેદ ભૂલી જઇને હિન્દુ, મુસલ્માન, બૌદ્ધ, ક્રિશ્ચિયન આદિ સકળ બંધુઓને સમભાવથી પ્રેમાલિંગન કરી પોતાના કરી લે; એટલે જ તું માતૃપૂજાનો

અધિકારી થઇશ. પ્રેમની સમક્ષ સ્વદેશ અને વિદેશ સમાન જ હોય છે. ભાઇઓના સઘળા અપરાધોને ભૂલી જઇ તેમને કલ્યાણમાર્ગ તરફ લઇ જવાની અતિશય અગત્ય છે.

ચંદ્રશંકરઃ—આજ ખરૂં મનુષ્યત્વ છે. આ સ્થાને જાતિ અભિમાન, વિદ્વેષ, હિંસા વગેરેનું સ્થાન ક્યાં છે?"

કુસુમકાન્ત ભાવપૂર્ણ હૃદયે કહેવા લાગ્યોઃ—"પહેલાં હું દેશવાસીઓથી એક પ્રકારનું દૂરત્વ અનુભવતો હતો. મ્હારા અભ્યાસનાં પુસ્તકોમાં જ હું નિમગ્ન રહેતો હતો. દેશવાસીઓમાં ભળવાનો મ્હને વિશેષ અવકાશ મળતો નહોતો. માતૃસેવામાં દીક્ષિત થયા પછી હું એક પ્રકારની આશ્ચર્યજનક શક્તિ અનુભવું છું. સર્વ પ્રકારના જાતિ અભિમાન અને ગર્વનો જાણે કે, સર્વાંશે વિનાશ થયો છે. હવે હું જોઇ શકું છું કે, માતૃચરણમાં હું ધૂળ કરતાં પણ અધમ છું. ગોખલે, ગાંધી અને ભારતના દાદા જેવા મહાપુરુષોની સ્વદેશભક્તિ આગળ મ્હારી ભક્તિ કાંઇ જ નથી. અદ્યાપિ કરોડો દેશબંધુઓથી હું અભિન્ન છું. અહીં હિન્દુ, મુસલ્માન, ગુજરાતી, મરાઠી, બંગાળી, અંગ્રેજ વગેરેમાં કશો ભેદ નથી. સર્વ મ્હારા પોતાના ભાઇઓ છે. જો મ્હારા લોહીનું પ્રત્યેક બિંદુ તેમના કલ્યાણાર્થે અર્પિત થાય તો જ હું મ્હારું જીવન ધન્ય સમજું." આવેગવશ થઇ આટલાં વચનો ઉચ્ચારી કુસુમકાન્ત શાન્ત થયો. તેની મુખમુદ્રા સવિશેષ જ્યોતિર્મયી જણાવા લાગી. ચંદ્રશંકર હવે વિશેષ કાંઇ બોલ્યા નહિ. કુસુમકાન્ત પણ કાંઇ બોલ્યા સિવાય તેમની પાસેથી વિદાય લઇ ચાલ્યો ગયો.

કુસુમ માતાની પાસે બેસી રહી હતી. કુસુમકાન્તનાં ભાવપૂર્ણ વચનો તેના પ્રાણમાં તરવરતાં હતાં. આવાં વચનો તો અનેક ઉચ્ચારી શકે છે; પરંતુ કુસુમ વિચારવા લાગીઃ—"આ વચનો આવા આંતરિક ભાવ સાથે કોઇ ઉચ્ચારી શકે તેમ નથી. એમની માફક હું પણ સ્વદેશહિતના કાર્યમાં દીક્ષિત ન થઇ શકું કે? સ્ત્રી જાતિ શું એટલી અધમ છે કે તે દેશહિતનું કોઇ પણ કાર્ય ન કરી શકે? ઇશ્વરે રમણીને પૃથિવીના સઘળા ઉચ્ચ આદર્શોથી વિમુખ રાખવાને માટે જ ઉત્પન્ન કરી છે કે શું? ગૃહસંસાર સિવાય સ્ત્રીના જીવનનો બીજો કોઇ ઉદ્દેશ જ નથી કે શું? ના—એમ નહિ થાય. જગતનાં સર્વ પ્રકારનાં મંગળકાર્યોથી સ્ત્રીજાતિ દૂર નહિ જ રહી શકે. સ્ત્રીને પણ પ્રાણ હોય છે. તેને પણ પુરુષે સઘળા સુખદુઃખની ભાગીદાર બનાવી તેનો હાથ પકડી આગળ વધારવી જોઇએ." કુસુમનો અંતરાત્મા એક પ્રકારની નવીન ઉત્તેજનાથી ઉત્તેજિત બની ગયો. ભૂતકાળમાં ભારતવર્ષમાં થઇ ગયેલી આદર્શ અને પરોપકારિણિ સતી સ્ત્રીઓના જીવનનો ઇતિહાસ તેને યાદ આવવા લાગ્યો. તેને પણ એવી આદર્શ રમણી થવાની અભિલાષા ઉપજી. પોતાના હૃદયના ઉચ્ચ આદર્શનો વિષય કુસુમકાન્તને નિવેદન કરવાની તેને ઇચ્છા થઇ; પરંતુ શરમને લીધે તે કાંઇ બોલી શકી નહિ. તેના અંતરનો ભાવ તેના અંતરમાં જ સમાઇ ગયો.

—✻—

## પ્રકરણ ૪ થું.—મિસ ઇલિઝાબેથ.

મિસ ઇલિજાબેથ નામની એક અંગ્રેજ મહિલા કુસુમની શિક્ષયિત્રી હતી. ચંદ્રશંકર હિન્દુ હોવા છતાં તેમનું હૃદય ઘણું ઉદાર અને ઉચ્ચ ભાવનાઓથી પૂર્ણ હતું. હિન્દુસમાજના અનેક કુસંસ્કાર અને ક્ષુદ્રતાથી તેમનો પ્રાણ વિમુક્ત હતો; તેથી જ વિવિધ સદ્ગુણોથી વિભૂષિતા, સ્વધર્મપરાયણા આ ખ્રિસ્તશિષ્યા તેમના ગૃહમંદિરમાં પ્રવેશાધિકાર મેળવી શકી હતી.

ખ્રિસ્તીય ધર્મયાચકો અને ધર્મયાચિકાઓ મહર્ષી ક્રશુના અલૌકિક મહિમાની ઘોષણા કરવા જતાં સર્વત્ર નિર્વિવાદથી ગૃહિત હતી નથી. ઘણી વખતે તેમને ચીન વગેરે જાતિસમુહની પાસેથી વિવિધ પ્રકારની લાંછના ભોગવવી પડી છે, એ વાર્ત્તા કોઇનાથી અવિદિત નથી; કિન્તુ ધર્મ સંબંધીની ઉદારતામાં ભારતવર્ષ સમગ્ર પૃથિવીના આદર્શ સ્થાને બિરાજે છે. આ ખ્રિસ્ત ઉપાસકોને પણ રત્નપ્રસૂતા ભારતમાતાએ સ્નેહથી પોતાના ખોળામાં બેસાડ્યા હતા, અને બેસાડે છે. હિન્દુધર્મ જેવો ઉદાર ધર્મ બીજો એક પણ નથી એથી કરીને જ જૂદાજૂદા ધર્મપ્રચારકો અને ધર્મપ્રચારિકાઓ વિના અડચણે હિન્દુસ્તાનમાં સર્વત્ર પોતાના ધર્મનો પ્રચાર કરવાને સમર્થ થાય છે.

વાસ્તવિક રીતે આ ખ્રિસ્તીય ધર્મયાચિકાઓનું ચારિત્ર્ય અતિ મહત્ હોય છે. પરોપકારવ્રતધારિણી અંગ્રેજ રમણીઓને ધન્ય છે! તેમણે જે ત્યાગ સ્વીકાર્યો છે તેની કલ્પના સુદ્ધાં આપણે કરી શકીએ તેમ નથી. તેમનું ચરિત્રબળ તેમજ પરોપકારવ્રત જોતાં

આપણા અંતરમાં તેમના માટે માન ઉપજ્યા સિવાય રહેતું નથી. વર્ત્તમાન યૂરોપીય મહાસંગ્રામમાં પણ આંગ્લમહિલાઓ જે સેવા-પરાયણતાનું દર્શન કરાવે છે તેથી તેમની અપાર મહત્તાનો પરિચય પ્રાપ્ત થાય છે.

મિસ ઇલિઝાબેથ લક્ષ્યપૂર્વક કુસુમને અભ્યાસ કરાવતી હતી. આ પ્રવીણા ખ્રિસ્તધર્મપ્રચારિકા, પોતાના ચરિત્રના સૌન્દર્યથી ચંદ્રશંકરના કુટુંબનાં સઘળાં માણસોની શ્રદ્ધા આકર્ષવામાં સમર્થ થઇ હતી.

મિસ ઇલિઝાબેથે એવો સંદેશો મોકલ્યો કે, તે જરૂરી કાર્ય પ્રસંગે એક માસને માટે બહાર ગામ જવાની હોવાથી કુસુમને શિક્ષણ આપવા આવી શકશે નહિ; તેથી કુસુમના એક માસના શિક્ષણની વ્યવસ્થા કરી લેવી.

પાર્વતીએ પતિને કહ્યું:—"કુસુમના અભ્યાસની શી વ્યવસ્થા કરીશું? કુસુમકાન્ત ઘણો હોશિયાર છે. જો તે એક મહિના સુધી કુસુમને દરરોજ એક કલાક ભણાવી જાય તો શું ખોટું છે?"

ચંદ્રશંકર:—એમ કરવાની શી જરૂર છે એક મહિનો કુસુમ નહિ અભ્યાસ કરે તો શું બગડી જવાનું છે?

પાર્વતી:—જો એક માસ સુધી એ કાંઇ અભ્યાસ નહિ કરે તો બધું ભૂલી જશે. વળી ખાસ કરીને ઇલિઝાબેથ કરતાં તેને કુસુમકાન્ત સારો અભ્યાસ કરાવશે એક માસમાં તો તેની પાસેથી કુસુમ ઘણું જ્ઞાન મેળવી શકશે.

ચંદ્રશંકરે થોડા સમય સુધી કાંઇ વિચારીને કહ્યું:—"કુસુમની

ઉમ્મર ચૌદ વર્ષ ઉપરની છે, એ તું જાણે છે. આવી નવયુવતી પુત્રીને એક તરૂણ યુવકના વિશેષ સહવાસમાં રાખવી શ્રેયસ્કર નથી. એ સહવાસનું પરિણામ કેવું આવે તે કોણ જાણે છે?!"

આ વાક્યો સાંભળી પાર્વતી વિરક્ત બની ગઇ. વિરક્તભાવ દર્શાવીને તેણે કહ્યું:—"કેવું આશ્ચર્ય! સર્વના ઉપર તમારા અંતરમાં તો અવિશ્વાસ જ ઉપજે છે! કુસુમકાન્તનું ચરિત્ર ઘણું ઉત્તમ અને પવિત્ર છે. વિશેષતઃ કુસુમ જો કે પંદર વર્ષની થઇ છે તથાપિ સંસાર સંબંધી તેને સવિશેષ જ્ઞાન નથી."

"ત્હારી ઇચ્છા હોય તેમ કરવામાં મ્હને કાંઈ અડચણ નથી. પુત્રીના ગુણાવગુણ સંબંધી માતાને જેટલું જ્ઞાન હોય છે તેટલું પિતાને હોતું નથી." ચંદ્રશંકરે કુસુમકાન્તને કુસુમનો શિક્ષક નિયુક્ત કરવાની અનુમતિ દર્શાવી.

તેજ દિવસે ચંદ્રશંકરે કુસુમકાન્તને પોતાને ત્યાં બોલાવ્યો. અંતે કુસુમકાન્ત પાર્વતીના આગ્રહથી કુસુમને ભણાવવા આવવાને કબુલ થયો.



## પ્રકરણ ૫ મું.—સમાજવ્યાધિ અને જાતિદ્વેષ.

યથા સમયે કુસુમકાન્ત કુસુમને ભણાવવા માટે આવ્યો. પ્રથમ તે ચંદ્રશંકરની પાસે જઈ બેઠો એટલે તેમણે કહ્યું:—'કુસુમકાન્ત શિલ્પોન્નતિની સાથે સાથે દેશમાં પ્રચલિત થઇ પડેલા કુસંસ્કારો પ્રત્યે પણ આજકાલના નવયુવકોએ લક્ષ્ય આપવાની જરૂર છે."

કુસુમકાન્તઃ—સભાના કાર્યમાં ગુંથાયા પછી જૂદાં જૂદાં ગામડાના લોકોનો સહવાસ થયાથી હું સમજી શક્યો છું કે, દેશમાં કેવો અજ્ઞાનાંધકાર અને કુસંસ્કારો ફેલાયા છે. વાદળાંઓ સૂર્યને જેવી રીતે ઢાંકી રાખે છે તેવી જ રીતે વિવિધ પ્રકારના કુસંસ્કારોએ હિન્દુસમાજને ઢાંકી રાખ્યો છે.

ચંદ્રશંકરઃ—હિન્દુસમાજની સુધારણાનો સમય હવે પાસે આવી પહોંચ્યો છે.

કુસુમકાન્તઃ—જ્ઞાની માણસો એ સુધારણાની આવશ્યકતા ઘણા સમયથી સમજી શકયા છે; કિન્તુ તેઓ એ સુધારણા કરવાનો માર્ગ શોધી નહિ શકેલા હોવાથી ઘણા અજ્ઞાની માણસો ખ્રિસ્ત ધર્મમાં દીક્ષિત થાય છે. ખ્રિસ્તની ઉદાર અમૃતમય વાણીએ તેમના પ્રાણને આકર્ષ્યો છે મનુષ્ય જ્યારે ઘોર અંધકારમાં અથડાતો હોય છે ત્યારે કોઈ માર્ગ જેવામાં નહિ આવ્યાથી દૂર આવેલો ક્ષીણતેજ દીપક તેની દૃષ્ટિનું અવશ્ય આકર્ષણ કરે છે !

ચંદ્રશંકરઃ—અરેરે ! આ કેવી ભ્રાન્તિ છે ?

કુસુમકાન્તઃ—ખરું છે; પોતાનું જળાશય શૂન્ય થયું હોય તો તેથી શું સમુદ્રના બીજા કિનારે જઇ જળપાન કરવું ? પોતાના જળાશયને જ જળપૂર્ણ કેમ ન કરવું ? કુસંસ્કારોનો વિસ્તાર થયેલો હોવાથી શું સ્વધર્મનો ત્યાગ કરવો ? છતાં આટલું તો અવશ્ય સ્વીકારવું જોઇએ કે જેનું જે કાંઇ ઉત્તમ હોય તે ગ્રહણ કરવામાં કશો દોષ નથી. આવા પ્રકારની ઉદારતા ન હોય તો ભારતવાસીઓના જાતીય જીવનમાં શક્તિનો સંચાર કેવી રીતે થઈ શકે ? પરંતુ તેથી

શું સ્વધર્મનો ત્યાગ કરવો ? સ્વધર્મના સુદૃઢ આશ્રયમાં નિવાસ કરીને વિદેશીઓના સદ્ગુણરૂપી અમૃતધારાનું પાન કરીને આપણે આપણા જાતીયજીવન વૃક્ષને પરિપુષ્ટ અને ઉન્નત કરવું જોઇએ.

ચંદ્રશંકરઃ—ગમે તે કારણથી કહો; કિન્તુ વર્ત્તમાનકાળના જ્ઞાની મનુષ્યોની દૃષ્ટિ સ્વધર્મ પ્રત્યે આકર્ષાઈ છે.

કુસુમકાન્તઃ—પરંતુ દુઃખનો વિષય એ છે કે, હિન્દુસમાજની સુધારણા માટે હમણાનાં શિક્ષિત પુરુષો ઘણા ઉદાસિન છે. તેઓ જાણે કે દૂર જ રહેવાને ઇચ્છે છે.

ચંદ્રશંકરઃ—વિવિધ પ્રકારના કુસંસ્કારોના પરિણામે પરમપવિત્ર હિન્દુધર્મે ઉપધર્મનો આકાર ધારણ કર્યો છે. જાતીયજીવન, જાતીય ઉચ્ચલક્ષ્ય તરફ કોઈની દૃષ્ટિ નથી. વળી અંધશ્રદ્ધા એ હિન્દુજાતિનો મુખ્ય વિષય થઈ પડ્યો છે. બ્હાર ગામ જવાને માટે કયો દિવસ શુભ છે અને કયો દિવસ અશુભ છે, અમુક દિવસે શું ખવાય ને અમુક દિવસે શું ન ખવાય એવી બાબતોનો નિર્ણય કરવાને માટે જ પંચાગો ઉથાડી ઘણાખરા માણસો તેમાં લીન બની ગયા છે; પરંતુ દિન પ્રતિદિન આપણી સ્થિતિ શોચનીય થતી જાય છે, આપણા અસંખ્ય દેશબંધુઓ ક્ષુધાની વેદના અનુભવવા લાગ્યા છે, આપણું જીવન આળસુ થવા માંડ્યું છે એ તરફ કોઇનું લક્ષ્ય નથી.

કુસુમકાન્તઃ—થોડા દિવસ પૂર્વે સભાના કાર્યાર્થે અમે એક ગામડામાં ગયા હતા. એક દિવસે ગંભીર રાત્રે જંગલમાં અમે એક બાળકને રડતું સાંભળી શક્યા. એ બાળકના રૂદનધ્વનિ ઉપરથી અમે એટલું તો સમજી શક્યા કે, એ માતાના ખોળામાં બેઠેલા બાળકનો

રૂદનધ્વનિ નહિ; પરંતુ કોઇ અનાથ બાળકનો જ રૂદનધ્વનિ હતો. અમે એટલામાં બે કલાક સૂઈ શકાયા તોપણ એ બાળકનો રૂદનધ્વનિ બંધ નહિ થયાથી મ્હારું હૃદય ઘણું વ્યાકુળ બની ગયું અને કેટલાક બંધુઓએ એ અંધકારમયી રાત્રે જંગલમાં પ્રવેશ કર્યો. અમે થોડે દૂર ગયા એટલે એક મકાન અમારા જોવામાં આવ્યું. એ મકાનને જીર્ણ ઝુંપડી કહું તો તે જ વિશેષ સયુક્તિક લેખાશે. અમે એ ઝુંપડીમાં પ્રવેશ કરીને જોયું તો તેમાં એક ચટાઇ ઉપર એક થોડા સમયથી જન્મ પામેલું બાળક સૂઇ રહીને રૂદન કર્યા કરતું હતું. એ બાળકને કોઇ નિષ્ઠુર પાષાણ હૃદયની વિધવા જ જન્મ આપીને પોતાનું મહાપાપ છુપાવવાને માટે આ સ્થાને મૂકી ગઇ હશે એમ અમે સમજી શક્યા અને અમે એ બાળકને ઉપાડી લીધું.

પાર્વતી આ વાર્ત્તા લક્ષ્યપૂર્વક સાંભળતી હતી. તેણે કહ્યું:—"એ બાળકનું શું કરવાનો તમારો વિચાર છે?"

કુસુમકાન્ત:—હાલ તરત તો મ્હારે તેને નડિયાદ અનાથાશ્રમમાં મોકલી આપવું પડશે. નડિયાદ અનાથાશ્રમમાં તેની સારી સંભાળ લેવાશે એવી મ્હને સંપૂર્ણ ખાત્રી છે.

ચંદ્રશંકર:—વિધવા સ્ત્રીઓ આવાં કુકર્મો વારંવાર કરતી જોવામાં આવે છે એ ઘણી શોકજનક વાર્ત્તા છે. વિધવાઓએ તો સ્વદેશહિતના મંગળકાર્યમાં પોતાનું જીવન સમર્પણ કરવું જોઇએ; છતાં એક રીતે જોવા જતાં આપણા ગુજરાતમાં વિધવાઓને તેમનાં માબાપો કિંવા બીજાં નિકટનાં સગાંવ્હાલાંઓ તરફથી ધર્મનીતિનું અને બ્રહ્મચર્યના પ્રભાવનું જોઇએ એવું શિક્ષણ આપવામાં

આવતું નથી અને બાળલગ્નનો બરાબર પ્રતિબંધ થતો નથી; તેના પરિણામે જ આર્ય વિધવાઓની વૃત્તિ ધર્મમાર્ગ તરફ નહિ ખેંચાતાં અધર્મમાર્ગ તરફ સત્વર ખેંચાય છે. મ્હારી માન્યતા એવી છે કે, જો વિધવાઓને સુયોગ્ય શિક્ષણ આપ્યું હોય, આદર્શ સતી સાધ્વી પુણ્યમયી સ્ત્રીઓનાં આદર્શ ચરિત્રનો તેમને અભ્યાસ કરાવ્યો હોય તો તેઓ પોતાના જ્ઞાનથી અસંખ્ય અભણ સ્ત્રીઓને જ્ઞાન-દાન દઈ તેમના જીવનને સુખમય અને પવિત્રતામય કરી શકે. વળી આપણા દેશમાં વિધવાઓને શિક્ષણ પ્રાપ્ત થાય એવી સંસ્થાઓ પણ જોઈતી સંખ્યામાં નથી; તેથી એ દિશામાં આગળ પગલાં ભરવાની ખાસ જરૂર છે

કુસુમકાન્તઃ—આપનું કહેવું અક્ષરશઃ સત્ય છે. આપણા દેશમાં સ્ત્રીશિક્ષણની ઘણી જ જરૂર છે. ભણેલી સ્ત્રીઓની સંખ્યા આપણા દેશમાં ઘણી થોડી છે. આર્યમાતાઓને સ્વદેશહિત-ચિંતકોએ પ્રથમ સુશિક્ષિતા કરવાની આવશ્યકતા છે. જો આર્યમાતાઓ વિવિધ પ્રકારના જ્ઞાનથી વિભૂષિતા થઈ શકે તો હિન્દુસમાજની સત્વર ઉન્નતિ થયા સિવાય રહે નહિ.

ચંદ્રશંકરઃ—સ્કૂલો અને કૉલેજોમાં સ્ત્રીજાતિને જે પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે એનો હું પક્ષપાતી નથી. સ્ત્રીજાતિના સ્વભાવસુલભ અનેક સદ્ગુણોનો વિકાસ કરવામાં એ શિક્ષણ મળવાનો બંદોબસ્ત થવો જોઇએ. સ્કૂલ કિંવા કૉલેજમાં પુષ્કળ પુસ્તકો મુખસ્થ કર્યાથી વિશેષ ફાયદો થાય છે એમ હું માનતો નથી. સ્ત્રીજાતિને યત્નપૂર્વક ધર્મશિક્ષણ, સમાજશિક્ષણ અને સંસાર શિક્ષણથી જ શિક્ષિતા કરવાની અત્યંત અગત્ય છે.

કુસુમકાન્તઃ—ગમે તેમ હોય પરંતુ આર્યમાતાઓએ પ્રથમ જાગ્રત થવાની જરૂર છે. બાળકોને સ્તનપાન કરાવતાં કરાવતાં તેમણે તેમને મંગળમંત્રથી દીક્ષિત કરવાં જોઇએ. ત્યારે જ કુસંસ્કારોનો વિનાશ થઈ અજ્ઞાનતાના અંધકારમાંથી સ્વદેશનો ઉદ્ધાર થશે.

ચંદ્રશંકરઃ—કુસુમકાન્ત! આ સઘળા અંધવિશ્વાસ કરતાં પણ જાતિદ્વેષ ઘણોજ અનિષ્ટકર્તા છે. જાતિદ્વેષથી જ આપણા સમાજમાં એકતાનો અભાવ જોવામાં આવે છે.

કુસુમકાન્તે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"જાતિદ્વેષના પરિણામે જ ઘણાખરા હિન્દુઓ પરાપૂર્વથી ચાલતા આવેલા ધર્મનો ત્યાગ કરી બીજા ધર્મને સ્વીકારે છે. એથી સમાજ કેવો દુર્બળ બને છે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. ક્રિશ્ચિયન અને મુસલ્માન ધર્માનુયાયીઓ એક જણના સંકટ પ્રસંગે એકતાબદ્ધ થઇને એ સંકટ દૂર કરવાનો પ્રયત્ન કરે છે; પરંતુ આ જાતિદ્વેષના પરિણામે હિન્દુઓ એક બીજાથી એવા જૂદા થઇ પડ્યા છે કે, એક સંપ્રદાયની સંપદવિપદમાં અન્ય સંપ્રદાય સંપૂર્ણરૂપે ઉદાસીન રહેતો જોવામાં આવે છે. સર્વનો ધર્મ એક છે; પરંતુ સંપ્રદાયોની દુર્ભેદ્ય દિવાલોએ પરસ્પરને ભિન્ન રાખી મૂક્યા છે."

ચંદ્રશંકરઃ—એમાં કાંઇ ખોટું નથી.

કુસુમકાન્તઃ—શૂદ્ર જાતિની પણ હિંદુસમાજમાં ગણના થાય છે. એમની સંખ્યા પણ કાંઇ થોડી નથી. જો એ જાતિને હિન્દુસમાજથી અલગ કરવામાં આવે તો તેથી હિન્દુસમાજને ઘણું નુકસાન થાય તેમ છે. દૈહિકબળમાં તેઓ શ્રેષ્ઠ છે. તેમનાથી હિન્દુ સમાજ રક્ષો છે. બળવાન્ કિન્તુ જાતિદ્વેષ જ સર્વસ્વના નાશના કા-

૨૯.૩૫ છે. જાતિઅભિમાનને વશીભૂત થઇ ઉચ્ચવર્ણ—જેવી કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે, શૂદ્રજાતિ તરફ તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી જુએ છે. તેઓ એ શૂદ્ર જાતિને અસ્પર્શ્ય ગણે છે. આથી જ શૂદ્ર જાતિના ઘણાખરા લોકો ખ્રિસ્તધર્મનો આશ્રય સ્વીકારે છે. **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** એ સૂત્રનું તેમને જ્ઞાન હોતું નથી. વળી જેમણે ખ્રિસ્તધર્મ સ્વીકારેલો નથી. તેઓ પણ ઉચ્ચવર્ણના તિરસ્કારથી મૃતવત્ બની ગયેલા છે.

ચંદ્રશંકરઃ—તમે જે કહો છો તે સત્ય છે; પરંતુ આ સમસ્ત શૂદ્રજાતિના લોકોની સ્વતંત્રતા પણ દિવસે દિવસે વધી ગઇ છે. ઉચ્ચવર્ણના લોકોની સેવા કરી તેઓ પોતાનો જીવનનિર્વાહ ચલાવવાને હવે ઇચ્છતા નથી.

કુસુમકાન્તઃ—આ વીસમી સદીના જ્ઞાનપૂર્ણ સમયમાં કોઇને હવે ગુલામ બનાવીને રાખી શકાય તેમ નથી. આ સ્વાધીનતાના યુગમાં સર્વ આપોઆપ ચૈતન્ય મેળવે છે. હું આપને એવો પ્રશ્ન કરું છું કે, સઘળી ઉચ્ચવર્ણોએ નીચ વર્ણની ઉન્નતિ માટે શું કર્યું છે ? તેમનામાં શિક્ષણનો વિસ્તાર કરવાને માટે, તેમના સ્વાસ્થ્યની ઉન્નતિને માટે, તેમની દરિદ્રતા દૂર કરવાને માટે આજ સુધીમાં ઉચ્ચવર્ણોએ શું કર્યું છે ? તેઓ પણ ઈશ્વરનાં બાળકો છે, તેમનામાં પણ માનવાત્મા રહેલો છે એમ સમજી ઉચ્ચવર્ણના સુશિક્ષિત લોકોએ તેમની જ્ઞાનોન્નતિને માટે શું કર્યું છે ? ઉલટું તેમની ઉન્નતિનો માર્ગ ખુલ્લો ન થાય એવુંજ વર્તન ઉચ્ચવર્ણોએ નથી રાખ્યું કે ?

ચંદ્રશંકરઃ—તેમના માટે કાંઇ કરવામાં આવ્યું નથી એ હું કબૂલ કરું છું; પરંતુ સકળ વિષયોમાં તેઓ જો ઉચ્ચવર્ણનાં મનુ-

ષ્યોની સમાન થાય તો તેથી એક દિશા તરફથી સમાજનું ગંભીર અનિષ્ટ થયા સિવાય રહે નહિ. સમાજની આ જે મૂળગત વિષમતા છે એ સ્વભાવિક છે.

કુસુમકાન્તઃ—એક બાજુએથી જોઇએ તો નીચવર્ણની આવી જડતા સઘળી ઉચ્ચવર્ણોને માટે કલ્યાણકારિણી છે; પરંતુ આ શોચનીય જાતિદ્વેષ ક્ષયરોગી દેહની માફક સમાજને દિવસે દિવસે વિનાશના માર્ગે નથી લઇ જતો કે ? હિન્દુસમાજ એક નૂતન શક્તિથી વંચિત નથી થતો કે ? આપણી હોજરીમાં અગ્નિની મંદતા થાય તો તેથી એક તરફથી લાભ છે; કેમ કે તેથી દૈનિક ખરચ ઓછું થવાની સંભાવના છે; પરંતુ બીજી તરફથી શરીર દુર્બળ બની જઇ વિનાશક માર્ગે અગ્રેસર થાય તેનું નિરવાણ કરવાનો ઉપાય શો ? આ સઘળી નીચજાતિ ખરાબ સ્થિતિમાં અજ્ઞાન અવસ્થામાં રહે તેથી ઉચ્ચજાતિઓને થોડા લાભ છે; પરંતુ બીજી તરફથી જોવા જતાં તેમની ખરાબ સ્થિતિથી સ્વદેશને જે ગંભીર નુકસાન થાય છે તેની કલ્પના થઇ શકે તેમ નથી. જાતિદ્વેષને લીધે જ ભારતવર્ષ આજકાલ દુર્દશાગ્રસ્ત થઇ ગયું છે. આ વાર્તા કોઇ ના કબૂલ કરે તેમ છે કે ?''

ચંદ્રશંકરઃ—ત્યારે નીચજાતિ ઉચ્ચજાતિની સમાન થાય તો દેશનું શું કલ્યાણ થાય તેમ છે ?

કુસુમકાન્તઃ—હું સમાનતાની વાત કહેતો નથી. પ્રથમનું અંતર્ગત વૈષમ્ય છે તે તો રહેશે જ. ઇંગ્લેન્ડ વગેરે દેશોમાં પણ એમ નથી કે ? પાશ્ચાત્ય દેશને હું આદર્શ કહેતો નથી. મ્હારી વાર્તાનો મર્મ એ છે કે, નીચવર્ણની જાતિઓને પણ મનુષ્ય તરીકે ગણી જો-

ઇએ. તેમના તરફ તિરસ્કારદષ્ટિને બદલે પ્રેમદૃષ્ટિથી જોવું જોઇએ. સર્વ પ્રકારે તેમની ઉન્નતિ કરવાનો ઉચ્ચ જાતિઓએ પ્રયત્ન કરવો જોઇએ. એથી આપણું મૃતભારત સંજીવની શક્તિ મેળવશે.

ચંદ્રશંકરઃ—પરંતુ તેથી એ નીચજાતિના મનુષ્યો ભવિષ્યમાં ઉચ્ચ મનુષ્યોની સમાનતા કરવાને ઇચ્છશે.

કુસુમકાન્તઃ—એવી ઇચ્છા તેઓ કરે તો તેમાં શો દોષ છે? એથી સમાજ શું વિશેષ શક્તિવાન્ નહિ થાય કે? ભારતવર્ષમાં નીચ વર્ગની મનુષ્ય સંખ્યા જ ઘણી વધારે છે. જો તેઓ સર્વ ઉન્નત થાય તો એના જેવો શુભજનક પ્રકાર પરમપવિત્ર ભારતને માટે બીજો કયો ગણાય? નીચવર્ગનાં માણસો જ વિશેષ ઉદ્યમી છે. મ્હેં પ્રથમ જ કહ્યું છે કે, શારીરિક બળમાં તેઓ ઘણાં બળવાન્ છે. જો કસરતના શિક્ષણથી તેમના શારીરિક બળને વિશેષ ઉન્નત કરી શકાય, તેમના નૈતિક શિક્ષણની સુવ્યવસ્થા કરી શકાય, તેમના ખોરાક આદિનો બંદોબસ્ત કરી શકાય, તેમની શોચનીય સ્થિતિ સુધારી શકાય તો તેઓ અવિશેષ શક્તિ ન મેળવી શકે કે? કિન્તુ ભારતના નીચવર્ણના લોકો ઉદરનિર્વાહ કરવાને માટે જ વ્યાકુળ બની ગયેલા જોવામાં આવે છે. ઘણા લોકો દેવાદાર બની ગયેલા હોય છે. તેમના દિવસો ઘણા જ દુઃખમાં પસાર થતા હોય છે તેથી બીજા વિચારો કરવાનો તેમને વખત મળતો નથી. શિક્ષિત ગૃહસ્થોએ આ તરફ લક્ષ્ય આપવાની જરૂર નથી કે? ઇંગ્લેન્ડના મહેનતુ અને ઉદ્યમી લોકોને ઇંગ્લેન્ડની મુખ્ય શક્તિ ગણવામાં આવેછે.

ચંદ્રશંકરઃ—કુસુમકાન્ત! તમે શું ઇંગ્લેન્ડના આદર્શથી ભારતવર્ષનું બંધારણ કરવાને ઇચ્છો છો?

કુસુમકાન્તઃ—ના, એમ નથી. મ્હેં માત્ર ઇંગ્લેન્ડનો ઉલ્લેખ એક દૃષ્ટાંત તરીકે કર્યો છે. ભારતવર્ષના આદર્શથી ભારતવર્ષનું સામાજિક બંધારણ બને થાય એમજ હું ઇચ્છું છું. પ્રાચીનકાળમાં ભારતવર્ષમાં હમણાંના જેવો જાતિદ્વેષ નહોતો. જો પ્રાચીનકાળમાં હમણાંના જેવી રીતિનીતિ હોત તો શ્રીરામચંદ્રજી, વાનર, રાક્ષસ, વગેરેની સહાયતા મેળવી સીતાદેવીનો ઉદ્ધાર કરી શકત નહિ. એ સમયે ચંડાળ મિત્રને પ્રેમાલિંગન કરવામાં કોઈ દ્વિધા કિંવા સંકોચ અનુભવતું નહિ. પ્રાચીનકાળની ઉચ્ચવર્ણો નીચવર્ણની સાથે એવો સહૃદય અને પ્રેમપૂર્ણ વ્યવહાર રાખતી હતી કે તેથી નીચવર્ણના મનુષ્યોનું મન સહજ પણ દુઃખિત થતું નહિ. તેઓ એકબીજાંની વિપદ પ્રસંગે એકબીજાંને સહાયતા કરતાં હતાં. વળી પ્રાચીનકાળમાં જાતિભેદ પણ નહોતો. ભીમસેને રાક્ષસકન્યાનું અને અર્જુને નાગકન્યાનું પાણિગ્રહણ કર્યું હતું છતાં તેઓ જાતિચ્યુત થયા નહોતા એ વાર્તા સર્વ કોઈ જાણે છે. શાન્તનુરાજાએ માછીની કન્યાનું પાણિગ્રહણ કર્યું હતું; છતાં સમાજે તેમનો તિરસ્કાર કર્યો નહોતો. જ્યાં સહાનુભૂતિનો અભાવ હોય છે, જ્યાં પ્રબળ દુર્બળને વશ રાખવાને ઇચ્છે છે—ત્યાં શાન્તિ હોતી નથી—ત્યાં કલ્યાણ હોતું નથી."

આ વચનોના ઉત્તરમાં ચંદ્રશંકરે કહ્યું:—" કુસુમકાન્ત ! તમારા ઘણાખરા મતોને હું મળતો થાઉં છું; કિન્તુ વર્તમાન સમયમાં હિન્દુસમાજનું જે બંધન છે તેથી એક દિવસમાં જ કાંઇ સઘળું થઇ શકે તેમ નથી. સમાજબંધારણ એક જ દિવસમાં બંધાતું નથી. સમાજવ્યાધિ દૂર કરવાને માટે વિશેષ સમયની જરૂર છે. સમય આવ્યે સઘળું સુધરશે. "

કુસુમકાન્તે સ્મિતહાસ્ય કરીને કહ્યું:—"આ વિષય સંબંધી આપની સાથે મ્હારી વિશેષ ચર્ચા શોભતી નથી. એટલું તો હું પણ કબૂલ કરું છું કે, સમાજવ્યાધિ દૂર કરવાને માટે હજી ઘણો સમય લાગશે જે રોગે સમાજના સર્વાંગમાં પ્રવેશ કર્યો છે એ રોગ દૂર કરવાને માટે યોગ્ય ચિકિત્સક અને વિશેષ સમયની આવશ્યકતા છે; પરંતુ તેથી આપણે કાંઈ માત્ર સમયની રાહ જોઇ શાન્તિથી બેસી રહેવું જોઇએ નહિ. રોગ દૂર કરવાને માટે યોગ્ય ઔષધપ્રયોગ તો કરવો જ જોઇએ. એ માટે આપણે પૂરતા સાહસથી પ્રયત્ન કરવો જોઇએ."

ચંદ્રશંકરે કહ્યું:—"તમારું કહેવું વ્યાજબી છે. મ્હારાં વચનોનો ઉદ્દેશ એવો છે કે, પ્રયત્ન કરવો; કિન્તુ પરિણામની આશા એક જ દિવસમાં સફળ થશે એમ ન સમજવું."

કુસુમકાન્ત શાન્ત રહ્યો.



## પ્રકરણ ૬ હું.—શિક્ષક અને શિષ્યા.

કુસુમકાન્તે જે સ્થાને પ્રવેશ કર્યો તેજ સ્થાને પ્રમોદ હસતો હસતો આવી પહોંચ્યો. આ અલ્પ દિવસોના સહવાસથી પણ તેનું હૃદય કુસુમકાન્તથી અભિન્ન બની ગયું હતું. તે આવીને કુસુમકાન્તને ગળે વળગી પડી બોલ્યો:—"મ્હોટાભાઈ! તમે દરરોજ મ્હારે ઘેર આવશોને?"

કુસુમકાન્તે હસીને કહ્યું:—"હા, દરરોજ આવીશ. વળી ત્હારે પણ ક્વચિત્ ક્વચિત્ મ્હારે ત્યાં આવવું પડશે, સમજ્યો ભાઈ!"

પ્રમોદે પોતાના ખિસ્સામાંથી કેટકીક સુંદર છબીઓ બ્હાર કાઢી કુસુમકાન્તને દેખાડીને કહ્યું:—“મ્હોટાભાઇ ! જુઓ આ કેવી સુંદર છબીઓ છે ! આ છબીઓ મ્હને બ્હેનનાં શિક્ષયિત્રી મિસ ઇલિઝાબેથે આપેલી છે.”

કુસુમકાન્તે કહ્યું:—“હા, ઘણી સારી છબીઓ છે.”

એક સુંદર છબીમાં ઇશુ ન્હાનાં ન્હાનાં બાળકો ઉપર પ્રેમ કરતા હતા. કુસુમકાન્ત લક્ષ્યપૂર્વક એ છબી જોવા લાગ્યો; પરંતુ એ તરફ પ્રમોદનું લક્ષ્ય નહોતું. તેનો છબીઓ દેખાડવાનો ઉદ્દેશ એ હતો કે, તેણે જાતે આજે એક ઘોડો ચીતર્યો હતો. એ કાર્ય-પ્રવીણતાના બદલામાં તે કુસુમકાન્ત પાસેથી પ્રશંસા પ્રાપ્ત કરવાને ઇચ્છતો હતો. તેથી એ છબીઓની સાથે તેણે પોતાનો ચિતરેલો ઘોડો પણ બતાવ્યો. ઘોડો બતાવીને તેણે કહ્યું:—“મ્હોટાભાઇ ! માસ્તર સાહેબે અમને પાંદડું અને પુષ્પ ચીતરવાનું કહ્યું હતું. તે પ્રમાણે સઘળા વિદ્યાર્થીઓમાં મ્હારૂં ચીતરેલું પાંદડું અને પુષ્પ ઉત્તમ થયાથી માસ્તરસાહેબે મ્હારી પ્રશંસા કરી હતી.”

પ્રમોદનો ચીતરેલો ઘોડો જોઇ કુસુમકાન્તે હસીને કહ્યું:—“વાહ ! ઘણો ચમત્કારિક ઘોડો ચીતર્યો છે. તું એક ઉત્તમ ચિત્રકાર થઇશ એમાં સહજ પણ સંદેહ નથી.”

પ્રમોદ:—મ્હારા વર્ગના સઘળા વિદ્યાર્થીઓને આ ઘોડો ગમ્યો છે; પરંતુ બ્હેન અણસમજુ હોવાથી તેણે મ્હારા ઘોડાને પસંદ કર્યો નથી.”

કુસુમકાન્ત:—તમારાં બ્હેને અન્યાય જ કર્યો છે.

પ્રમોદ:—મ્હોટાભાઇ! તમે મ્હને એક છબી ચીતરી આપોને.

કુસુમકાન્ત:—મ્હારી છબી કદાચ ત્હારા ઘોડા જેવી જ થશે.

આમ કહીને કુસુમકાન્તે કાગળ અને પેન્સિલ લઈ એક છબી ચીતરવા માંડી. છબી ચીતરાઇ ગયા પછી પ્રમોદે આનંદથી અધીરા બની જઇને કહ્યું:—"વાહ! કેવી સુંદર છબી છે! હું હમણાં જ બ્હેનને બોલાવી લાવી આ છબી બતાવું છું!"

આમ કહી દોડતો દોડતો પ્રમોદ કુસુમ પાસે ગયો. કુસુમ પાસેના બેઠકખાનામાં હતી. પ્રમોદ તેને કુસુમકાન્ત પાસે ખેંચી લાવ્યો. કુસુમને કુસુમકાન્ત પાસે શરમાવાનું કાંઇ કારણ નહોતું; છતાં તેના અંતરમાં એક પ્રકારની લજ્જાએ પ્રવેશ કર્યો હતો. પ્રમોદે કુસુમને છબી બતાવીને કહ્યું:—"બ્હેન! જો જોઇએ કે કેવી સુંદર છબી છે!"

કુસુમે છબી તરફ જોઇને કહ્યું:—"હા સુંદર છે." છતાં સુકુમાળ બાળા કુસુમકાન્ત તરફ જોઈ શકી નહિ.

પાર્વતી ત્યાં જ બેઠેલી હતી. તેણે કહ્યું:—"ભાઈ કુસુમકાન્ત! તમારે મ્હારી એક વિનંતિ માનવી પડશે."

કુસુમકાન્તે કહ્યું:—"તમારી આજ્ઞાને હું માતૃ આજ્ઞા સમજી અવશ્ય પાળીશ.

પાર્વતી:—હું તમને મ્હારા પ્રમોદ સમાન સમજું છું; તેથી તમને કાંઇ પણ વાર્ત્તા કહેવામાં મ્હારે સંકોચ રાખવાનું કારણ નથી. કુસુમના શિક્ષયિત્રિ મિસ ઇલિઝાબેથ એક મહિનાને માટે કાર્ય પ્રસંગે

બ્હારગામ ગયાં છે. તેથી જો આ એક મહિનો તમે કુસુમને શિક્ષણ આપશો તો હું અત્યંત પ્રસન્ન થઈશ.

અલ્પકાળ સુધી વિચારમગ્ન રહ્યા પછી કુસુમકાન્તે કહ્યું:—"એક મહિના સુધી કુસુમલતાને શિક્ષણ આપવામાં મ્હને કાંઇ અડચણ નથી. તમે સર્વ મ્હારા ઉપર અપાર પ્રેમ રાખો છો તેથી હું એમને એક મહિના સુધી શિક્ષણ આપવાને કબૂલ થાઉં છું. યથાવકાશે આવી એક મહિના સુધી હું તેમને ભણાવી જઇશ. આવતી કાલથી જ બનશે તો આવીશ. લ્યો હવે હું વિદાય થાઉં છું."

આમ કહી કુસુમકાન્ત ચાલ્યો ગયો. પ્રમોદ પણ તેની સાથે સાથે નીચે ગયો. પાર્વતી પણ ત્યાંથી ચાલી ગઇ. એ સ્થાને માત્ર એકલી કુસુમ જ બેસી રહી. કુસુમકાન્તની ચીતરેલી છબી તેના હાથમાં જ રહી હતી. એ છબી જોતાં જોતાં તેણે વિચાર્યું:—"અહા કેવી સુંદર અને મનહર છબી છે!"

જો કે આ કરતાં બીજી અનેક વિશેષ સુંદર છબીઓ પોતાને ત્યાં હતી; છતાં કુસુમને કુસુમકાન્તની ચીતરેલી છબી જ વિશેષ પસંદ પડી!

* * * *

કુસુમકાન્તે ઘણુજ લક્ષ્યપૂર્વક કુસુમને અભ્યાસ કરાવવા માંડ્યો. કુસુમકાન્ત જ્યારે કુસુમને ભણાવતો હતો ત્યારે કુસુમના હૃદયમાં તેનાથી છુપી રીતે એક આનંદધારા પ્રવાહિત થતી હતી. સંસારજ્ઞાનથી અજ્ઞાત રહેલી કુસુમ કયી દિશા તરફથી એ ધારા વહી જતી હતી એ સમજી શકતી નહોતી.

એક દિવસે કુસુમકાન્ત કુસુમને ભૂમિતિની પ્રતિજ્ઞા સમજાવતો હતો. તેણે કહ્યું:—" કુસુમ ! આ એક વૃત્ત છે; એના મધ્યબિંદુ-માંથી કેટલીક સરળ રેખાઓ દોરો. એ સઘળી પરસ્પર સમાન છે.' જે જે વસ્તુ કોઇ એક વસ્તુની સમાન છે તેઓ પરસ્પર સમાન છે. હમણાં બરાબર સમજાવું છું. આમ કહી તેણે એ પ્રતિજ્ઞા બરાબર સમજાવીને કહ્યું:—" જુઓ, આવી રીતે જ મનુષ્યનાં સઘળાં કાર્યોનું મધ્યબિંદુ ભક્તિ છે. આપણે જેટલાં કાર્યો કરીએ છીએ તે એ ભક્તિને સ્પર્શ કરીને ગમે તે તરફ વિસ્તૃત થાય તો પણ ભૂમિતિની પૂર્વોક્ત સરળ રેખાની માફક કદાપિ અસમાન નહિ જ થાય."

પોતાની શિષ્યા પોતાનાં વચનોનું રહસ્ય સમજે છે કે નહિ એ તરફ તેની દૃષ્ટિ નહેતી. મનુષ્ય જ્યારે જનહિત, પ્રેમ અને હૃદયાવેગને વશ થઇ વર્તવા માંડે છે ત્યારે એ દેશસેવકની આવી દૃષ્ટિ ઘણી વખતે જોવામાં આવે છે. તેની હકીકત લોકો બરાબર નથી સમજતા તો પણ તેથી ઘણું કાર્ય થાય છે.

કુસુમે પૂછ્યું:—" ભક્તિ એટલે શું ?"

કુસુમકાન્તઃ—હૃદયનો જે સ્વાર્થશૂન્ય અનુરાગ તેજ ભક્તિ છે. પ્રેમ એ ભક્તિનું બીજું નામ છે. પોતાનાં માબાપ ઉપર પ્રેમ રાખવો એ ભક્તિનું પ્રથમ શિક્ષણ છે. ત્યાર પછી સ્વદેશપ્રેમને સ્થાન મળે છે. એ ભક્તિ જ્યારે સગાં સંબંધીઓ અને સ્વદેશને ઓળંગી વિશ્વબ્રહ્માંડમાં વિસ્તાર પામે છે ત્યારે જ પરિપૂર્ણ થયેલી ગણી શકાય છે. ત્યારે જ ભક્તિનો પૂર્ણ વિકાસ થાય છે. ત્યારે જ તેની સફળતા પ્રાપ્ત થાય છે. એનું નામ જ સાર્વભૌમિક પ્રેમ છે. સાર્વભૌમિક પ્રેમ સિવાય જીવનની સાર્થકતા ક્યાં છે ! જેવી રીતે

જ્ઞાન મેળવવા જતાં પહેલાં મૂળાક્ષરોનું શિક્ષણ મેળવવાની જરૂર પડે છે તેવી જ રીતે સાર્વભૌમિક પ્રેમ પ્રાપ્ત કરવા જતાં પહેલાં માતાપિતા વગેરે સગાં સંબંધીઓ અને સ્વદેશ ઉપર પ્રેમ રાખવો પડે છે.

આ સઘળી હકીકત કુસુમ બરાબર સમજી શકી નહિ; તોપણ તે જે કાંઇ સમજી શકી તે બરાબર સમજી શકી. તેણે કહ્યું:— "ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય છે એ સમજાવો જોઇએ?"

કુસુમકાન્તઃ—એક બાળકનો તેની માતા પ્રત્યે કેવી રીતે પ્રેમ થાય છે? એ પ્રેમ સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે. પ્રથમથી જ તે 'મા મા' કહીને રડતાં શીખે છે. માતાના ખોળામાં જતાં સઘળું દુઃખ ભૂલી જવાય છે એ વાર્ત્તા બાળકને કોણ શિખવે છે? વિશ્વ-જનની એ અનન્ત પ્રેમનું ઝરણું છે. તેની અર્ચના કરતાં ભક્તિ વિકસિત થાય છે. જે હિન્દુનાં મંદિરોમાં આદ્યશક્તિરૂપે પૂજાય છે તેની જ સઘળા દેશોના સઘળા સંપ્રદાયોમાં અર્ચના થાય છે. એ પ્રેમની અમૃતધારા પાસે સઘળા દેશ, સઘળી જાતિ અને સઘળી વર્ણ સમાન જ છે. ત્યાં કેવું મધુર સંમિલન છે! પ્રથમથી જ ભક્તિભાવથી સ્વદેશહિતનાં કાર્યોમાં અગ્રેસર થવું જોઇએ."

કુસુમઃ—સ્ત્રીજાતિ સ્વદેશહિતનાં કાર્યો ન કરી શકે કે?

કુસુમકાન્તઃ—સ્ત્રીજાતિની શક્તિ જાગ્રત થવાની પ્રથમ જરૂર છે. ભક્તિથી જ શક્તિ મેળવી શકાય છે. નારીજાતિ જાગ્રત નથી થતી તો શક્તિનો વિકાસ અસંભવ થાય છે. નારીજાતિની શક્તિના વિકાસથી જ દેશ શ્રેષ્ઠત્વ મેળવે છે.

કુસુમઃ—સ્ત્રીજાતિની શક્તિ જાગ્રત કેવી રીતે થઇ શકે તે કહો જોઇએ ?

કુસુમકાન્તઃ—હૃદયમાં ભક્તિ મેળવવામાં જે અડચણો છે તે અડચણો પ્રથમ સ્ત્રીજાતિએ દૂર કરવી જોઇએ. બીજમાંથી વૃક્ષ આપોઆપ મ્હોટું થાય છે અને વૃક્ષને ફળ આવે છે. આ કાર્ય-ભાર પ્રકૃતિએ જ સ્વીકારી લીધો છે; પરંતુ ખેડૂત જો એ બીજને જ પત્થરથી દબાવી રાખે તો પછી પ્રકૃતિનું કાર્ય વ્યર્થ થાય છે.

કુસુમઃ—આ વચનોનું તાત્પર્ય હું બરાબર સમજી શકતી નથી.

કુસુમકાન્તઃ—પ્રકૃતિનું જેવું કાર્ય બ્હાર છે તેવું જ કાર્ય અંદર પણ છે. સ્ત્રીઓ જો પોતાના પ્રાણને બરાબર સ્વાભાવિકતાથી પ્રતિષ્ઠિત રાખે અર્થાત્ વિવિધ પ્રકારની હિંસા, દ્વેષ, કલહ વગેરેથી હૃદયને દૂર રાખે તો પ્રકૃતિના પ્રસાદથી પ્રીતિ વગેરે સદ્ગુણોનો આપોઆપ વિકાસ થયા સિવાય રહે નહિ, અને તેથી તેમનાં સંતાનો પણ સારા શિક્ષણથી સુશિક્ષિત થાય.

કુસુમઃ—હજી પણ આ બાબત મ્હને સવિશેષ સ્પષ્ટતાથી સમજાવો.

કુસુમકાન્તઃ—બાળકો જ્યારે મ્હોટાં થાય છે ત્યારે જ તેમના શિક્ષણનો આરંભ થાય છે એવું કાંઈ નથી. બાળક જન્મ પામે છે ત્યારથી જ તેના શિક્ષણનો આરંભ થાય છે. ઘણાં મનુષ્યોની માન્યતા એવી હોય છે કે, બાળકો કાંઈ સમજતાં જ નથી; પરંતુ બાળકોની ધારણાશક્તિ ઘણી પ્રબળ હોય છે. એ કોમળ પ્રાણમાં જે શિક્ષણ પ્રવેશ કરે છે તે તદ્દન દૃઢ થાય છે. તેથી માતાઓએ

કર્ત્તવ્યનિષ્ઠ થવાની ઘણી જરૂર છે. સ્ત્રીજાતિનું કર્ત્તવ્ય કાંઇ માત્ર ગૃહસંસારમાં જ સંપૂર્ણ થાય છે એવું નથી. સ્ત્રીજાતિનું પણ સમાજના પ્રત્યે, દેશના પ્રત્યે તેમજ બીજા અનેક વિષયો પ્રત્યે કર્ત્તવ્ય રહેલું છે. માતા જો સર્વ દિશા તરફથી કર્ત્તવ્યપરાયણતા મેળવે તો સંતાનો પણ બાલ્યાવસ્થાથી જ એવાં કર્ત્તવ્યનિષ્ઠ થાય કે ભવિષ્યમાં તેઓ કદાપિ પોતાના કર્ત્તવ્યથી વિમુખ થાય નહિ. સહવાસ, શિક્ષણ અને માતૃદુગ્ધ પ્રકૃતિને કેવી રીતે ફેરવી નાખે છે તેનું એક દૃષ્ટાંત આપું છું. 'એક વખત એક વાઘણ એક તરતના જન્મેલા બાળકને ઉપાડીને લઇ ગઇ હતી—'

પ્રમોદકિશોર થોડે દૂર બેસીને એક હિસાબ ગણતો હતો તે એ વાઘની વાર્ત્તા સાંભળી, સ્લેટ પેનનો ત્યાગ કરી કુસુમકાન્તપાસે આવીને બેઠો. અતિ આગ્રહની સાથે તેણે કહ્યું:—"મ્હોટાભાઈ! ત્યાર પછી શું થયું?"

કુસુમકાન્ત કહેવા લાગ્યો:—"ત્યાર પછી એ વાઘણ પોતાનું સ્તનપાન કરાવીને એ બાળકને ઉછેરવા લાગી. વાઘણ અને તેનાં બચ્ચાંઓની સાથે એ મનુષ્ય બાળક મ્હોટું થવા લાગ્યું. પછીથી દૈવયોગે છ સાત વર્ષની ઉમ્મરે એ મનુષ્યબાળક એક માણસને મળી આવ્યું—"

પ્રમોદ:—પછીથી એ માણસને તેણે શું કર્યું?

કુસુમકાન્ત:—પ્રથમ એ બાળકને એક કમ્પાઉન્ડવાળા બાગમાં ખુલ્લું રાખવામાં આવ્યું હતું. વાઘ જેવી રીતે શિકાર પકડે તેવી જ રીતે એ બાળક પણ શિકાર પકડવાનો પ્રયત્ન કરતું હતું.

એક દિવસે બીજા એક બાળક ઉપર તેણે એવી રીતે જ હુમલો કર્યો. ત્યાર પછી તેને સાંકળ સાથે બાંધી રાખવા માંડ્યું. તેણે બરાબર વાઘની જ પ્રકૃતિ મેળવી હતી. તે વાઘની માફક ચાલતું હતું, વાઘની માફક હરતું ફરતું અને ખાતું હતું અને વાઘની માફક જ શિકાર શોધતું હતું. હવે વિચારી જુઓ કે શિક્ષણ અને માતાનું દૂધ મનુષ્યના પ્રાણમાં કેટલું કાર્ય કરી શકે છે ?"

પ્રમોદે વ્યાકુળતાથી કહ્યું:—"મ્હોટાભાઇ ! પછીથી એ બાળકનું શું થયું ?"

કુસુમકાન્ત:—પછીથી એ બાળકનો સ્વભાવ સુધારવાની ઘણી મહેનત કરવામાં આવી. મનુષ્યના જેવો જ તેને ખોરાક આપવા માંડ્યો; પરંતુ એ ખોરાક એને માફક નહિ આવતાં તેના પેટમાં દર્દ થયાથી તે અંતે મૃત્યુ પામ્યું.

આમ કહી કુસુમને ઉદ્દેશીને કુસુમકાન્ત કહેવા લાગ્યો:—"કુસુમ ! મનુષ્યે આવી રીતે વાઘની પ્રકૃતિ ક્યાંથી મેળવી ? એનો માત્ર એક જ ઉત્તર એ છે કે—માતાના દૂધ અને શિક્ષણથી. માતાના દૂધની સાથે સાથે મનુષ્યો માતા પાસેથી જે શિક્ષણ મેળવી શકે છે એની શક્તિ અસાધારણ હોય છે. આપણી આર્યમાતાઓનું હૃદય જો પ્રેમભક્તિપૂર્ણ થાય તો આપણે પણ પ્રેમિકભક્ત કેમ ન થઇએ ? ભારતની અડધી શક્તિ સ્ત્રીજાતિની છે. સ્ત્રીજાતિ ચૈતન્ય મેળવશે ત્યારે જ દેશની ખરી ઉન્નતિ થઇ શકશે."

કુસુમ શાન્તિથી આ વચનો સાંભળતી હતી. આ વચનો વિદ્યુતની માફક તેની નસેનસમાં પ્રવાહિત થયાં. તેણે કાંઇ ઉત્તર આપ્યો નહિ.

પ્રમોદ જો કે આ સઘળી હકીકત સમજી શકયો નહિ; છતાં તે એટલું સમજી શકયો કે, ભાઈ દેશની ઘણી ઉપયોગી વાર્તા કહે છે અને પોતે પણ મ્હોટો થઇ આવી રીતે સ્વદેશહિતનું કાર્ય કરશે.

આટલી વાતચિત થયા પછી કુસુમકાન્ત ચાલ્યો ગયો. તે આવી રીતે હૃદયાવેગને વશ થઇ કુસુમનો અભ્યાસ થઇ ગયા પછી હમ્મેશાં ભક્તિ અને દેશપ્રત્યેના કર્ત્તવ્ય સંબંધી ઘણી હકીકત કુસુમને સમજાવતો હતો. કુસુમકાન્તે પોતાના મધુર વ્યવહારથી—વિવિધ પ્રકારની છબીઓ અને રમવાની વસ્તુઓ આપીને સરળ સ્વભાવના તેજસ્વી બાળક પ્રમોદને પણ પોતાના પ્રેમને વશ કરી લીધો. આવી રીતે આ ભાઇ ભગિનીના હૃદયમાં સ્વદેશપ્રીતિનું બીજ રોપાયું.

કુસુમના શિક્ષણનો એક માસનો સમય સુખસ્વપ્નની માફક પસાર થઈ ગયો; પરંતુ આ સમય દરમ્યાન કુસુમકાન્તનો સ્નેહસંબંધ ચંદ્રશંકરના પરિવારમાં વિશેષ દૃઢ થયો.

મિસ ઇન્દિરાબેથે પુનઃ આવી પહોંચીને કુસુમના શિક્ષણનો ભાર ઉપાડી લીધો. કુસુમ પોતાના અંતરમાં એક પ્રકારની શૂન્યતા અનુભવવા લાગી. કુસુમકાન્તની પ્રશાન્ત સૌમ્યમૂર્ત્તિનું વારંવાર દર્શન કરવાની વૃત્તિ તેના અંતરમાં વિશેષ પ્રબળ થઈ.

—❋—

## પ્રકરણ ૭ મું.—વિવાહની વાર્તા.

જોતજોતાંમાં બીજું એક વર્ષ વીતી ગયું; કિન્તુ શાન્તિલતાનો પત્તો લાગ્યો નહિ. કેવું આશ્ચર્ય ! અરેરે ! એ અમૂલ્ય રત્ન ક્યા સમુદ્રમાં અદ્રશ્ય થઇ ગયું—ડૂબી ગયું !

ઘણા હોશિયાર ડિટેક્ટિવોની એક વર્ષની સઘળી મહેનત વ્યર્થ થઇ. ગુન્હેગાર તરીકે અનેક નિરપરાધી મનુષ્યો પકડાયાં અને સાક્ષીઓના અભાવે તેઓ મુક્ત પણ થઇ ગયા. ચંદ્રશંકર અને તેમનો પરિવાર શાન્તિલતાનો પત્તો હવે નહિ જ લાગે એમ ધારી નિરાશ થઇ ગયો. પાર્વતી વારંવાર રૂદન કર્યા કરતી હતી. ભગિનીના વિયોગથી કુસુમની મુખમુદ્રા પણ ગંભીર ચિન્તામગ્ન બની ગઇ હતી તે ભગિનીના બેઠકખાનામાં જઇ ક્વચિત્ ક્વચિત્ ભગિનીનાં પ્રિય પુસ્તકો અને ભગિનીના હાથનું લખાણ વાંચી શાન્ત રૂદન કરતી હતી. ભગિનીના વિયોગે તે એક ક્ષણને માટે પણ આનંદિત રહી શકતી નહોતી. ક્યાં પાપોના પરિણામે નિષ્ઠુર વિધાતાએ શાન્તિલતાને ગૂમ કરી હતી ? !

ચંદ્રશંકર પોતાના અંતરની વેદના બીજા કોઇને જણાવતા નહોતા. અટલ પર્વતની માફક તેઓ હમ્મેશાં સ્થિર રહેતા હતા; છતાં અંતરમાં તેઓ શોકાગ્નિથી બળી જતા હતા.

ઘણા દિવસથી કુસુમકાન્ત ચંદ્રશંકરને ત્યાં આવતો નહોતો; તેથી આજે માણસ મોકલીને ચંદ્રશંકરે તેને બોલાવ્યો. સંધ્યાકાળે સર્વ બેઠકખાનામાં બેઠાં હતાં એવામાં કુસુમકાન્ત ત્યાં આવી પહોંચ્યો.

કુસુમકાન્તને જોતાંની સાથે જ કુસુમ તેની પાસેથી દૂર ના-

સતી હતી. એક પ્રકારની લજ્જા અને સંકોચે તેને ઘેરી લીધી હતી. કુસુમકાન્તાની પાસે તે હવે એક ક્ષણને માટે પણ સ્થિરતાથી ઉભી રહી શકતી નહોતી.

કુસુમ હવે સોળ વર્ષની થઇ હતી. કુસુમકાન્ત આસન ઉપર બેઠા એટલે ચંદ્રશંકર તેની સાથે તેની સભા સંબંધી વાતચિત કરવા લાગ્યા. થોડા સમય પછી પોતાને શા હેતુથી બોલાવ્યો છે એ વાત કુસુમકાન્તે તેમને પૂછી એટલે તેમણે કહ્યુંઃ—"કુસુમકાન્ત ! હવે તમે કાંઈ પારકા નથી; તેથી તમારી આગળ મ્હારા કુટુંબની કોઇ પણ વાત કહેતાં હું સંકોચાતો નથી."

કુસુમકાન્તઃ—હું આપને પિતાતુલ્ય સમજું છું. સ્નેહઋણુથી આપે મને આબદ્ધ કર્યો છે.

ચંદ્રશંકરઃ—શાન્તિલતાની આશાને અમે ત્યાગ કર્યો છે. એક વર્ષમાં જ્યારે તેનો બિલકુલ પત્તો લાગ્યો નથી ત્યારે તે હવે આ સંસારમાં નથી એ નિસ્સંદેહ છે.

આમ કહી ચંદ્રશંકરે એક ગાઢ નિશ્વાસ મૂક્યો. પાર્વતીનાં નેત્રામાં પણ અશ્રુજળ ભરાઈ આવ્યું. કુસુમકાન્તે કહ્યુંઃ—" તમે સર્વ આમ છેક નિરાશ ન બની જશો. જગતમાં અસંભવ કાંઈ નથી.

ચંદ્રશંકરઃ—કુસુમકાન્ત ! હવે વિના કારણ અંતરમાં આશાનું પોષણ કરવાની મ્હારી ઇચ્છા નથી. મ્હેં પેન્સન લઇ પુણ્યતીર્થ ચાણોદમાં જઇને રહેવાનો નિશ્ચય કર્યો છે.

કુસુમકાન્તઃ—હા, ચાણોદનાં હવા પાણી પણ ઉત્તમ છે.

ચંદ્રશંકરઃ—પરંતુ તે પૂર્વે કુસુમનો વિવાહ કરી નાખવાની જરૂર છે.

કુસુમકાન્ત ચૂપ રહ્યો. ચંદ્રશંકરે કહ્યું:—" કુસુમ સોળ વર્ષની થઇ છે. હવે એનો વિવાહ કરવો જ જોઇએ. અત્યાર સુધીમાં મ્હેં ઘણાં સ્થળોએ શોધ કરી છે; પરંતુ મ્હારી કુસુમને યોગ્ય થઇ પડે એવા પાત્રને હું શોધી શક્યો નથી. કુળ, ધન, માન, પદ—ગૌરવ, શિક્ષણુ આદિ સઘળું સમાન હોવું જોઇએ ને ?"

આ વચનોના ઉત્તરમાં પણ કુસુમકાન્ત કાંઈ બોલ્યો નહિ. ચંદ્રશંકરે પૂછ્યું:—" તમારા સ્નેહીમંડળમાં મ્હારી કુસુમને યોગ્ય થઇ પડે એવો એકે નવયુવક નથી કે ?"

કુસુમકાન્તઃ—આ વડોદરા શહેરમાં જ તારાશંકર દેસાઇ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે.

ચંદ્રશંકરઃ—હા, હું તેમને પિછાનું છું.

કુસુમકાન્તઃ—તેમનો એક પુત્ર ડેપ્યુટીમેજીસ્ટ્રેટ છે.

ચંદ્રશંકરઃ—એ પણ હું જાણું છું.

કુસુમકાન્તઃ—એ યુવક કુસુમને માટે અયોગ્ય નથી. વળી તારાશંકર દેસાઇ ઘણા ધનાઢ્ય પુરુષ છે.

ચંદ્રશંકરઃ—એટલું જ નહિ પણ તેઓ શુદ્ધ આચાર વ્યવહારવાળા હિન્દુ છે. જો તેમના એ સુયોગ્ય પુત્રની સાથે કુસુમનો વિવાહ થાય તો એમાં મ્હને કાંઇ અડચણ જેવું જણાતું નથી. એ પાત્રના સ્વભાવ તેમજ ચરિત્ર સંબંધી તમે કાંઇ જાણો છો કે ?

કુસુમકાન્તઃ—મ્હારા સમજવા પ્રમાણે એનું ચરિત્ર પ્રશંસાપાત્ર છે. શ્રીમંત પુરુષોનાં સંતાનોમાં એક પ્રકારની જે ઉચ્છૃંખલતા જોવામાં આવે છે એવી ઉચ્છૃંખલતા તેનામાં નથી.

ચંદ્રશંકરઃ—તમારી સાથે એનો સ્નેહસંબંધ છે કે ?

કુસુમકાન્તઃ—સાધારણ છે.

અત્યાર સુધી પાર્વતી મૌન ધારણ કરી બેસી રહી હતી. તેણે મૌનનો ભંગ કરીને પૂછ્યું:—"પાત્રનું નામ શું છે? દેખાવમાં કેવો છે?"

કુસુમકાન્તઃ—એ ઘણો સ્વરૂપવાન્ યુવક છે. એનું નામ પ્રાણશંકર છે.

પાર્વતીઃ—કુસુમકાન્ત, ભાઇ! તમને વિશેષ શું કહું? તમે મ્હારી કુસુમના વડિલબંધુ બરાબર છો. કુસુમના વિવાહ માટે તમે યથાશક્તિ પ્રયત્ન કરશો એવો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે.

કુસુમકાન્તે શાન્તિથી તેમજ નમ્રતાથી ઉત્તર આપ્યો:—"આ શુભકાર્યમાં હું યથાશક્તિ સહાયતા અવશ્ય કરીશ; છતાં સમયનો મ્હને ઘણો અભાવ છે. મ્હારે અનેક કાર્યો કરવામાં ગુંથાઇ રહેવું પડે છે"

આમ કહી કુસુમકાન્ત ચાલ્યો ગયો. બીજે દિવસે પ્રભાતકાળે કુસુમ બીજા માળ ઉપર આવેલા પોતાના દિવાનખાનાની બારી પાસે બેઠી હતી. પ્રભાતકાળનો મૃદુવાયુ તેના અંગને સ્પર્શ કરતો હતો. કુસુમનું અંતર આજે ઘણું ચિન્તામગ્ન જણાતું હતું. એ ચિન્તાનું પ્રકૃત કારણ કુસુમ પોતે પણ બરાબર જાણતી નહોતી એટલે પછી આપણે તો ક્યાંથીજ જાણી શકીએ !



## પ્રકરણ ૮ મું.—કુસુમની બિમારી.

વસન્તના મોહનમાધુર્યથી વસુંધરા ઉપરના સકળ જીવ આનંદિત બની ગયા હતા. પ્રકૃતિદેવી વિવિધ ભૂષણોથી વિભૂષિતા થઇ હતી. સર્વત્ર એક પ્રકારના અવર્ણનીય આનંદનો વિસ્તાર થયેલો હતો; છતાં ચંદ્રશંકરના ગૃહનો પ્રથમનો આનંદ કયાં અદ્રશ્ય થઇ ગયો હતો! કાળચક્રની અજેય ગતિ ઉપર જય મેળવવાનું સામર્થ્ય કોનામાં છે? આવા શોકજનક સમયે હમણાં ત્યાં વિવાહનો ઉત્સવ હતો. કુસુમના વિવાહનો પ્રસંગ હોવા છતાં શાન્તિલતાને ગૂમાવી ચંદ્રશંકર અને પાર્વતી શોકમગ્ન જણાતાં હતાં!

તારાશંકરના પુત્ર સાથે કુસુમના વિવાહની વાર્ત્તા ચાલવા લાગી. વરપક્ષ તરફથી ઘણા જ આનંદસહિત આ વાર્ત્તા કિંવા પ્રસ્તાવને સંમતિ મળી. ચંદ્રશંકરે કુસુમનો વિવાહ તેનો કન્યાકાળ વ્યતીત થઇ જતો હોવાથી સત્વર આટોપી નાંખવાનો નિશ્ચય કર્યો. ફાલ્ગુન માસનો એક શુભ દિવસ વિવાહવિધિને માટે નક્કી કરવામાં આવ્યો. ઘરનાં સઘળાં માણસો આનંદમગ્ન હતાં. તેઓ વિવિધ પ્રકારનો આનંદ વિનોદ કર્યા કરતાં હતાં. બાળક પ્રમોદકિશોરના આનંદની તો સીમા જ રહી નહોતી. તે પોતાના સહાધ્યયી વિદ્યાર્થીઓની સાથે કેવો આનંદ વિનોદ કરવો તેની જ કલ્પના કર્યા કરતો હતો. આ આનંદ સમાચાર તે પ્રત્યેક દિવસે કુસુમકાન્તને પહોંચાડી આવવા લાગ્યો. તેણે કુસુમનો વિવાહ થઈ જતાં સુધી કુસુમકાન્તને પોતાને ત્યાં જ આવીને રહેવાનો આંતરિક આગ્રહ કર્યો.

વિવાહનો દિવસ પાસે આવતો હતો એવામાં એક દિવસે પાર્વતીએ સજળનયને કહ્યું:—"થોડા દિવસ પછી કુસુમનો વિવાહ

થશે; કિન્તુ મ્હારી શાન્તિ ક્યાં છે?"

આ પ્રશ્ન સાંભળી ચંદ્રશંકરે પણ પોતાનાં નેત્રોમાંથી અશ્રુજળ સાફ કર્યું. કુસુમના અંતરમાં પણ આનંદને બદલે અપાર તેમજ અસહ્ય વેદના થતી હતી. તેની માતાએ તેને કહ્યું હતું કે, "સંકટ પ્રસંગે વિપદભંજન શ્રી વ્રજવિહારીનું સ્મરણ કરજે." કુસુમે વિચાર્યું:—" વ્રજવિહારી પાષાણુમય છે કે ચૈતન્યમય છે? જો તેઓ ચૈતન્યમય હોય તો મ્હારા અંતરની વેદના તેમના સિંહાસન પાસે અવશ્ય જઇ પહોંચે." સઘળી હકીકત સ્પષ્ટતાથી માતાને નિવેદન કરી દેવી એમ તે વિચારવા લાગી; પરંતુ શરમ અને સંકોચથી તેનાથી તેમ બની શક્યું નહિ.

ચિંતાની અસહ્ય વેદનાથી કુસુમને પોતાનું શરીર તેમજ મન અસ્વસ્થ જણાયું. તેણે વિચાર્યું:—" અરેરે! આજે જો મ્હોટી બ્હેન હોત તો તે જરૂર મ્હારી મર્મવેદના સમજી જઇ મ્હને શાન્તિ આપવાનો પ્રયત્ન કરત. મ્હારા ભાગ્યદોષે જ આજે તે અમરલોકમાં વિરાજતી હશે એવી મ્હારી માન્યતા છે."

આવા વિચારોમાં વખત વીતી જવા લાગ્યો. કુસુમ પોતાની ચોતરફ ભીષણ અંધકારનું દર્શન કરવા લાગી. એક પણ અક્ષર કોઇને કહેવાનું સાહસ તે કરી શકી નહિ. તેની મલિન મૂર્ત્તિનું દર્શન કરીને પરિવારનાં ઘણાંખરાં માણસો વિસ્મિત બની ગયાં; છતાં ખરી વાર્ત્તા કોઇ સમજી શક્યું નહિ.

ત્વરિતગતિથી દિવસો પસાર થવા લાગ્યા. કાળ કાંઇ કોઇના સુખ દુ:ખની રાહ જોઇને બેસી રહેતો નથી; કિન્તુ કુસુમ કેવી દારુણ હૃદયવ્યથા વેઠીને પોતાના દિવસો વીતાડતી હતી તેનું વર્ણન આ નિર્જીવ લેખિનીથી થઇ શકે તેમ નથી. આજકાલ કુસુમના

જેની દુઃખમયી આશા સંસારમાં બીજી કોઇ જ નહિ હોય.

એક દિવસે સંધ્યા સમયે કુસુમ પોતાના અભ્યાસ કરવાના ઓરડામાં બેઠી હતી. આકાશમાં ધીમે ધીમે તારકો પ્રકાશતા હતા. ચતુર્થીની ચંદ્રકળા પશ્ચિમાકાશમાં હાસ્ય કરી રહી હતી. બારીમાંથી એકાગ્રદષ્ટિથી કુસુમે આકાશ તરફ જોયું કિન્તુ તેના હૃદયમાં સંપૂર્ણ અંધકાર હતો. એ ઓરડામાં જ્યોતિર્પૂર્ણ દીપક સળગી રહ્યો હતો; પરંતુ એ દીપક કુસુમના હૃદયમાં છવાઇ રહેલા ભીષણ અંધકારને દૂર કરવા અસમર્થ હતો. ધીમેધીમે કુસુમે અસ્થિરચિત્તે એક પુસ્તક પોતાના હાથમાં લીધું એ ભારતના ભૂતકાળનું એક અમૂલ્ય રત્ન—મહાભારત હતું. મહાભારત ઉઘાડી કુસુમ સાવિત્રીનું ઉપાખ્યાન વાંચવા લાગી. શુભ્રવેશ, શુભ્રકાન્તિ દેવર્ષિ નારદ, હાથમાં વીણા લઇ ગોવિંદગુણનું ગાન કરતા કરતા રાજસભામાં આવ્યા. જગત્પૂજ્ય ઋષિવરે રાજા પાસેથી યથોચિત સન્માન મેળવી આસન સ્વીકાર્યું, એટલે મહારાજા અશ્વપતિએ બન્ને હાથ જોડી નમ્રતાથી નિવેદન કર્યું કેઃ—"ભગવન્! જુઓ મ્હારી આવી વિવિધ સદ્ગુણોથી વિભૂષિત અને અદ્વિતીય સૌન્દર્યમયી કન્યાએ અરણ્યમાં એક દીન, દુઃખી, ઝુંપડીમાં રહેતા યુવકને જોઇને તેને પોતાના પતિ તરીકે સ્વીકારવાનો દૃઢ સંકલ્પ કર્યો છે."

દેવર્ષિ નારદે કહ્યુંઃ—"રાજન્! ધ્યાનયોગથી હું એ સઘળું જાણી શકયો છું." આમ કહી સતી સાવિત્રીને સંબોધીને તેમણે કહ્યુંઃ—"કલ્યાણિ! જે અરણ્યવાસી સત્યવાનને ત્હેં ત્હારા પતિ તરીકે સ્વીકારવાનો નિશ્ચય કર્યો છે તે અલ્પાયુ છે. તેનું આયુષ્ય એક વર્ષ પછી પૂર્ણ થાય છે. એક વર્ષ પછી તે મૃત્યુવશ થશે."

સાવિત્રીએ કહ્યુંઃ—"દેવ! એક માત્ર સત્યવાન જ મ્હારા

સ્વામી છે; બીજા કોઇ નથી.”

નારદજીએ કહ્યું:—“રાજનન્દિનિ! જાણી જોઇને તું વૈધવ્યનું દારુણ દુ:ખ ભોગવવાની ઇચ્છા શામાટે કરે છે? ઇંદ્રલોક, ચંદ્રલોક અગર તો નરલોકના બીજા કોઈ રાજ્યેશ્વરને તું ત્હારા પતિ તરીકે પસંદ કર.”

સાવિત્રીએ કહ્યું:—“ભગવન્! ઇંદ્રત્વ લઇને હું શું કરું? જંગલવાસી પતિની ચરણસેવા જ મ્હારું ઇંદ્રપદ છે. હું વૈધવ્ય સ્વીકારી સ્વામી સત્યવાનના ચરણોનું ધ્યાન ધરીશ.”

આટલી હકીકત વાંચીને કુસુમે એ બૃહદ્ગ્રંથ બંધ કર્યો. પછી પોતાના બન્ને હાથ જોડી, આકાશ તરફ દૃષ્ટિ કરીને તેણે કહ્યું:—“આર્યે! હમણાં તું સ્વર્ગલોકમાં છે. તું સતીના હૃદયમાં બળ ઉત્પન્ન કર. માતઃ! ત્હારા સંતાનના મસ્તક ઉપર તું મંગળ આશીર્વાદકુસુમની વૃષ્ટિ કર.”

બીજે દિવસે પ્રભાતકાળે કુસુમ માતા પાસે જઇને બેઠી. માતા પાર્વતીએ પુત્રીના અંગને હાથ અડકાડી આશ્ચર્યચકિત બની જઇને કહ્યું:—“કુસુમ! આ શું થયું? તને તાવ આવ્યો છે!”

ત્રણ ચાર દિવસો વીતી ગયા; કિન્તુ કુસુમના શરીરમાંથી તાવ દૂર થયો નહિ. કુસુમનાં કેટલાંક ઓળખીતાં માણસો આવીને તેની તબિયત જોઈ ગયાં; કિન્તુ કુસુમકાન્ત કેમ આવ્યો નહિ! એક પ્રકારની અજ્ઞાત વેદનાથી કુસુમનું હૃદય દુ:ખિત થવા લાગ્યું.

મિસ ઇલિઝાબેથ કુસુમની શિક્ષયિત્રી હતી; તોપણ તે કુસુમની બિમારીમાં તેની ઘણી સેવાશુશ્રુષા કરવા લાગી. પોતાનાં અન્ય કાર્યો તરફ દુર્લક્ષ્ય કરી તે પોતાનો ઘણોખરો સમય કુસુમ પાસે રહેવામાં જ પસાર કરતી હતી. તે કુસુમને આનંદિત કરવાના હેતુથી

તેને વિવિધ પ્રકારની મનોરંજક વાર્તાઓ કહી સંભળાવતી હતી. કુમારી નાઇટિંગલ, ભગિની ડોરા, સિસ્ટર નિવેદિતા, કવયિત્રિ સરોજિની નાયડુ આદિ આદર્શ સ્ત્રીઓનાં ચરિત્રોનું તે તેની પાસે સવિસ્તર વર્ણન કરતી હતી. એ સઘળી હકીકત સાંભળતાં કુસુમ પોતાનું રોગદુઃખ ભૂલી જતી હતી.

બીજા બે દિવસ વીતી ગયા પછી કુસુમકાન્ત કુસુમની તબિયત જોવા માટે આવ્યો આ પ્રકારથી કુસુમનું અંતર કોણ જાણે કે શાથી, અપાર આનંદિત થયું. પાર્વતી કાંઇ કાર્યવશતઃ બ્હાર ગઈ હતી. ચંદ્રશંકર પણ ઘેર નહોતા. પ્રમોદ કુસુમની પાસે બેસી રહ્યો હતો. એવા સમયે કુસુમકાન્ત ત્યાં આવી પહોંચ્યો, તથા સ્નેહસૂચક સ્વરે તેણે કહ્યુંઃ—" કુસુમ ! "

આ અમૃતમય કંઠસ્વરનો કાનમાં પ્રવેશ થતાં જ કુસુમે એક વખત કુસુમકાન્ત તરફ જોયું; કિન્તુ તે કાંઇ બોલી નહિ. હમણાં હમણાં શરમને લીધે તે કુસુમકાન્ત સાથે કાંઇ બોલી શકતી નહોતી !

કુસુમકાન્તે ફરીથી કહ્યુંઃ—" કુસુમ ! કેમ છે ? "

કુસુમે કાંઇ બોલ્યા સિવાય પોતાનાં નેત્રો મીંચ્યાં. આ સમયે પાર્વતીએ ત્યાં આવીને કહ્યુંઃ—" કુસુમકાન્તભાઇ ! તમે આવ્યા છો કે ? હમણાં થોડા દિવસથી હું કુસુમને માટે કેવી ચિન્તામાં પડી ગઇ છું એ તમને શું કહું ? તમને બોલાવવાનો મ્હેં વિચાર સુદ્ધાં કર્યો હતો. તમે કાંઇ પારકા નથી. "

કુસુમકાન્તઃ—કુસુમલતાને કેટલો તાવ આવેલો છે ?

પાર્વતીઃ—હમણાં ડૉકટર આવ્યા હતા; તેમણે ૧૦૩ ડિગ્રી તાવ આવેલો છે એમ કહ્યું હતું.

કુસુમકાન્તઃ—માત્ર તાવ જ આવે છે તેથી વિશેષ ચિન્તા

કરવાનું કારણ નથી.

પાર્વતીઃ—હમણાં તમે કાંઈ બ્હારગામ ગયા હતા કે શું?

કુસુમકાન્તઃ—હા, ગરીબ મનુષ્યોને સહાયતા કરવાના હેતુથી હું પાસેનાં ન્હાનાં ન્હાનાં ગામડાંઓમાં ગયો હતો. અન્ન વિના દુઃખી થતાં મનુષ્યોને અન્ન આપવું, વસ્ત્રો વિના કષ્ટ ભોગવતાં મનુષ્યોને વસ્ત્રો આપવાં, રોગીઓને ઔષધ આપવું એ સઘળાં પણ મ્હારાં કર્ત્તવ્ય કાર્યો છે.

પાર્વતીઃ—તમારાં આ કર્ત્તવ્ય કાર્યો ઉત્તમ છે. આવા પ્રકારનું પરોપકારવ્રત પાળવું એજ મનુષ્ય જીવનનો મુખ્ય ઉદ્દેશ છે અને એજ ખરી માતૃસેવા છે.

કુસુમકાન્તઃ—માતાજી! એવો આશીર્વાદ આપો કે, માતૃસેવા સમક્ષ હું મૃત્યુને પણ તુચ્છ સમજી શકું.

પાર્વતીઃ—તમે અમેરિકા જવાના હતા એ વાતનું શું થયું?

કુસુમકાન્તઃ - જો કે જવાનું તો હમણાં જ હતું; પરંતુ બીજાં કેટલાંક જરૂરી કાર્યોને લીધે હમણાં એ તરફ જવાનું બંધ રાખવું પડયું છે.

પાર્વતીઃ—ત્યાં જઇને કયા વિષયનું શિક્ષણ મેળવવાનો તમારે વિચાર છે?

કુસુમકાન્તઃ—શિલ્પશિક્ષણ મેળવવાનો મ્હારો વિચાર છે. વર્ત્તમાનસમયે શિલ્પવાણિજ્યની ઉન્નતિ સિવાય ભારતની દુઃખદારિદ્રતા દૂર કરી શકાય તેમ નથી.

પાર્વતીઃ—ઘણા નવયુવકો વિદેશમાંથી શિલ્પકળાનું શિક્ષણ મેળવી આવે છે; તેમનાથી જન્મભૂમિનું કાર્ય કેટલું સફળ થાય છે તેની મ્હને માહિતી નથી.

કુસુમકાન્તઃ—એક દિવસમાં કોઈ પણ કાર્ય પૂર્ણ થતું નથી. વિધાતાનું વિધાન જ એવું છે કે, દરેક વિષયની ધીમે ધીમે પ્રગતિ થાય છે.

પાર્વતીઃ—તમારો ઉત્સાહ અને ઉદ્યમ પ્રશંસનીય છે.

અત્યાર સુધી પ્રમોદ ચૂપ રહ્યો હતો. હવે તેણે ઉઠી ધીમે ધીમે કુસુમકાન્ત પાસે આવીને કહ્યું:—" ભાઈ! બા મ્હને નાસ્તો કરવાને માટે જે કાંઇ પૈસા આપતાં હતાં તે એકઠા કરીને મ્હેં એકંદરે પાંચ રૂપિયા ભેગા કર્યા છે. આ પાંચ રૂપિયા તમે ગરીબ મનુષ્યોને આપવા લઇ જાઓ."

ન્હાના બાળકની આવી પરોપકારપ્રવૃત્તિ અને ત્યાગસ્વીકાર જોઇને કુસુમકાન્તનું હૃદય અતિ આનંદિત થયું. તેણે પ્રેમથી પ્રમોદને પોતાના ખોળામાં બેસાડયો. પછીથી મધુરકંઠે તેણે કહ્યું:—" ભાઇ! મ્હોટો થઇને તું ઘણાં સારાં કાર્યો કરી શકીશ. જેમનાં માતા આવાં સદ્‌ગુણી છે તેમનાં સંતાનો પણ સદ્‌ગુણી અને સચ્ચરિત્ર કેમ ન થાય?"

બીજી કેટલીક વાતચિત થયા પછી પાર્વતી પાસેથી વિદાય લઈ કુસુમકાન્ત ત્યાંથી ચાલ્યા જવાની તૈયારી કરવા લાગ્યો. પાર્વતીએ કહ્યું:—" કુસુમકાન્તભાઈ! દરરોજ એક વખત આવજો હોં."

" બનતા સુધી આવીશ." કહી કુસુમકાન્ત ચાલ્યો ગયો.

કુસુમકાન્ત તદ્દન અપરિચિત માણસની માફક ચાલ્યો ગયો; તેથી કુસુમનું હૃદય સવિશેષ દુઃખિત થયું.

બીજા બે ત્રણ દિવસ વીતી ગયા; પરંતુ કુસુમકાન્ત પુનઃ આવ્યો નહિ; તેથી કુસુમની માતાએ તેને બોલાવી લાવવા માટે નોકરને મોકલ્યો. નોકરે તેને ઘેર જઇ આવીને એમ કહ્યું કેઃ—"કુસુમ-

કાન્તભાઇ તો રાજપૂતાનામાં ચાલ્યા ગયા છે."

કુસુમના અંતરમાં સખ્ત આઘાત થયો. તેણે વિચાર્યું:—"પુનઃ મ્હારી ખબર જોવા આવ્યા સિવાય તેઓ રાજપૂતાના તરફ ચાલ્યા ગયા? તેમણે કેવો અન્યાય કર્યો છે!"

કુસુમે પોતાના મનમાં ને મનમાં ક્રોધે ભરાઇને વિચાર્યું:— "હવે હું મ્હારા અંતરમાં તેમનો વિચાર પણ કરીશ નહિ." આમ છતાં વિદ્રોહી મને કુસુમનો આ આદેશ પાળ્યો નહિ. તેનાં નેત્રોમાં આપોઆપ અશ્રુજળ ભરાઇ આવ્યું.

માત્ર સાત જ દિવસમાં કુસુમનો તાવ ઉતરી ગયો. તેની બિમારીને લીધે ઠરાવવામાં આવેલા દિવસે તેનો વિવાહ થઈ શક્યો નહિ. પુનઃ વૈશાખ માસનો એક શુભ દિવસ વિવાહ માટે નક્કી કરવામાં આવ્યો.



## પ્રકરણ ૯ મું.—દુષ્કાળનો દારુણ દેખાવ.

જે દિવસે કુસુમ પાસેથી કુસુમકાન્ત પોતાના આશ્રમમાં પાછો જઇ પહોંચ્યો તે દિવસે તે જ સમયે તેને એક ટેલિગ્રામ મળ્યો. એ ટેલિગ્રામ વાંચી તેણે પોતાના પ્રિય સ્નેહી પ્રિયકાન્તના હાથમાં મૂક્યો. અને કહ્યું:—"રાજપૂતાનામાં દારુણ દુષ્કાળ પડયો છે. ત્યાંના સંવાદદાતાએ એમ લખ્યું છે કે, અત્યારથી જો ત્યાંના માણસોના જીવનનું રક્ષણ કરવાની વ્યવસ્થા નહિ કરવામાં આવે તો ઘણાં માણસો મરી જશે."

પ્રિયકાન્તે ટેલિગ્રામ વાંચીને કહ્યું:—"હા સત્ય છે."

કુસુમકાન્તઃ—અન્નના અભાવથી અત્યારથી જ ત્યાં અનેક

મનુષ્યો મરણને શરણ થવા લાગ્યાં છે. જો અત્યારથી તેમની કાંઇ વ્યવસ્થા કરવામાં નહિ આવે તો તેમના દુર્દૈવનો પાર રહેશે નહિ. અમે કેટલાક યુવકબંધુઓ દુષ્કાળદમનનો કાર્યભાર ઉપાડી લઇ કાલે જ ત્યાં જવાને ઇચ્છીએ છીએ.

પ્રિયકાન્તઃ—પરંતુ એ સંબંધી હજી સર્વની સલાહ લેવામાં આવી નથી.

કુસુમકાન્તઃ—તેથી શો વાંધો છે? આ પ્રકારને કોઇ અસંમત થાય તેમ નથી. કાર્યવ્યવસ્થા સંબંધી આપણે રાત્રે એકત્ર થઇને વિચાર કરીશું.

પ્રિયકાન્તઃ—જો હૃદયમાં અકૃત્રિમ નિષ્ઠા અને પ્રેમનું પોષણ કરી કોઈ મહત્ સત્કાર્ય કરવામાં આવે છે તો તેમાં અવશ્ય સફળતા મેળવી શકાય છે.

કુસુમકાન્તઃ—પ્રેમ સિવાય સઘળું નિષ્ફળ છે. અમારા પ્રયત્નથી જો કદાચ એક પણ મનુષ્યના જીવનનું રક્ષણ થાય તો અમે અમને પોતાને કૃતાર્થ થયા સમજીએ.

પ્રિયકાન્તઃ—આ વાત બરાબર છે. સર્વ કોઇ જો પોતાની શક્તિનો સ્વદેશસેવાના કાર્યમાં ઉપયોગ કરે તો તે સ્વજીવનની સાર્થકતા કરી ગણી શકાય. કોણે કેટલાં કાર્યો કર્યાં તેનો વિચાર કરવાથી શું થશે? કોની સાધુ ઇચ્છા કેટલાં કાર્યોમાં પરિણત થઇ એ જ વિચારવા જેવું છે. જો કે વૃક્ષ પ્રકૃતિ રાજ્યમાં કાર્ય કરેછે, અને ક્ષુદ્ર તૃણનું કાર્ય સામાન્ય હોય છે તો પણ તેનું ફળ સામાન્ય છે કે? વળી સત્કાર્યોમાં જગન્નિયંતા નારાયણ અવશ્ય સહાયતા કરે છે.

કુસુમકાન્તઃ—સઘળા દેશવાસીઓ પાસેથી હું ધારું છું એટલી

સહાયતા મેળવી શકીશ. આવા દુષ્કાળના પ્રસંગે અનેક શ્રીમંતો દરિદ્રોના જીવનનું રક્ષણ કરવાના હેતુથી દ્રવ્યદાન કરે છે.

પ્રિયકાન્તઃ—આવા પ્રસંગે દ્રવ્યદાન કરવું એ પ્રત્યેકનું કર્ત્તવ્ય છે.

કુસુમકાન્તઃ—આપણા ભારતવર્ષમાં હવે વારંવાર દુષ્કાળ પડવા લાગ્યો છે! અન્નના અભાવથી અસંખ્ય મનુષ્યો મરી જાય છે. અરેરે! પહેલાં દેશની આવી સ્થિતિ નહોતી.

પ્રિયકાન્તઃ—હમણાં વારંવાર દુષ્કાળ પડે છે તેનાં અનેક કારણો છે. તેમાંનું મુખ્ય કારણ એ છે કે, ભારતમાં ઉત્પન્ન થતો ઘણોખરો માલ હવે વિદેશ જાય છે. પહેલાં આટલો બધો માલ વિદેશમાં જતો નહોતો. દેશમાં ઉત્પન્ન થતું અનાજ દેશમાં જ રહેતું હતું; કિન્તુ વર્તમાનકાળમાં તો ભારતવર્ષમાં ઉત્પન્ન થતા ઘણાખરા અનાજને ભરી અનેક સ્ટીમરો વિદેશમાં ચાલી જાય છે. હવે બીજું કારણ એ છે કે, ભારતવર્ષનો સાધારણ જનસમાજ પ્રથમથી જ દારિદ્ર્યાવસ્થા ભોગવે છે. આજકાલ અનેક માણસો પોતાનો જીવનનિર્વાહ ચલાવવાને માટે પણ અસમર્થ થઇ ગયા છે. તદુપરાંત જ્યારે અતિવૃષ્ટિ થાય છે કિંવા વૃષ્ટિ થતી નથી તો તેથી સાધારણ જનસમાજનું જીવન સંકટયુક્ત થાય છે. ત્રીજું કારણ એ છે કે, જે પ્રમાણે ભારતવાસીઓની સંખ્યા વધતી જાય છે તેવી રીતે ભારતની ખેતીવાડીની ઉન્નતિ થતી નથી.

કુસુમકાન્તઃ—તું કહે છે એ સઘળું સત્ય છે. કૃષિ અને શિલ્પની ઉન્નતિ સિવાય ભારતવર્ષનું કલ્યાણ નથી.

આટલી વાતચિત કર્યા પછી બન્ને બંધુઓ બીજા ઓરડામાં ચાલ્યા ગયા.

રાત્રે સભાના સઘળા સ્વયંસેવકોએ એકત્ર થઇને આ સંબંધી એક બીજાની સલાહ લીધી. ત્યાર પછી દુષ્કાળદમનનો કાર્યભાર ઉપાડી લઇ કેટલાક સ્વદેશભક્ત યુવકો રાજપૂતાના તરફ રવાના થ ા.

શહેરમાં જઇ સ્વદેશસેવક કર્મવીરો દુષ્કાળને માટે ફંડ એકઠું કરવા લાગ્યા. કુસુમકાન્ત પણ આ કાર્ય માટે ઘણો પ્રયત્ન કરવા લાગ્યો. અંતે આ સ્વદેશભક્ત એકનિષ્ઠ સ્વયંસેવકોએ પુષ્કળ દ્રવ્ય સંપાદન કર્યું, અને તેઓ સર્વ તે દિવસે રાત્રે રાજપૂતાના તરફ ઉપડી ગયા.

રસ્તે જન્મભૂમિની કાન્તિનું દર્શન કરતા કરતા સ્વદેશસેવકો આગળ વધતા હતા. આજે જાણે કે પ્રકૃતિદેવી શાન્ત અને નિસ્તબ્ધ હતી. એ નિસ્તબ્ધતાનો ભંગ કરીને અગ્નિરથ ત્વરિતગતિથી દોડતો હતો !

યથાસમયે તેઓ રાજપૂતાનાના ગૌરવસ્વરૂપ—પ્રકૃતિના લીલાનિકેત પાર્વત્યપ્રદેશ મેવાડ રાજ્યમાં જઇ પહોંચ્યા. ભારતગૌરવરવિ શ્રીરામચંદ્રજીના વંશમાં ઉત્પન્ન થયેલા વીર રાજેન્દ્રોના લીલાસ્થાનનું દર્શન કરી તેઓ અતિ આનંદિત થયા. ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયલી કેટલીક હૃદયભેદક વાર્ત્તાઓનું તેમના અંતરમાં સ્મરણ થયું.

આ સ્વદેશસેવકોનું કાર્યક્ષેત્ર મેવાડ રાજ્યમાં આવેલા ચિત્તોડની પાસેનું એક ગામડું હતું. એ ગામડામાં જતાંની સાથે જ તેમણે જે દારુણ દેખાવનું દર્શન કર્યું તેથી તેમના હૃદયનું લોહી સુકાઇ ગયું. દુષ્કાળની ભયંકરતાથી અનેક દીન હીન કંગાલ મનુષ્યો મૃત્યુવશ થતાં હતાં. સેંકડો મનુષ્યોએ અન્નાભાવથી પ્રેતપિશાચોના જેવું કિંવા હાડપિંજરના જેવું સ્વરૂપ ધારણ કર્યું હતું. પિતા પુત્રની પાસે, પુત્ર માતાની પાસે, પત્ની પતિની પાસે ' હાય અન્ન ! હાય અન્ન !'

કહીને અશ્રુજળ વર્ષાવતી હતી. જાણે કે જો એક જ મુઠી અનાજ મળે તો સર્વના જીવનનું સંરક્ષણ થાય. ક્ષુધાની જ્વાળાથી મનુષ્યો ઝાડનાં પાંદડાં સુદ્ધાં ખાતાં હતાં. ખેડૂતો પોતાની ખેતીનાં સાધન વેચી દેતા હતા. પિતા, માતા, પુત્ર વગેરેને વેચી દેતો હતો. સગાં-વ્હાલાંઓના સંબંધનો જાણે કે દૈવીકોપથી સર્વાંશે વિનાશ થયો હતો. અન્ન પ્રાપ્ત કરવાને માટે જ સર્વ અસ્થિર બની ગયાં હતાં!

દેવી અન્નપૂર્ણા! આજે ત્હારા મકાનમાં અન્ન નથી! અરેરે! આજે ત્હારો અન્નભંડાર ખાલી થઇ ગયો છે!

કુસુમકાન્તે બ્હાર નીકળી જે દેખાવ જોયો તેથી તે પોતાનું અશ્રુજળ રોકી શકયો નહિ. હાડપિંજર જેવા શરીરવાળાં અસંખ્ય મનુષ્યો શક્તિહીન—નિર્બળ બની જઇને રસ્તા ઉપર પડયાં રહ્યાં હતાં. જાણે કે આજે જ તેમના જીવનનો અન્નાભાવથી અંત આવશે. અરેરે! દુષ્કાળનો આ કેવો દારુણ દેખાવ હતો!

દયાળુ દીનાનાથનું સ્મરણ કરીને સ્વદેશસેવકોએ પોતાનું કાર્ય કરવા માંડયું. તેમણે ત્યાં અન્નક્ષેત્ર ઉઘાડયું. હમ્મેશાં હજારો માણસો અર્દ્ધમૃત અવસ્થામાં અન્ન લેવા માટે આવવા લાગ્યાં. સર્વને શક્તિ અનુસાર અન્ન આપવા માંડયું.

એક દિવસે કેટલાક સ્વદેશસેવકો અન્ન વહેંચતા હતા. એવામાં તેમણે જોયું કે, એક ચૌદ પંદર વર્ષનો બાળક કાંઇ નહિ ખાતાં રડયા કરે છે. કુસુમકાન્તે તેના દુઃખે દુઃખિત થઈ તેના રુદનનું કારણ પૂછ્યું તો તે કાંઇ ઉત્તર નહિ આપતાં રડવા જ લાગ્યો. શાન્ત રુદનથી તેનું મ્હોં ભીંજાઇ જતું હતું.

કુસુમકાન્તે કહ્યું:—"કહે કે તને શું થયું છે? ત્હારું દુઃખ દૂર કરવાને હું મ્હારાથી બની શકશે તેટલી મહેનત જરૂર કરીશ."

બાળકે રડતાં રડતાં કહ્યું:—" આજકાલ કરતાં આઠ દિવસથી મ્હારી માતા અને બ્હેનને કાંઈ ખાવાનું મળ્યું નથી. તેમનામાં એક ડગલું ચાલવાની પણ શક્તિ નથી; તેથી તેઓ અહીં આવી શક્યાં નથી. મ્હને એવો ભય રહે છે કે, આજે રાત્રે જ તેમનું મૃત્યુ થશે. એમની આવી સ્થિતિ મ્હને ક્ષણે ક્ષણે યાદ આવતી હોવાથી હું કાંઇ ખાઇ શકતો નથી."

કુસુમકાન્તઃ—ભાઈ! તું ખા. અમે ખોરાક લઇને હમણાં જ ત્હારે ઘેર આવીએ છીએ.

બાળક ખાઇ રહ્યો. ત્યાર પછી કુસુમકાન્ત અને પ્રિયકાન્ત એ બાળકને સાથે લઇને તેને ઘેર ગયા. ત્યાં જતાં જ તેમણે જે હૃદયભેદક દેખાવ જોયો તેનું વર્ણન થઈ શકે તેમ નથી. એક વૃદ્ધા અને એક દશ અગીઆર વર્ષની છોકરી અન્નાભાવથી મૃતવત્ બની ગયાં હતાં. કુસુમકાન્તે બાળિકાને થોડું ખવડાવ્યું; કિન્તુ વૃદ્ધાનો જીવનદીપ બુઝાઈ જવાની તૈયારીમાં હોવાથી તે કાંઇ ખાઇ શકી નહિ.

થોડા સમય પછી વૃદ્ધાનો જીવનદીપ બુઝાઇ ગયો! કુસુમકાન્ત અને પ્રિયકાન્ત ચિન્તામગ્ન ચિત્તે એ સ્થાનેથી નીકળી પડ્યા.

એ સુંદર પહાડી પ્રદેશમાં પ્રકૃતિની મૂર્ત્તિ કેવી મનમોહિની અને રમણીય હતી! અનેક પહાડો ઉપરથી ન્હાની મ્હોટી સરિતાઓ વહેતી જોવામાં આવતી હતી. બન્ને મિત્રો એક સરિતા પાસે જઇ પહોંચ્યા; કિન્તુ પ્રકૃતિના અનુપમ માધુર્યથી તેમના અંતરની વેદના ઓછી થઈ નહિ.

કુસુમકાન્તે કહ્યું:—" પ્રિયકાન્ત! અરેરે! અહીં કેવું શોચનીય દૃશ્ય છે! અન્નાભાવથી મનુષ્યોનું મૃત્યુ થાય છે એના માટે જવાબદાર કોણ છે?"

પ્રિયકાન્તઃ—એના માટે થોડા ઘણે અંશે આપણે જ જવાબ-દાર છીએ. સ્વદેશવાસીઓના મૃત્યુને માટે સ્વદેશીઓ જ જવાબદાર છે.

કુસુમકાન્તઃ—અહીં આવી જે દેખાવ મ્હારા જોવામાં આવ્યો છે તેથી મ્હારા અંતરમાં અપાર વેદના થાય છે.

થોડા સમય સુધી બન્ને બંધુ શાન્ત રહ્યા. ત્યાર પછી કુસુમકાન્તે કહ્યું:—"પ્રિયકાન્ત! ભાઇ! આપણું બન્નેનું હૃદય એક છે. પૃથિવીની કોઇ પણ ઘટના આપણામાં વિચ્છેદ કરી શકશે નહિ.

પ્રિયકાન્તઃ—એ બાબતની મ્હને પણ પૂર્ણ ખાત્રી છે.

એ બન્ને બંધુઓએ સત્કાર્યમાં જીવન સમર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. એ સંકલ્પ આજે જાણે કે વિશેષ ગંભીર કિંવા દૃઢ થયો.



## પ્રકરણ ૧૦ મું.—ભવિષ્યવેત્તા.

થોડા દિવસ પછી ભારતની ગૌરવમયી ચિત્તોડનગરીનું દર્શન કરવા જવાને માટે કુસુમકાન્ત ઉત્સુક બની ગયો. તેણે જે ગામમાં મુકામ કર્યો હતો એ ગામથી ચિત્તોડ કાંઇ બહુ દૂર નહોતું. કુસુમકાન્ત એક દિવસે પ્રભાતકાળે પોતાના કેટલાક બંધુઓ સાથે ચિત્તોડનું દર્શન કરવાને ગયો.

ત્યાં જતાં જ કુસુમકાન્તે જે અપૂર્વ અને અલૌકિક ઘટનાનું દર્શન કર્યું તેથી તે સ્તંભિત બની ગયો. તેને એમ લાગ્યું કે, વિશ્વરાજ્યમાં કાંઇ અસંભવિત નથી. મનુષ્યના સઘળા તર્કયુક્તો શૂન્યમાંજ મળી જાય છે. ઇશ્વરેચ્છાથી અસંભવ પણ સંભવ થાય છે.

ચિત્તોડમાં પગ મૂક્યા પછી અનેક ભુતસ્મૃતિ કુસુમકાન્તના

અંતરમાં તાજી થઇ તેને આકુળ વ્યાકુળ બનાવવા લાગી. ચિન્તા-મગ્ન ચિત્તે તે ચિત્તોડનાં સઘળાં જોવાલાયક સ્થળોનું દર્શન કરવા લાગ્યો. ચિત્તોડની પતિવ્રતા રાજપૂતાણીઓએ જે ઠેકાણે શીયળધનનું સંરક્ષણ કરવાને માટે અગ્નિમાં આત્મદાન દઇને જહરવ્રતનું પ્રતિ-પાલન કર્યું હતું, જે સ્થાને મહારાણા સંગ્રામસિંહની મહિષી કર્ણવ-તીએ અન્ય અસંખ્ય સ્વધર્મપરાયણા સતી રાજપૂતાણીઓની સાથે, સતીત્વરક્ષણને માટે અગ્નિકુંડમાં પોતાના પવિત્ર દેહની આહુતિ આપી હતી, જે સ્થળે સતી પદ્મિનીનું સ્વરૂપસૌન્દર્ય ભસ્મીભૂત થઇ ગયું હતું એ પુણ્યતીર્થનું દર્શન કરવાની પ્રબળેચ્છા કોને ન થાય ? કુસુમકાન્ત પોતાના મિત્રોની સાથે એ જહરવ્રતની સુરંગમાં ઉતરી તે તેનું લક્ષ્યપૂર્વક દર્શન કરવા લાગ્યો.

મધ્યાન્હકાળે કુસુમકાન્ત અને તેના મિત્રોએ એક દેશીયબં-ધુને ત્યાં ભોજન કરી લીધું. ત્યારપછી એ દેશીયબંધુએ કહ્યું:— “એક વૃદ્ધ બ્રાહ્મણ અનેક તીર્થોએ ફરી અત્રે આવ્યા છે. તેઓ ભાગ્યગણના કરવામાં ઘણા જ હોશિયાર છે. તેઓ ઘણી હકીકત સંપૂર્ણ સત્યસ્વરૂપે જણાવી શકે છે. તેઓ આપણી પાસે આવેલા એક મકાનમાં રહે છે. જો આપનામાંથી કોઇની ઇચ્છા હોય તો તેમની મુલાકાત થઇ શકે તેમ છે.”

રાજસ્થાનની ભાગ્યગણનાના વિષય સંબંધી કુસુમકાન્તે પહેલાં કેટલીક હકીકત સાંભળી હતી. રાજસ્થાનના સુપ્રસિદ્ધ ઇતિહાસમાં પણ તેણે ભાગ્યવેત્તાઓની વાર્તા વાંચી હતી. આ નવયુગમાં ભા-ગ્યગણનાની હકીકત સાંભળી તે આશ્ચર્યચકિત બની ગયો.

કુસુમકાન્ત આશ્ચર્યચકિતચિત્તે એ ભાગ્યવેત્તાને ત્યાં ગયો. એ ભાગ્યવેત્તાના મસ્તકના તેમજ મુછોના સઘળા વાળ સફેદ થઇ ગયા

હતા. તેના શરીરનો રંગ ઘઉંવર્ણો હતો. તેનો દેહ ઉન્નત હતો. તેણે વિદેશીય યુવકોને જોઈ તેમને યોગ્ય સંમાન આપી બેસાડ્યા.

ગુજરાતી યુવકો તેને પ્રણામ કરી તીર્થયાત્રાનો વિષય પૂછવા લાગ્યા. એટલે ઉત્તરમાં તેણે કહ્યું:—" ભારતવર્ષનાં ઘણાં તીર્થોએ ફરીને હું ઘણા ઊંચા હિમાલયપર્વત ઉપર આવેલા માનસરોવરના કિનારે જઇ પ્રહોંચ્યો હતો. તમે કૈલાસપર્વતનું નામ તો સાંભળ્યું છે ને ! અનંત આસમાની આકાશમાં અસંખ્ય વાદળાંઓને ભેદીને હિમાચળનું આ મહાશૃંગ માનસસરોવરના તીરે આવેલું છે. પુરાણમાં લખેલું છે કે, ભગવાન્ શંકરે ભગવતી પાર્વતીદેવીની સાથે આ કૈલાસ પર્વત ઉપર અનાદિ દેવની આરાધના કરી હતી. તેથી મનુષ્યના મનને મોહિત કરનારી પ્રકૃતિદેવીનું વર્ણન આર્યકવિએ ઘણું સુંદર કર્યું હતું. એ દેવદેવી કયાં છે ? મનુષ્ય, પશુ, પક્ષી, કિંવા એક તૃણ પણ નથી. માત્ર બરફ સિવાય બીજું કાંઇ નથી. રાત્રિદિવસ ત્યાં જાણે કે બરફની જ વૃષ્ટિ થાય છે. એ અપાર બરફને અંગ ઉપર નાખી, ધોળી જટાવાળા શુભ્રદેહ દેવર્ષિની માફક કૈલાસગિરિ અનંત આકાશમાં મસ્તક ઊંચું કરીને જાણે કે ધ્યાનમગ્ન બની ઉભો રહ્યો છે ! કૈલાસપર્વતમાંથી એક સરિતા નીકળીને માનસરોવરને મળી છે. એ સરિતાનું નામ મન્દાકિની છે. મન્દાકિનીના તીર ઉપર અનેક સંન્યાસીઓ ભગવાન્ સૂર્યનારાયણની આરાધના કર્યા કરે છે. પુરાણમાં એમ લખેલું છે કે મન્દાકિની મહાદેવજીની જટામાંથી નીકળેલી છે.

કુસુમકાન્તઃ—સૂર્ય તો જડ પદાર્થ છે.

બ્રાહ્મણે કહ્યું:—" નવયુવક ! ભ્રાન્ત ન થાઓ જડમાં જ ચૈતન્યસ્વરૂપ પરમેશ્વરનું દર્શન કરી શકાય છે."

આ વાક્ય બોલતાં બોલતાંમાં બ્રાહ્મણનાં નેત્રો ઘણાં તેજસ્વી બની ગયાં.

કુસુમકાન્તઃ—ઠીક છે, આપ હવે બીજું જે કહેવું હોય તે બેલાશક કહો.

બ્રાહ્મણ કહેવા લાગ્યોઃ—"એ મન્દાકિનીના કિનારા ઉપર હું એક મહાયોગીનું દર્શન કરી શકયો. તેમણે મ્હારા ઉપર કૃપા કરી. મ્હેં દશ વર્ષ સુધી તેમની પાસે રહી વિવિધ પ્રકારનો યોગાભ્યાસ કર્યો. પછીથી ગુરુદેવે મ્હને કહ્યુંઃ—'વત્સ! હવે તું દેશમાં જઇ લોકોના ઉપર ઉપકાર કર.' ગુરુદેવની કૃપાથી મ્હેં ઘણું યોગબળ પ્રાપ્ત કર્યું છે. તમે નવયુવકો છો. તમને હું શું કહું? અધ્યાત્મરાજ્યમાં એવી કેટલીક ઘટનાઓ ઘટે છે કે, જે યુક્તિતર્કથી અતીત છે."

કુસુમકાન્તઃ—હું આપને કેટલીક હકીકત પૂછવાને ઇચ્છું છું.

બ્રાહ્મણઃ—યુવક! તમે અવિવાહિત છો કે શું?

કુસુમકાન્તઃ—આપ ગણના કરીને કહી શકો તેમ છે એટલે પછી પ્રશ્ન પૂછવાની શી જરૂર છે?

બ્રાહ્મણ—હું ગણના કરીને ન કહી શકું એમ નથી; પરંતુ ગણના કરતાં ઘણો પરિશ્રમ વેઠવો પડે છે

કુસુમકાન્તઃ—મહાનુભાવ! મ્હારા અપરાધની મ્હને ક્ષમા આપજો. હું અવિવાહિત છું તેમજ અવિવાહિત રહેવાનો જ મ્હારો નિશ્ચય છે.

બ્રાહ્મણઃ—ઘણું સારું, હવે કહો જોઇએ કે, શું જાણવાની તમારી ઇચ્છા છે?

કુસુમકાન્તઃ—મ્હારા ભવિષ્યજીવનમાં કોણ મને સર્વ કરતાં વિશેષ શાન્તિ આપશે!

"ઠીક, થોડો સમય બેસો." આમ કહી બ્રાહ્મણ બીજા ઓરડામાં જઇ એક દર્પણ સ્હામે ધ્યાનમગ્ન બનીને બેઠો. આવી રીતે ધ્યાનમગ્ન સ્થિતિમાં અડધો કલાક પસાર થયો એટલે પુનઃ તેણે યુવકમંડળ પાસે આવીને કુસુમકાન્તને કહ્યું:—"આ દર્પણમાં જુઓ, જે વ્યક્તિ તમને સર્વથી વિશેષ શાન્તિ આપનાર છે તેનું દર્શન તમે આ દર્પણમાં જ કરી શકશો."

કુસુમકાન્તે કુતૂહલને વશ થઇ દર્પણમાં જોયું. એ દર્પણમાં તેણે જે કાંઇ જોયું તેથી તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે સહસ્રદળપદ્મ ઉપર બેઠેલી એક ચતુર્ભુજા દેવીમૂર્તિ જોઇ! તેના એક હાથમાં ઉજ્વળ દીપક હતો અને બીજા હાથમાં શંખ હતો. બીજા બે હાથથી તે અભયવરનું દાન દેતી હતી. દેવીના ચરણોમાં એક અદ્વિતીય રૂપવતી, લાવણ્યવતી, તરુણી મૂર્ત્તિ હતી. તરુણીનો કૃષ્ણકેશકલાપ છૂટો હતો. જાણે કે આછા આછા મેઘપુંજમાં સ્થિર સૌદામિની જ હતી! આશ્ચર્ય પામીને કુસુમકાન્તે જોયું પ્રકાશતી કે, એ તરુણી બીજી કોઇ નહિ; કિન્તુ તેની પ્રિય શિષ્યા કુસુમ જ હતી! આશ્ચર્યના આવેગથી કુસુમકાન્ત પોતાની શુદ્ધિને પણ ઘણે અંશે ગૂમાવી બેઠો. તેને નિસ્તબ્ધ રહેલો જોઇ બ્રાહ્મણે પૂછ્યું:—"કેમ! યુવક, શું જોયું?"

કુસુમકાન્તઃ—ચતુર્ભુજા દેવીમૂર્ત્તિ.

બ્રાહ્મણઃ—બીજું શું જોયું?

કુસુમકાન્તઃ—એક બાળિકામૂર્ત્તિ.

બ્રાહ્મણઃ—સહસ્રદળપદ્મનો અર્થ તમે સમજ્યા!

કુસુમકાન્તઃ—ના, એ પદ્માસનાં દેવી કોણ હતાં ?

બ્રાહ્મણઃ—એ દેવીનું નામ ભક્તિ છે. સહસ્રદળપદ્મનો અર્થ ‘સહસ્રાર’–યોગની પ્રતિમૂર્ત્તિ છે. જે પરમધન ભારતવાસીઓ ભૂલી ગયા છે તેજ તે પુનઃ જીવને પ્રદર્શિત કરે છે. ભક્તિ યોગના ઉપર પ્રતિષ્ઠિત થયેલી છે.

કુસુમકાન્તઃ—સમજ્યો, બીજું બધું શું હતું ?

બ્રાહ્મણઃ—મંગળ શંખનું નામ કર્મ છે. કર્મદ્વારા જીવને મંગળના–કલ્યાણના માર્ગ તરફ બોલાવે છે. દેવીના બીજા હાથમાં દીપક હતો. એ જ્ઞાનજ્યોતિ હતી. જ્ઞાનજ ભક્તિનો માર્ગ બતાવી શકે છે. જ્ઞાન, ભક્તિ, કર્મ અને યોગના સંમિલન સિવાય ભારતવર્ષનું કલ્યાણ થાય તેમ નથી. દેવીના ચરણોમાં તમે બાળિકા મૂર્ત્તિ જોઇ છે. એ બન્ને મૂર્ત્તિઓ તમારા જીવનને અપાર શાન્તિ અર્પણ કરશે. બાળિકાનો એક હાથ દેવીના ચરણોમાં હતો અને બીજો તેના વક્ષસ્થળ ઉપર હતો. એનો અર્થ એવો હતો કે, ધર્મમાં તેની આત્મશક્તિ પ્રતિષ્ઠિત થયેલી છે.”

કુસુમકાન્ત બીજું કાંઈ બોલ્યા સિવાય બ્રાહ્મણને નમસ્કાર કરી આશ્ચર્યચકિત અને સ્તંભિત હૃદયે ત્યાંથી ચાલ્યો ગયો. તેમનું કાર્ય હવે બરાબર વ્યવસ્થિત થઇ ગયું હતું; તેથી બીજું માત્ર એકજ અઠવાડીઉં રાજપૂતાનામાં રહીને કુસુમકાન્ત પોતાના બે ત્રણ બંધુઓની સાથે વડોદરા રવાના થયો.

પોતાના આશ્રમમાં જઇ શય્યામાં સૂઇ રહીને કુસુમકાન્ત અને પ્રિયકાન્ત વાર્તાલાપ કરવા લાગ્યા. એક ઓરડો આ બન્ને બંધુઓના શયનને માટે હતો. એ ઓરડાની ખુલ્લી બારીઓમાંથી વાયુદેવ અંદર પ્રવેશ કરી ઉભય બંધુના અંગને સ્પર્શ કરતા હતા.

અંતે વાર્ત્તાલાપ કરતા કરતા બન્ને બંધુઓ નિદ્રાધીન થઈ ગયા.



## પ્રકરણ ૧૧ મું.–ચિન્તા.

કુસુમકાન્ત બીજે દિવસે સ્હવારે શય્યાત્યાગ કરી પ્રાતઃકૃત્યાદિથી નિવૃત્ત થઇ પોતાના બેઠકખાનામાં એકલો બેઠા હતો. બારીઓમાંથી સૂર્યકિરણો અંદર પ્રવેશ કરતાં હતાં. રાજપૂતાનામાં બનેલી આશ્ચર્યજનક ઘટના તેના અંતરમાં હજી સુધી જાગ્રત રહી હતી. એકાન્તમાં બેઠા બેઠા તે વિચારવા લાગ્યો કેઃ—" હું પાશ્ચાત્ય શિક્ષણથી શિક્ષિત થયેલો એક નવયુવક છું. જે યુક્તિ તર્કના વિષયમાં નથી તેના ઉપર સ્વભાવતઃ મ્હને વિશ્વાસ નથી. મ્હેં શું જોયું છે! કુસુમનો વિવાહદિવસ નક્કી થયો છે તે કેવી રીતે મ્હારી શાન્તિદાયિની થશે ? પરસ્ત્રીનો વિચાર કરવો એ પણ એક મહાપાપ કરવા જેવું છે. ત્યારે શું મ્હેં ઈંદ્રજાળનું તો દર્શન નહિ કર્યું હોય ?! તેનું મુખ ઘણું સરળતાપૂર્ણ છે. તેનું મુખ જોતાં જ અંતર આનંદિત થયા સિવાય રહેતું નથી. મ્હારા જેવા માતૃસેવક–ભારતભક્તે આવા વિચારો શામાટે કરવા જોઇએ ! મ્હેં મ્હારું જીવન માતૃદેવીને સમર્પણ કર્યું છે—એ જ મ્હારા જીવનનું લક્ષ્ય છે.

" કુસુમનાં માતાને હું દેવી કહું તો તે પણ અતિશયોક્તિ કરી છે એમ ન ગણાય. ન્હાનપણથી જ હું માતૃહીન છું. કુસુમનાં માતાનો માતૃસ્નેહ મંદાકિની ધારાની માફક મ્હારા પ્રાણને આર્દ્ર અને અમૃતમય કરે છે; તેથી જ હું સેંકડો કાર્યોની જંજાળમાંથી અલ્પ અવકાશ મેળવી તેમની પાસે જઉં છું."

કુસુમકાન્ત આવા વિચારો કરતો હતો એવામાં એક બંધુએ

હાથમાં તાર લઇને એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો અને કહ્યું:— " કુસુમકાન્તભાઇ ! એક ઠેકાણે મેળો ભરાવાનો છે; ત્યાં આપણને બોલાવવામાં આવ્યા છે." આમ કહીને તાર તેણે કુસુમકાન્તના હાથમાં તાર આપ્યો. કુસુમકાન્ત તાર વાંચી ધીમે ધીમે નીચે ઉતરી ગયો તો તેણે કુસુમના ઘરના એક નોકરને પોતાની રાહ જોઇને ઉભો રહેલો જોયો. એ નોકરે કહ્યું:—" મ્હોટાભાઇ ! બાએ આપને બોલાવ્યા છે. "

કુસુમકાન્તે કહ્યું:—" બાને કહેજે કે આજે હું કોઇ પણ રીતે આવી શકું તેમ નથી. બે ચાર દિવસ પછી અવશ્ય આવીશ. "

નોકર વિશેષ કાંઇ બોલ્યા સિવાય ચાલ્યો ગયો.

પ્રિયકાન્ત પાસે જ ઉભો રહ્યો હતો. તેણે પોતાના બન્ને હાથમાં કુસુમકાન્તનો હાથ લઇને કહ્યું:—" ભાઈ ! આપણે કંગાલમાતાના કંગાલ પુત્રો છીએ. શ્રીમંતના બાગ બંગલાઓની આપણને શી જરૂર છે ? "

કુસુમકાન્તે કહ્યું:—" ભાઈ ! કુસુમનાં માતાજી મ્હારા ઉપર અપાર પ્રેમ રાખે છે; તેથી જ વચ્ચે વચ્ચે મ્હારે તેમને ત્યાં જવું પડે છે. વિશેષતઃ બની ગયેલા ભયંકર બનાવથી તેઓ નિરંતર ઘણાં શોકાતુર રહે છે. "

પ્રિયકાન્તઃ— જોજે, પાછો અંતરના આકર્ષણને આધીન ન થતો.

કુસુમકાન્તે સહજ દુઃખિત થઇને કહ્યું:—"અંતરનું આકર્ષણ ! ન્હેં મ્હારું અંતર તો કુસુમનાં દેવીસ્વરૂપા માતાજીને જ સમર્પણ કર્યું છે. પ્રિયકાન્ત ! તું મ્હને મૂર્ખ કિંવા પ્રવૃત્તિનો દાસ સમજીશ નહિ "

પ્રિયકાન્તઃ— કુસુમકાન્ત ! હું તને મૂર્ખ કિંવા ઇંદ્રિયદાસ સ-

મજતો નથી. તું તને પોતાને નથી ઓળખતો એટલો હું તને પોતાને ઓળખું છું. ત્હારૂં હૃદય કેટલું બધું પવિત્ર છે એ શું હું નથી જાણતો કે? કિન્તુ ભાઈ, પ્રકૃતિના બળ આગળ જગતનાં જીવો નિર્બળ બની જાય છે. પ્રકૃતિનો અતિક્રમ કેણ કરી શક્યું છે? તેથી સંસારના જે સ્થાને આત્મવિસ્મૃતિની સંભાવના રહેલી છે તે સ્થાનથી દૂર રહેવામાં જ આપણું કલ્યાણ છે.

કુસુમકાન્તઃ—ભાઇ! હું ત્હારી વાર્તાનું સમર્થન કરતો નથી. રમણી મ્હારી માતા અને ભગિની છે. હું શામાટે તેમનાથી દૂર રહું? સંસારના સર્વ પ્રકારના મોહ ઉપર વિજય મેળવવો એજ ખરું વીરત્વ છે. જો સામાન્ય વાયુથી જ પ્રાણ કંપી ઉઠે તેમ હોય તો એવા પ્રાણથી લાભ શો? જીવનને એવા સુંદર પાયા ઉપર સ્થાપિત કરવું જોઇએ કે પ્રબળ વંટોળીઆથી પણ તે બિલકુલ કંપી ઉઠે નહિ. જો એટલું ચારિત્રબળ ન હોય તો પછી આપણે શું કરી સકીએ? જો પ્રતિકૂળતાથી પલાયન કરી જઇએ તો એમાં વીરત્વ શું?

પ્રિયકાન્તઃ—ત્હારૂં કહેવું કોણ નાકબૂલ કરે તેમ છે? પરંતુ પ્રકૃતિએ સમસ્ત વિશ્વ ઉપર વિજય મેળવેલો છે. પ્રકૃતિ આગળ કેટલીક વખતે દેવર્ષિ અને મહર્ષિઓને પણ પરાજિત થવું પડ્યું છે. સ્વેચ્છાથી સંકટના મુખ પાસે જવામાં શો લાભ છે?

કુસુમકાન્તઃ—ધર્મનું અક્ષય કવચ અંગ ઉપર ધારણ કરવામાં આવે છે તો પછી કોઇનો ભય રહેતો નથી. પોતાની માતા અને ભગિની પાસે ઉભા રહીને જો જન્મભૂમિની સેવા ન કરી શકાય તો સઘળું વૃથા છે. ધર્મના લોહકવચથી અંગને એવી રીતે આવૃત્ત કરવું જોઇએ કે જેથી પ્રતિકૂળતાનાં સઘળાં અસ્ત્ર.સ્ત્ર વ્યર્થ જ થઈ પડે.

પ્રિયકાન્ત ચૂપ રહ્યો. તેના પરાભવથી કુસુમકાન્ત આનંદિત થયો. તેણે હસીને કહ્યું:—"ભાઇ! હું ધારું છું કે, ત્હારા અંતરમાં એવો ભય ઉપજ્યો છે કે, બીજું કોઇ આવીને કદાચ ત્હારા આ બંધુના હૃદયને આધીન કરી લેશે! કિન્તુ તું એવો ભય રાખીશ નહિ. કુસુમ હજી ઘણી ન્હાની તેમજ ભોળી બાળિકા છે. તે મ્હારી સાથે વાતચિત કરવી તો દૂર રહી; કિન્તુ મને જોતાંની સાથે જ પલાયન કરી જાય છે! વળી આવતા વૈશાખમાસમાં એનો વિવાહ થઇ જવાનો છે."

આવી રીતે વાર્ત્તાલાપ કર્યા પછી બન્ને બંધુઓ ઉપર ચાલ્યા ગયા.



## પ્રકરણ ૧૨ મું.—નિરાશામાં આશા.

કુસુમકાન્ત કેટલાક સ્વદેશસેવક યુવકોની સાથે ઉપર દર્શાવેલા મેળાવાળા સ્થાને જઇ પહોંચ્યો. તેના હૃદયમાં અનંત આશા અને ઉદ્યમ હતો.

મેળાસ્થળમાં સ્વદેશસેવકોને રહેવાને માટે એક સુંદર તંબૂ ઠોકવામાં આવેલો હતો. સ્વદેશસેવકોનું કાર્ય જોઇને સર્વનો આત્મા અતિ આનંદિત થતો હતો.

બીજે દિવસે કુસુમકાન્ત મેળાનું દર્શન કરવાને બ્હાર નીકળ્યો. તે અને તેના મિત્રો અસંખ્ય જનપ્રવાહમાં ભળી ગયા. જનપ્રવાહ સમુદ્રતરંગોની માફક ગંભીર કોલાહલથી સતત વહેતો હતો. એનો ભેદ કરીને માર્ગ ઉપર ચાલવાનું કાર્ય ઘણું મુશ્કિલ હતું.

આ સઘળા જનકોલાહલમાં ભગવાનની કેવી વિચિત્ર લીલા પ્ર-

કાશિત થતી હતી ! હજારો મનુષ્યોની આકૃતિ જૂદી હતી, ચિન્તા પ્રવાહ જૂદો હતો અને ગતિ પણ જૂદી હતી; અર્થાત્ આ કેવું અ- પૂર્વ સંમિલન હતું ! આ મહાસંમેલન એક મહાશક્તિમાંથી ઉત્પન્ન થયું હતું ! એ શક્તિસ્વરૂપને નમસ્કાર હો !"

ભોજનાદિથી નિવૃત્ત થઇ કુસુમકાન્ત એકલો બ્હાર ફરવા નીકળી પડ્યો. સરિતાના કિનારા ઉપર આ સમયે તેણે વિશેષ ગિર્દી જોઈ નહિ. સરિતાના સ્હામેના કિનારા ઉપર એક બાર તેર વર્ષની બાળિકાને એકલી બેસી રૂદન કરતી તે જોઇ શક્યો. જે માણસો ત્યાંથી જતાં આવતાં હતાં તેમનું એ પ્રકાર તરફ બિલકુલ લક્ષ્ય આકર્ષાતું નહોતું. બાળિકા નીચ જાતિની હોય એવું તેની મુખમુદ્રા અને વેષ જોતાં લાગતું હતું; કિન્તુ તેની મુખમુદ્રા સરળતાપૂર્ણ હતી. કુસુમકાન્તે વિચાર્યું કે, રસ્તો ભૂલી પડીને તે રૂદન કરતી અહીં બેઠી હશે. મેળો જોવા આવતાં અનેક જણ એવી રીતે રસ્તો ભૂલી જાય છે. એ સ્થળે સરિતાના પટમાં વિશેષ જળ નહિ હોવાથી કુસુમકા- ન્ત સહેલાઇથી એ બાળિકા પાસે ગયો અને સ્નેહસૂચક સ્વરે તેણે પૂછ્યું:—" તું કેમ રડે છે ?"

કુસુમકાન્તની કલ્પના સત્ય ઠરી. બાળિકાએ રૂદન કરતાં કરતાં કહ્યું:—"મ્હારી મા ક્યાં છે ? મ્હારી માને તમે શોધી કાઢશો કે ?"

કુસુમકાન્તઃ—તમે નૌકામાં બેસીને અત્રે આવ્યાં છો કે ?

બાળિકાઃ—ના, રેલ્વેમાં આવ્યાં છીએ.

કુસુમકાન્તઃ—ત્હારી સાથે ત્હારા પિતા આવેલા છે કે ?

બાળિકાઃ—ના, મ્હારી મા અને બીજાં કેટલાંક સગાંવ્હાલાં આવેલાં છે.

આમ કહીને બાળિકા પાછી ફરીથી રૂદન કરવા લાગી. એક

પ્રકારની અવ્યક્ત સહાનુભૂતિ અને દયાથી કુસુમકાન્તનું હૃદય દ્રવિત થયું. બાળિકાને તેણે પ્રેમપૂર્વક કહ્યું:—" તું સહજ પણ ભય રાખીશ નહિ. તું મ્હારી સાથે ચાલ. અહીં દેશી અધિકારીઓનો એક આશ્રમ છે. તેઓ ત્હારી માતાને શોધી કાઢશે."

બાળિકા કુસુમકાન્તની સાથે જવા લાગી. થોડે દૂર ગયા પછી માણસોની એટલી બધી ભીંડ જોવામાં આવી કે, ત્યાંથી આગળ વધવાનું કાર્ય કઠિન હતું; તેથી કુસુમકાન્તે બાળિકાને કહ્યું:—" તું મ્હારો હાથ પકડ; નહિ તો તું પણ પાછી કદાચ સોબત ગૂમાવી બેસીશ."

બાળિકાએ ઘણા જ સંકોચથી કુસુમકાન્તના હાથને અડકાડવાને માટે જેવો પોતાનો હાથ લાંબો કર્યો કે તરત જ તેના હાથમાંની આંગળીમાંથી એક મુદ્રિકા નીચે પડી ગઈ. ક્ષણ માત્રમાં કુસુમકાન્તે એ મુદ્રિકા જમીન ઉપરથી ઉપાડી લીધી. મુદ્રિકા જોવામાં આવતાં જ તે એક ક્ષણને માટે આશ્ચર્યચકિત અને સ્તભંતિ બની ગયો. એ મુદ્રિકા શાન્તિલતાની મૂલ્યવાન્ મુદ્રિકા જ હતી.

એ મુદ્રિકા ઉપર શાન્તિલતાનું પોતાનું નામ નહોતું. શાન્તિલતા બાળવિધવા હતી. તે પોતાના અંગ ઉપર એક પણ અલંકાર પહેરતી નહોતી; પરંતુ પતિએ આપેલા આ પ્રેમોપહારનો તેણે ત્યાગ કર્યો નહોતો. આ સુવર્ણમુદ્રિકામાં તેના પતિનું નામ પાડેલું હતું સ્વર્ગસ્થ સ્વામીનું નામ હૃદયમાં રાખી તેના સ્મરણચિહ્ન સ્વરૂપ આ મુદ્રિકા તે હમ્મેશાં હાથમાં પહેરી રાખતી હતી. શાન્તિલતા બાલ્યાવસ્થાથી જ પતિની પ્રિયમૂર્ત્તિનું ધ્યાન ધરી કઠોર બ્રહ્મચર્યવ્રતનું પ્રતિપાલન કરતી હતી. કુસુમકાન્તે આ મુદ્રિકા તેના હાથમાં ઘણી વખત જોઇ હતી.

આ બાળિકા શાન્તિલતા કરતાં ઘણી ન્હાની ઉમ્મરની હતી. કુસુમકાન્ત કાંઇ બોલ્યા સિવાય એ બાળિકાને આશ્રમમાં લઇ ગયો. ત્યાં ગયા પછી તેણે તેને પૂછ્યું:—"ત્હારા પિતાનું નામ શું છે અને તું કયા ગામમાં રહે છે?"

બાળિકાએ પોતાના પિતાનું નામ અને ગામનું નામ કહ્યું. કુસુમકાન્તે એક કાગળમાં એ હકીકત લખી લીધી. પછીથી તેણે તેને પૂછ્યું:—"આ વીંટી ત્હને ક્યાંથી મળી છે?"

બાળિકા:—આ વીંટી મ્હારા પિતાએ તૈયાર કરાવી છે. એક દિવસે મ્હારી બાએ મ્હારા પિતાની પેટીમાં આ વીંટી જોઇ હતી અને એ વીંટીની તેણે મ્હારા માટે માગણી પણ કરી હતી; છતાં પિતાએ આપી નહોતી. મેળામાં આવતી વખતે બાએ મ્હારા પિતાથી છુપી રીતે આ વીંટી મ્હને પહેરાવી હતી.

હવે શું કરવું તેનો કુસુમકાન્ત વિચાર કરવા લાગ્યો. બાળિકાનો પિતા લૂંટારાઓમાંનો જ હોવો જોઇએ એવો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો, તથા તે સાથે શાન્તિલતા ક્યાં છે એ પણ આ બાળિકાનો પિશાચ પિતા જાણતો હોવો જોઇએ એવી તેની ખાત્રી થઈ. જો બળપૂર્વક એ મુદ્રિકા તે પોતાની પાસે રાખશે તો લૂંટારાઓ સાવધાન થઇ, શાન્તિલતાની સાથે બીજે કોઇ સ્થળે પલાયન કરી જશે એવી શંકા ઉપજવાથી, મિત્રમંડળની સલાહ લઇ કુસુમકાન્તે એ મુદ્રિકા બાળિકાને પાછી આપી દેવાનો નિશ્ચય કર્યો.

કેટલીક શોધ કરવામાં આવી એટલે એ બાળિકાની માતાનો પત્તો લાગ્યો. સંધ્યાકાળના અરસામાં તે આવીને આશ્રમમાંથી પોતાની પુત્રીને લઇ ગઇ. પછી કુસુમકાન્ત પોતાના બંધુમંડળસહ ટ્રેનમાં બેસી વડોદરા ચાલ્યો ગયો. યથાસમયે વડોદરા પહોંચીને તેણે

વખતને વ્યર્થ નહિ ગૂમાવતાં હોશિયાર ડિટેક્ટિવ દેવપ્રસાદને પોતાની પાસે બોલાવી મંગાવ્યો.



## પ્રકરણ ૧૩ મું.—ડિટેક્ટિવ દેવપ્રસાદ.

કુસુમકાન્ત હિતસાધિનીના આશ્રમમાં પોતાના બેઠકખાનામાં બેઠો બેઠો એક વર્તમાનપત્ર વાંચતો હતો એવા સમયે પોલિસના ડિટેક્ટિવ વિભાગના એક મુખ્ય અધિકારી દેવપ્રસાદે એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો. કુસુમકાન્તે તેને યોગ્ય સંમાન આપી આસન આપ્યું.

દેવપ્રસાદે આસન ઉપર બેસીને કહ્યું:—" મ્હારા પોતાના કાર્ય માટે કાલે પ્રભાતકાળે હું આપને મળવાને આવ્યો હતો; પરંતુ આપની મુલાકાત નહિ થયાથી હું પાછો ચાલ્યો ગયો હતો. આપ તો એક સ્થળે રહેતા નથી. ભૂતની માફક હમ્મેશાં ફરતા જ ફરોછો ! "

કુસુમકાન્તે સ્મિતમુખે કહ્યું:—' આપની સ્થિતિ પણ લગભગ મ્હારા જેવી જ છે. સર્વ જનની જન્મભૂમિના કાર્યમાં નિમગ્ન છે. આપને ઘણું કરીને અમુક વખતને માટે એક જ કાર્ય કરવાનું હોય છે ત્યારે અમારે અનેક કાર્યો કરવાનાં હોય છે. આપણું ઉભયનું લક્ષ્ય એક જ છે. "

દેવપ્રસાદ:—આપનાં સઘળાં ભાષણો આકાશમાં જ વિલીન થઈ જાય છે.

કુસુમકાન્ત:—આપ આમ કેમ કહો છો ?

દેવપ્રસાદ:—હજી સુધી એનું કાંઈ પરિણામ આવેલું જોવામાં આવતું નથી; છતાં શામાટે તમે મ્હોં દુઃખાવો છો ?

કુસુમકાન્ત;—ના ના, અમારી મહેનતનું સાર્થક કાળક્રમે અ-

વશ્ય થશે. દેશવાસીઓની સામાજિક દુર્ગતિ તરફ સમાજપતિઓ અવશ્ય દૃષ્ટિપાત્ કરશે.

દેવપ્રસાદ:—ઠીક છે; હવે કહો જોઇએ કે, એકાએક મ્હને કેમ બોલાવ્યો છે?

કુસુમકાન્ત:—આપના કાર્યને માટે જ મ્હેં આપને બોલાવ્યા છે.

દેવપ્રસાદ:—શું કાર્ય છે તે કહો જોઇએ?

કુસુમકાન્ત:—કહું છું. એ વાત કહેતા પહેલાં હું આપને એક વાત પૂછું છું પેલા લૂંટારાઓના કેસમાં આપે કલંક નથી મેળવ્યું કે? આટલી મ્હોટી લૂંટ થઇ ગઈ છતાં પોલિસ કાંઇ કરી શકી નહિ! કોણ કહેશે કે, એ પોલિસના કાર્યની શિથિલતા નથી?

દેવપ્રસાદ:—લૂંટારાઓને કેદ પકડવાનું કાર્ય કેટલું કઠિન છે એ આપ કયાંથી સમજી શકો? ખરી રીતે જોવા જતાં આવો ગંભીર કેસ આજ સુધીમાં અમારા હાથમાં આવ્યો નથી. અમારો એક વર્ષનો સઘળો પરિશ્રમ વ્યર્થ ગયો છે. હું સમજી શકતો નથી કે, કયા મંત્રબળથી લૂંટારાઓ અદૃશ્ય રહીને પોતાનાં નીચ કાર્યો પાર ઉતારે છે?

કુસુમકાન્ત:—મ્હને લાગે છે કે, હવે તેઓ કેદ પકડાશે.

દેવપ્રસાદ:—આપ શા ઉપરથી આમ કહો છો?

કુસુમકાન્તે શાન્તિલતાની સુવર્ણમુદ્રિકા સંબંધીની સઘળી હકીકત દેવપ્રસાદને કહી સંભળાવી અને પછી તેણે એ બાળિકાને પૂછી જે નામ ઠામ વગેરે હકીકત લખી લીધી હતી એ હકીકતનો કાગળ દેવપ્રસાદના હાથમાં આપ્યો.

દેવપ્રસાદે કહ્યું:—"તમે સુવર્ણમુદ્રિકા પાછી આપી દઇને ઘણો અન્યાય કર્યો છે જો હું ત્યાં હાજર હોત તો મ્હેં ગમે તે પ્રકારની

ચતુરાઇ વાપરીને એ મુદ્રિકા મ્હારી પાસે રાખી હોત. ધારો કે, એ બાળિકાના પિતાને આપણે ગિરફતાર કર્યો; પરંતુ જો તેની પાસેથી ચોરીનો કાંઇ માલ ન મળી આવ્યો તો તેને કેવી રીતે સજા કરાવવી? ચોરને પકડવાથી ચોરીનો માલ મળી આવશે એનો વિશ્વાસ શો? નામવાળી મુદ્રિકા હાથમાં આવેલી જવા દઇ તમે ઘણી ગંભીર ભૂલ કરી છે."

કુસુમકાન્તઃ—શાન્તિલતાનું કાંઈ અનિષ્ટ ન થાય એટલા માટે જ મ્હેં એ મુદ્રિકા પાછી આપી દીધી છે.

દેવપ્રસાદઃ—અમે જે કાર્ય કરીએ છીએ તે બન્ને બાજુના માર્ગ બચાવીને જ કરીએ છીએ.

કુસુમકાન્તઃ—આપ કેવી રીતે એ મુદ્રિકા આપની પાસે રાખી શકત? જો આપ મુદ્રિકા આપની પાસે રાખત તો બદમાશ લૂંટારા ચેતી જાત નહિ કે?

દેવપ્રસાદઃ—અમે કેવી રીતે કાર્ય સિદ્ધ કરીએ છીએ એ અમે બીજા કોઇને કહેતા નથી. વળી જો આપના જેવી સરળ બુદ્ધિ અમારામાં હોય તો અમે ડિટેક્ટિવનું કામ જ કરી શકીએ નહિ. જગત્‌માં કૂટબુદ્ધિથી અસાધ્ય થાય એવું એક પણ કાર્ય નથી. શું અમે એક અજ્ઞાની બાળિકા પાસે પરાજિત થઇએ? આપની બુદ્ધિના દોષથી કાર્ય બગડી ગયું. આપ તો માત્ર ભાષણો જ આપી જાણો! બીજું કાંઈ આપનાથી ન જ બને.

કુસુમકાન્તઃ—સર્વના ઉપર એક વિચારકર્ત્તા કાર્ય કરે છે. તેની મંગળઇચ્છા સર્વત્ર પૂર્ણ થાય છે.

દેવપ્રસાદઃ—આ વાક્યનો અસ્વીકાર કરી શકાય તેમ નથી; પરંતુ દુષ્ટ લોકોના હાથમાંથી આત્મરક્ષણ કરવાને માટે તેણે જે કૂટ

બુદ્ધિ આપેલી છે તેનો પ્રસંગ આવ્યે ઉપયોગ તે કરવો જ જોઇએ.

કુસુમકાન્તઃ—પરંતુ સિદ્ધિદાતા તો માત્ર એ એક ઇશ્વર જ છે.

દેવપ્રસાદઃ—આપણે તેના જ દાસ છીએ. તેના કાર્યને માટે આપણે કૂટબુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ. પિશાચ મનુષ્યોનું દમન જો કૂટબુદ્ધિથી નથી કરવામાં આવતું તો સઘળું નિષ્ફળ થાય છે.

કુસુમકાન્તઃ—ત્યારે હવે મ્હેં આપને જે ઠેકાણું આપ્યું છે ત્યાં આપ ક્યારે જશો ?

દેવપ્રસાદઃ—આપને પણ મ્હારી સાથે આવવું પડશે.

કુસુમકાન્તઃ—કેમ ? આપ તો ચોર પકડવા જશો. આપની સાથે મ્હારી શી જરૂર છે ? વળી મ્હને વખતનો પણ ઘણો અભાવ છે.

દેવપ્રસાદઃ—આપ સમાજસેવક છો. આ શું સામાજિક કાર્ય નથી કે ? આપની હાજરીની મ્હને ઘણી જરૂર છે.

કુસુમકાન્તઃ—હું મ્હારા બંધુમંડળની સલાહ લીધા સિવાય હમણાં આપને કશો નિર્ણયાત્મક ઉત્તર આપી શકતો નથી.

દેવપ્રસાદઃ—ઠીક ત્યારે આપ આપના બંધુમંડળ સાથે સલાહ કરજો. હું કાલે પાછો આવીશ. કાલે આ સમયે આપ મ્હને મળી શકશો ને, કે પાછા અહીંથી અદ્રસ્ય થઇ જશો ?!

કુસુમકાન્તઃ—આપ કાલે સ્હાંજે ચાર વાગે આવજો એટલે હું આપને જરૂર મળીશ.

"વારું" કહીને દેવપ્રસાદ વિદાય થયો. કુસુમકાન્ત પાછો પોતાના કાર્યમાં ગુંથાયો.



## પ્રકરણ ૧૪ મું.—નવીન સંન્યાસી.

બીજે દિવસે સ્હાંજના ચાર વાગ્યે કુસુમકાન્ત બેઠો બેઠો એક વર્ત્તમાનપત્રને માટે લેખ લખતો હતો. તેના મિત્રો પોતપોતાના કાર્યમાં ગુંથાયગ્ન હતા. એવા સમયે ડિટેક્ટિવ દેવપ્રસાદ પુનઃ કુસુમકાન્ત પાસે આવી પહોંચ્યો. કુસુમકાન્તે કહ્યું:—“ આપની સાથે આવવાનું મ્હેં નક્કી કર્યું છે. આજે જ આપણે અહીંથી જઇશું કે ? હું આપને કેવી રીતે ઉપયોગી થઇ પડીશ એ હું સમજી શકતો નથી.”

દેવપ્રસાદે કહ્યું:—ટ્રેનમાર્ગે આજે આપણે રવાના થવાનું છે. હવે વખત ગૂમાવવાની શી જરૂર છે ? જો એ સ્ત્રી જીવતી હશે તો આપણે કેવું ગંભીર કાર્ય હાથમાં લીધું છે એ સમજી શકશે. આપણે સંન્યાસીના વેષમાં તેને ઘેર જઇશું; પછીથી બીજી તપાસ કરીશું. એના ઘરમાંથી આપણે શાન્તિલતાને શોધી શકીશું એમ હું ધારતો નથી, કેમ કે ચોર લૂંટારાએ ચોરીનો માલ કે વસ્તુ પોતાના ઘરમાં રાખતા જ નથી; છતાં એક વખત તેના ઘરની તપાસ કરવાની જરૂર તો છે જ. ”

કેટલાક પોલિસ અધિકારીઓની સાથે તેઓ બન્ને યથાસ્થાને જઇ પહોંચ્યા. કુસુમકાન્તના પ્રાણ ઉપરથી ક્ષણે ક્ષણે એક કરુણાની છાયા ચાલી જવા લાગી. કોણ જાણે કે, અંતિમ સમયને માટે કેવો દેખાવ બતાવવાની ઇશ્વરની ઇચ્છા હતી ? !

જે સ્થાને જવાનું હતું તે સ્થાન પાસે જઇ પહોંચ્યા પછી દેવપ્રસાદે કુસુમકાન્તને ઉદ્દેશીને કહ્યું:—“ આપ હવે વેષ બદલી નાખો. ”

કુસુમકાન્ત અપૂર્વ સંન્યાસીવેષમાં સુસજ્જિત થયો. તેણે

મસ્તક ઉપર લાંબી જટા ધારણ કરી. પછીથી તેણે ભગવાં વસ્ત્રો પહેરી લીધાં. તેના કંઠમાં રુદ્રાક્ષની માળા શોભવા લાગી. તત્પશ્ચાત્ તેણે પોતાના સર્વાંગ ઉપર ભસ્મનું લેપન કર્યું. કુસુમકાન્તના આવા અદ્‌ભુત વેષનું દર્શન કરી દેવપ્રસાદે કહ્યું:—“ વાહ ! ઘણા ચમત્કારિક નવીન સંન્યાસી જણાઓ છો ! હવે આપણું કાર્ય સફળ થાય એટલે થયું ! ”

પછીથી દેવપ્રસાદે પોતે પણ કુસુમકાન્તના જેવો વેષ ધારણ કર્યો અને પોતાના સઘળા સાથીદારોને એક ઠેકાણે ઉભા રાખી તેઓ જ્યાં જવાનું હતું ત્યાં ગયા. જતી વખતે દેવપ્રસાદે પોતાના સાથીદારોને કહી રાખ્યું કે, તેમણે સંકેતધ્વનિ સાંભળતાં જ તરત પોતાની પાસે આવી પહોંચવું. એ સ્થાન કાંઇ નદીના કિનારાથી બહુ દૂર આવેલું નહોતું.

કુસુમકાન્ત અને દેવપ્રસાદ અપૂર્વ સંન્યાસીના વેષમાં પેલી બાળિકાના પિતાને ત્યાં ગયા. એ વખતે દશ વાગ્યા હતા. ઘરમાં બેસીને ત્રણ માણસો ધૂમ્રપાન કરતા હતા. બારણામાં બે સંન્યાસીઓને આવેલા જોઇને તેઓ સર્વ વિસ્મિત બની ગયા. પૂર્વોક્ત બાળિકા આંગણામાં કાંઈ કાર્ય કરતી હતી. તેણે પોતાના પિતા પાસે જઇને કહ્યું:—“ પિતાજી ! આપણે ત્યાં બે સંન્યાસી આવ્યા છે. ”

“ ઠીક, તેમને બેસવા દે. ”

સંન્યાસીઓના પ્રત્યે હિન્દુ સમાજના સઘળા વર્ગના લોકોની અગાઢ ભક્તિ હોય છે. દેવપ્રસાદે ગંભીર સ્વરે કહ્યું:—“ જય સીતારામકી જય—તમારું કલ્યાણ થાઓ. ”

એ મકાનના આંગણાના એક ખુણામાં લિમડાનું વૃક્ષ હતું.

છદ્મવેષવાળા બન્ને સંન્યાસીઓ મૃગચર્મ બિછાવીને એ લિમડાના વૃક્ષની છાયા નીચે બેઠા.

કેટલાંક બાળક, બાળિકાઓ અને વૃદ્ધ સ્ત્રીઓએ આવીને બન્ને સંન્યાસીઓને ઘેરી લીધા. ગાય દહોવાનું કાર્ય પૂર્ણ કરી એક પ્રૌઢ પુરુષે સંન્યાસીદ્વય પાસે આવી તેમને દંડવત્ પ્રણામ કર્યા અને પૂછ્યું:—" મહાપ્રભુઓ ક્યાંથી પધારે છે ? "

દેવપ્રસાદે નમ્રતાથી ઉત્તર આપ્યો:—"અમે તીર્થપર્યટન કરતા કરતા આ તરફ આવ્યા છીએ. સંન્યાસીઓને તીર્થપર્યટન સિવાય બીજું શું કાર્ય હોય ? હે કૃષ્ણ ! એકમાત્ર તમે જ જીવની ગતિ છો !"

પ્રૌઢ પુરુષે કહ્યું:—"પ્રભુ ! જેથી અમારું મંગળ થાય એજ આપ કરો અમારા જેવા અધમ માણસો ઉપર આપે દયા કરી છે એ અમારું પરમ સૌભાગ્ય છે."

દેવપ્રસાદ:—પરોપકાર કરવાને માટે જ ભગવાન્ શ્રીકૃષ્ણે અમને મોકલ્યા છે હરે કૃષ્ણ ! હરે કૃષ્ણ ! હરે રામ ! પરોપકાર એજ અમારું જીવનવ્રત છે.

દેવપ્રસાદનાં આ વચનો સાંભળતાં કુસુમકાન્તને ઘણું હસવું આવતું હતું; છતાં જો પોતે હસી પડશે તો સઘળું કાર્ય બગડશે એમ વિચારી તેણે પોતાના હાસ્યને દબાવી દીધું.

અત્યાર સુધી વૃદ્ધા સ્ત્રી ચૂપ ઉભી રહી હતી. કુસુમકાન્તના પ્રત્યે સ્નેહપૂર્ણ દૃષ્ટિપાત કરીને તેણે કહ્યું:—"અહા ! કેવો સુંદર છોકરો છે ! જાણે કે રાજકુમાર જ કેમ ન હોય ! ભાઇ ! કઇ અભાગિનીના સર્વસ્વનો વિનાશ કરી આટલી ન્હાની ઉમ્મરમાં તું સંન્યાસી થયો છે ?"

કુસુમકાન્ત કશો ઉત્તર આપી શકયો નહિ; તે ચૂપકીદી ધારણ કરી બેસી રહ્યો. વૃદ્ધાની આવી સરળતાપૂર્ણ અને સ્નેહપૂર્ણ સહાનુભૂતિથી કુસુમકાન્તના અંતરમાં એક નમ્ર આઘાત લાગ્યો.

પૂર્વોક્ત બાળિકા આ વૃદ્ધા સ્ત્રીની પાસે ઉભી રહી હતી. તેણે એ વૃદ્ધા સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું:—"દાદીમા ! મ્હારી બા બિમાર છે તેનું કાંઇ ઔષધ આ સાધુ મહાત્મા જાણે છે કે નહિ એ તેમને પૂછી જુઓને ?"

વૃદ્ધા સ્ત્રીએ કહ્યું:—"આ છોકરીની માતા હૃદયની વેદનાથી વારંવાર ઘણું દુ:ખ ભોગવે છે. જો આપ કંઇ દવાદારુ જાણતા હો તો અમને બતાવો"

દેવપ્રસાદે કહ્યું:-"જુઓ માજી ! માત્ર એક કૃષ્ણ જ રક્ષણકર્તા છે. ઔષધ મ્હારી પાસે નથી. જંગલમાંથી શોધી કાઢવું પડશે."

આવા પ્રકારની વાતચિતમાં અગીઆર વાગ્યા. દેવપ્રસાદે કહ્યું:— "વખત બહુ થઇ ગયો છે; તેથી હવે આપણે જઇએ." આમ કહી તે વૃદ્ધા તરફ પુનઃ દષ્ટિપાત કરીને તેણે કહ્યું:—"માજી ! થોડી ભિક્ષા આપો. અમે બે દિવસના અપવાસી છીએ."

કહેવાની જરૂર રહેતી નથી કે, દેવપ્રસાદ અને કુસુમકાન્ત જમી પરવારીને જ અત્રે આવ્યા હતા ! વૃદ્ધાએ કહ્યું:—"અમારે ત્યાંજ રસોઇ કેમ નથી કરત ? અમે મુસલમાન કે શૂદ્ર જાતિનાં નથી."

દેવપ્રસાદે આ પ્રસ્તાવને સંમતિ દર્શાવી એટલે ઉપરોક્ત બાળિકા કે જેનું નામ મેંના હતું તેણે ઘરમાં જઈ એક ઓરડો સાફ કરી નાંખ્યો અને સંન્યાસીઓની રસોઇની વ્યવસ્થા તેણે કરી આપી.

પછીથી મેંનાના પિતાએ ઘણાજ નમ્ર સ્વરે કહ્યું:–"મહાત્મન્! હવે સ્નાન સંધ્યા કરી અમને કૃતાર્થ કરો."

દેવપ્રસાદઃ–સ્નાનસંધ્યાદિ નિત્યકર્મથી અમે પ્રભાતકાળેજ નિવૃત્ત થયા છીએ.

કુસુમકાન્તને રસોઈ બનાવતાં આવડતી નહોતી. દેવપ્રસાદે પોતે જ રસોઇ બનાવી. બન્ને જણા રસોઈ બનાવી જમી લઇ ત્યાંથી ઉપડવાની તૈયારી કરતા હતા એવામાં ઉપરોક્ત વૃદ્ધાએ તેમની પાસે આવીને કહ્યું:–"મહારાજ! પેલા ઔષધનું શું કર્યું?"

દેવપ્રસાદઃ–ઔષધ વનજંગલમાંથી શોધી કાઢવું પડશે. અમે ઔષધ શોધી કાઢી સત્વર પાછા આવીએ છીએ.

આ મકાનના પાછલી દિશાએ વિસ્તૃત અરણ્ય આવેલું હતું. બન્ને સંન્યાસીઓ એ જંગલમાં જવા લાગ્યા. પોતાના કાર્યની સફળતા થાય એવું કંઇ ચિન્હ આ જંગલમાં જોવામાં આવે છે કે નહિ તેની ખાત્રી કરવાના ઉદ્દેશથી બન્ને જણા જંગલને લક્ષ્યપૂર્વક તપાસતા આગળ વધવા લાગ્યા. આ જંગલમાં અનેક ન્હાનાં મ્હોટાં વૃક્ષો આવેલાં હતાં. કેટલેક ઠેકાણે તો વૃક્ષલતાઓનું પ્રમાણ એટલું બધું આવતું હતું કે ત્યાંથી મુશ્કેલીથી આગળ વધી શકાતું હતું. આ અરણ્યમાં આવેલાં અસંખ્ય વૃક્ષોની ડાળીઓ ઉપર અનેક પંખીઓ બેઠાં બેઠાં મધુર કલરવ કરી રહ્યાં હતાં જંગલમાં કોઈ પણ મનુષ્ય રહેતું હોય એવું ચિહ્ન જોવામાં આવતું નહોતું.

આવી રીતે થોડે દૂર ગયા પછી એક ખંડેર જેવું મકાન દેવપ્રસાદ અને કુસુમકાન્તના જોવામાં આવ્યું. કુસુમકાન્તે ઘણા નમ્ર સ્વરે કહ્યું—' જુઓ આ એક ભાંગી જઇને ખંડેર બની ગયેલું પ્રાચીન મકાન જોવામાં આવે છે."

દેવપ્રસાદઃ—હા, આપણે એ ખંડેરમાં બરાબર શોધ કરવાની છે; પરંતુ આજે તો હવે આપણે અહીંથી જ પાછા ફરીશું.

આમ કહી બન્ને જણા દૂરથી જ એ જીર્ણ મકાન જોઇ પાછા ફર્યા. જંગલમાંથી દેવપ્રસાદે કેટલાક વેલાઓનાં પાંદડાં પોતાની સાથે લઇ લીધાં હતાં. એ પાંદડાં તેણે વૃદ્ધાના હાથમાં આપી તેની વ્યવસ્થા કરવાનો યથોચિત ઉપદેશ પણ આપ્યો. પછીથી તેઓ બન્ને ત્યાંથી વિદાય થયા.



## પ્રકરણ ૧૫ મું.—અરણ્યમાં અનાથિની.

સ્વચ્છસલિલા સરિતા કલકલ ધ્વનિ કરતી વહેતી ચાલી જતી હતી. દેવપ્રસાદે કુસુમકાન્તની સાથે સરિતાતટ ઉપર જઇ ત્યાં આવેલા એક મ્હોટા પીપળાના વૃક્ષની છાયા નીચે મુકામ કર્યો કુસુમકાન્ત ત્યાં બેઠો બેઠો વિચારવા લાગ્યોઃ—" અમે એક સાધ્વી નારીનો ઉદ્ધાર કરવાનું શુભકાર્ય કરીએ છીએ. નરરાક્ષસોના પંઝામાંથી એક અમૂલ્ય રત્નનું રક્ષણ કરવાને માટે અમારે આવો છદ્મવેષ ધારણ કરવો પડ્યો છે. એ સિવાય હવે ઉપાય શો ? જે લૂંટારાઓ-બદમાશો આવી રીતે જગતનાં નિર્દોષ માણસો ઉપર જુલ્મ ગુજારે તેમને રાજદંડથી દંડિત કરવા એ શું મનુષ્ય કર્ત્તવ્ય નથી ? સતીના જીવનનું સંરક્ષણ કરવા જેવું સત્કાર્ય અન્ય એક પણ નથી. આમ છતાં આ છદ્મવેષ ધારણ કરેલો હોવાથી મ્હારા અંતરને આઘાત કેમ થાય છે ?"

બે ગુપ્તચરો એ બન્ને છદ્મવેષી સંન્યાસીઓના શિષ્યરૂપે નિયુક્ત થયા. એ સ્થાને સંન્યાસીના વેષમાં મુકામ કરીને દેવપ્રસાદે

ગુપ્તદૂતદ્વારા બદમાશોની શોધ કરવા માંડી. કુસુમકાન્તને સરિતાકિનારે એકલો બેસાડી, દેવપ્રસાદ ક્વચિત્ વિદેશી વ્યાપારીના વેષમાં, ક્વચિત્ ભિખારીના વેષમાં, ક્વચિત્ પરદેશી મુસાફિરનાં વેષમાં, આસપાસનાં ગામડાંઓમાં જઈ બદમાશોની શોધ કરતો હતો. થોડા દિવસમાં જ કુસુમકાન્ત સમજી શક્યો કે દેવપ્રસાદ એક હોશિયાર ડિટેક્ટિવ અને તીક્ષ્ણબુદ્ધિવાળી વ્યક્તિ છે.

ગંભીર રાત્રે તેઓ નૌકામાં જઇ સૂઇ રહેતા હતા. નૌકાને એ સ્થળેથી દૂર રાખવામાં આવી હતી, કે જેથી કોઇ કાંઇ સંદેહ કરી શકે નહિ. દેવપ્રસાદે સઘળી આવશ્યક વસ્તુઓ નૌકામાં રાખી હતી.

ક્વચિત્ ક્વચિત્ કેટલાંક ગ્રામવાસીઓ આવી તેમને થોડા ઘણા પ્રશ્નો પૂછતાં હતાં. કોઇ સંન્યાસીઓનો આશીર્વાદ સ્વીકારવા આવતું હતું, કોઇ દવા લેવા આવતું હતું તો કોઇ સંતાનપ્રાપ્તિની મહત્વાકાંક્ષાથી આવતું હતું. દેવપ્રસાદ સુચતુર હોવાથી તેમને સર્વને પ્રસન્ન કરી વિદાય કરતો હતો, છતાં દેવપ્રસાદ અને કુસુમકાન્ત બીજા સઘળા સંન્યાસીઓની માફક ગાંજાની ચલમો ફુંકતા નહોતા તેથી કેટલાક માણસોને આશ્ચર્ય પણ ઉપજતું હતું!

પાંચ છ દિવસ સુધી શોધ ખોળ કર્યા પછી એ ગામની સઘળી હકીકત દેવપ્રસાદના જાણવામાં આવી. ઉપરોક્ત બાળિકાનો પિતા લૂંટારાઓનો કિંવા બદમાશોનો એક સરદાર હતો. તે ક્ષત્રિય હતો અને ખેતીવાડીનું કામકાજ કરતો હતો. તેના મકાનની પાસે બીજા કોઇનું મકાન નહોતું. થોડે દૂર કેટલાંક નીચવર્ણનાં મનુષ્યો રહેતાં હતાં. તેઓ સર્વ આ બદમાશ સરદારના આજ્ઞાધારક સાથીદારો હતા. થોડે દૂર એક બે બ્રાહ્મણોનાં ઘર આવેલાં હતાં. તેઓ આ બદમાશોના આશ્રયમાં રહેતા પુરોહિતો હતા. આ ગામમાં કોઇ

પણ પ્રતિષ્ઠિત ગૃહસ્થ રહેતો નહોતો.

ગામની ત્રણ દિશાએ અતિ વિસ્તિર્ણ જમીન આવેલી હતી અને ચોથી દિશાએ પ્રબળ પ્રવાહમયી પુણ્યમયી સરિતા વહેતી હતી. આવા એકાન્ત અને ભયશૂન્ય સ્થાને રહીને બદમાશ લોકો અનેક નિર્દોષ માણસોના સર્વસ્વનો વિનાશ કરતા હતા. ગવર્નમેન્ટ અનેક પ્રયત્નો કરતી હતી તોપણ તે આ બદમાશોને પકડી શકતી નહોતી.

લૂંટારાઓના સરદારના મકાનની પાછળ જે વિસ્તૃત અરણ્ય આવેલું હતું એ અરણ્યમાં દેવપ્રસાદ તથા કુસુમકાન્ત એક જુનું ખંડેર જેવું મકાન જોઈ શકયા હતા એ વાર્તા સુજ્ઞ વાચકો જાણે છે જ. એ ખંડેરની બરાબર તપાસ કરવાને માટે દેવપ્રસાદે કેટલાક ગુપ્તચર નિયુક્ત કર્યા. તેમણે ઘણી શોધ ખોળ કર્યા પછી એવું જણાવ્યું કે, એ ખંડેરમાં એક પણ મનુષ્ય રહેતું નથી."

પાંચ ૭ દિવસ આ સ્થાને જ રહી દેવપ્રસાદે બદમાશોની સઘળી રીતભાત તપાસી લીધી. પછીથી તે મુખ્ય મુખ્ય બદમાશોને કેવી રીતે ગિરફતાર કરવા તેના જ વિચારો કરવા લાગ્યો.

એક દિવસે લગભગ સાત વાગ્યાના અરસામાં છદ્મવેષી બન્ને સંન્યાસીઓ પીપળાના વિશાળ વૃક્ષની સુશીતળ છાયા નીચે બેસીને વિવિધ પ્રકારની ચિન્તા કર્યા કરતા હતા. પ્રભાતવાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. સરિતાનાના જળતરંગો પૂર્ણ જોશથી ઉછળતા હતા. પ્રચંડ મોજાંઓ કિનારા સાથે અથડાઇ વારંવાર ભીષણ ધ્વનિ કરતાં હતાં. વનવિહંગમનો મધુર કર્ણપ્રિય સ્વર સાંભળવામાં આવતો હતો; કિન્તુ ચિન્તાતુર પોલિસવર્ગના માણસોનું લક્ષ્ય પ્રકૃતિદેવીના આવા મનોહર સૌન્દર્ય તરફ નહોતું. થોડા સમય સુધી શાન્ત રહ્યા પછી દેવપ્રસાદે કહ્યું:—" એ સુવર્ણમુદ્રિકા એના મકાનમાં જ હોવી જો-

ઇએ. આટલી વ્હેલી તેઓ ક્યાં છુપાવી દે ?"

કુસુમકાન્તઃ—હું પણ એમ જ ધારું છું.

દેવપ્રસાદઃ—જો તપાસ કરીશું તો બીજી કેટલીક વસ્તુઓ પણ આપણા જોવામાં આવશે.

કુસુમકાન્તઃ—પાંચ છ દિવસ પસાર થઇ ગયા છતાં દેવી શાન્તિ લતાના કશા સમાચાર આપણને મળ્યા નહિ.

આવા સમયે એ સ્થળે એક ગુપ્તચરે આવીને કહ્યું:—"અરણ્યમાં આવેલા ખંડેરમાં કોઈ સ્ત્રીનો રૂદનધ્વનિ સાંભળી હું આપની પાસે આવ્યો છું. એ ખંડેરનું દ્વાર મ્હોટું તાળું મારી બંધ કરેલું છે.

કુસુમકાન્તઃ—આ વાર્ત્તા શું સત્ય છે ?

દેવપ્રસાદઃ—બદમાશો અહીં પોતાને તદ્દન નિર્ભય સમજે છે તેથી તેઓ જેટલું ન કરે તેટલું થોડું જ સમજવું.

કુસુમકાન્તઃ—એ સ્ત્રી, સતી શાન્તિલતા હશે કે ?

દેવપ્રસાદઃ—એમ હોવું પણ કાંઈ અસંભવ નથી.

પછીથી બન્ને જણા પોતાની નૌકામાં ગયા. ત્યાં જઇ તેમણે બન્નેએ વૃદ્ધ મૌલવીનો વેષ ધારણ કર્યો. કુસુમકાન્તે વિચાર્યું:—"એક ડિટેકિટવની પાસે રહીને મ્હારે કેટલી બધી અડચણ ભોગવવી પડે છે ? હું તો ડિટેકિટવના કાર્યવ્યવસાયથી માહિતગાર નથી." આમ વિચારી તેણે નમ્રસ્વરે દેવપ્રસાદને કહ્યું:—"એ ખંડેરમાં મ્હારી શી જરૂર છે. આપ આપની સાથે એક કોન્સ્ટેબલ લઈ જશો તો નહિ ચાલે કે ?"

દેવપ્રસાદે હસીને ઉત્તર આપ્યો:—"કુસુમકાન્તભાઇ ! આવી જ રીતે આપ સ્વદેશસેવા કરશો કે ?"

કુસુમકાન્ત સહજ શરમાઇ જઇ દેવપ્રસાદનું અનુસરણ કરવા લાગ્યો. થોડા સમય પછી તેમણે પૂર્વોક્ત અરણ્યમાં પ્રવેશ કર્યો. ધીમે ધીમે ચાલતા તેઓ પેલા ભગ્ન ખંડેર પાસે જઇ પહોંચ્યા. ભૂતકાળના કોઈ ધનાઢ્ય ગૃહસ્થે એ ઇમારત બંધાવી હોય એમ લાગતું હતું. એ ગૃહસ્થના વંશજોનો વિનાશ થવાથી જ એ સુંદર ઇમારત આજે આવી કંગાલ હાલતમાં શોક પ્રદર્શિત કરતી ઉભી રહી હોય એવો ભાસ થતો હતો. વખત વીતતાં જગતમાં અનેક સ્થળે આવું પરિવર્ત્તન થયેલું જોવામાં આવે છે.

કુસુમકાન્ત અને દેવપ્રસાદ એ ખંડેર પાસે જઇ પહોંચ્યા તો તેઓ પણ એ ખંડેરમાંથી કોઇ અબળાનો રુદનધ્વનિ આવતો સાંભળી શક્યા. એ રૂદનધ્વનિ સાંભળવામાં આવતાં તેમનો બન્નેનો જીવ આકુળ વ્યાકુળ બની ગયો. તેમણે જઇને તપાસ કરી તો એ ખંડેરનું પ્રવેશદ્વાર બંધ હતું. અંદરથી રમણીની પ્રાર્થના સાંભળવામાં આવી કેઃ—"હે નારાયણ! તમે ક્યાં છો? હે સંકટોદ્ધારક બંધુ! તમે ક્યાં છો? તમે જ એકલા સતી સ્ત્રીના રક્ષક છો; છતાં આ પ્રસંગે તમે ક્યાં છુપાઇ ગયા છો? શું આ અબળાના ઉપર—આ દાસીના ઉપર આપ દયા નહિ જ કરો?"

આ પ્રાર્થના સાંભળવામાં આવતાં કુસુમકાન્ત અને દેવપ્રસાદની જે સ્થિતિ થઇ એ સ્થિતિનું વર્ણન થઇ શકે તેમ નથી. કુસુમકાન્તે એ સ્ત્રીનો હમણાં ને હમણાં સંકટમાંથી ઉદ્ધાર કરવાનો નિશ્ચય કર્યો; કિન્તુ તેઓ સહાયહીન હતા. આ સમયે જ જો બદમાશો આવીને તેમના પ્રાણનો વિનાશ કરે તો એ દુર્ઘટના કોઇ પણ જાણી શકે તેમ નહોતું. તેઓ બન્ને આ ખંડેરથી થોડે દૂર જઈ, ઘણા ધીમે સ્વરે વાતચિત કરવા લાગ્યા.

કુસુમકાન્તઃ—આ અબળાનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન આપણે સત્વર કરવો જોઇએ.

આવા સમયે તેઓ બન્ને પોતાની પાછળ કોઇનાં પગલાંનો અવાજ સાંભળી શકયા. દેવપ્રસાદે પાછા ફરીને જોયું તો એક ભ-યંકર દેખાવનો માણસ તેમની પાછળ ઉભો રહ્યો હતો !

એ ભયંકર મનુષ્યે કહ્યું:—" મૌલવીસાહેબ ! કયાં જાઓછો ?

દેવપ્રસાદે ઉત્તર આપ્યોઃ—" અમે બન્ને થાકી ગયેલા મુ-સાફિર છીએ. અમે આ અરણ્યને રસ્તેથી થોડે દૂર આવેલા ગામ તરફ જવાને ઇચ્છતા હતા; પરંતુ રસ્તો ભૂલી આ તરફ આવી ચઢયા છીએ. "

તરતજ એ ભયંકર બદમાશ પુરુષ અદ્રસ્ય થઈ ગયો. કુસુમ-કાન્તે મૃદુ સ્વરે કહ્યું:—એ બદમાશે આપણી વાતચિત ન સાંભળી એ સારું થયું. "

દેવપ્રસાદઃ—આપણી વાતચિત કદાચ એણે સાંભળી પણ હોય ! એના ઉપર કોઈ પણ રીતે વિશ્વાસ મૂકવો ઉચિત નથી. મ્હારા જેવા પોલિસ અધિકારીઓ કરતાં પણ એ બદમાશો ઘણા ધુર્ત્ત હોય છે.

કુસુમકાન્તે સ્મિતહાસ્ય કરીને કહ્યું:—" અસત્ય બોલવામાં આપ એક સિદ્ધ પુરુષ જણાઓ છો. "

દેવપ્રસાદે કહ્યું:—"કુસુમકાન્તભાઇ ! આ કાંઇ સમાજહિતકા-રિણી સભા નથી. આ બદમાશ લૂંટારાઓનું આવાસસ્થાન છે—વાઘ અને સર્પના નિવાસસ્થાન કરતાં પણ આ સ્થાન સવિશેષ ભયંકર છે. હમણાં આપણું જીવન સંકટમાં નથી કે ? એક ધર્મપરાયણા અબળાનું જીવન આપણી કાર્યકુશળતા ઉપર આધાર રાખે છે. જો

આપણે સહજ પણ અસાવધાનતા રાખીએ તો એ એ સતી સ્ત્રીની દુર્ગતિની સીમા રહે તેમ નથી. જો બદમાશોને આપણા ઉપર યત્-કિંચિત્ પણ સંશય આવશે તો તેઓ એ અબળાને બીજા કોઇ ભીષણ સ્થાને લઇ જશે. એમ થશે તો એ અબળાનું સમસ્ત જીવન સંકટમય થશે. એનું રક્ષણ કરવા જતાં આપણે અસત્ય બોલીને જે પ્રાપ કરીએ છીએ તે પાપની ઇશ્વિર આપણને માફી આપશે."

પછીથી અરણ્યમાં આગળ વધતાં વધતાં કુસુમકાન્તે દેવપ્રસાદને પૂછ્યું:—"હવે શું કરશો?"

દેવપ્રસાદ:—હવે આપણે એક ક્ષણનો સમય પણ વ્યર્થ નહિ ગૂમાવતાં એ સઘળા બદમાશ લૂંટારાઓને કેદ પકડવા જોઇએ. ચાલો, સત્વર આપણે નૌકામાં જઇએ.

કુસુમકાન્તઃ—આ નરપિશાચો કેટલાં બધાં નિર્દોષ મનુષ્યોને દુઃખી કરતા હશે એની કલ્પના સુદ્ધાં કરી શકાતી નથી. આપણા દેશમાં દિનપ્રતિદિન આવા બદમાશોની સંખ્યા વધતી કેમ જાયછે?

દેવપ્રસાદ:—હિન્દવાસીઓની દરિદ્રતા જ એનું કારણ છે દરિદ્રતા અનેક મનુષ્યના મનુષ્યત્વનો નાશ કરે છે. બીજું કારણ એ છે કે, હવે આપણા ભારતમાં વારંવાર દુષ્કાળ પડે છે. નીચવર્ગના ઘણાખરા લોકો અન્નાભાવને લીધે પણ આવાં કુકર્મો કરી પોતાનો જીવનનિર્વાહ ચલાવે છે.

કુસુમકાન્તે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"એ બદમાશોનું દમન કરવાનો કોઇ પણ ઉપાય નથી?"

દેવપ્રસાદ:—જો દેશની દરિદ્રતા દૂર થાય, દેશમાં વિશેષ પ્રમાણમાં અનાજ ઉત્પન્ન થાય તો જ દેશમાંથી આવી લૂંટફાટ પણ દૂર થાય.

આવી રીતે વાતચિત કરતા કરતા તેઓ બન્ને નૌકામાં જઇ પહોંચ્યા ત્યાં જઇ પહોંચ્યા પછી દેવપ્રસાદે પોતાના છદ્મવેષનો ત્યાગ કરી પોતાનું સત્ય સ્વરૂપ ધારણ કર્યું. પછીથી તેણે પોતાની સાથેના સઘળા સિપાહીઓને, બદમાશ લૂંટારાઓને કેદ પકડવાની આજ્ઞાકરી.

વિના વિઘ્ને સઘળા સિપાહીઓએ જઇ લૂંટારાઓના સરદારના મકાનને ઘેરી લીધું. દેવપ્રસાદની કાર્યતત્પરતા જોઇ કુસુમકાન્ત આશ્ચર્યચકિત બની ગયો.

ચારે તરફ અરણ્યમાં દાવાનળ સળગતાં જેવી રીતે અરણ્યવાસી હિંસક જંતુઓના અંતરમાં ભય ઉપજે તેવી જ રીતે પોલિસ સિપાહીઓના ભયંકર ધ્વનિથી નરપિશાચ લૂંટારાઓના અંતરમાં અપાર ભય ઉપજ્યો.

પોલિસ સિપાહીઓએ લૂંટારાઓના સરદારના મકાનમાંથી ચાર માણસોને અને અન્ય સ્થાનોએથી બીજા કેટલાક માણસોને કેદ કર્યા. સઘળા કેદીઓના હાથમાં લોઢાની બેડીઓ નાંખવામાં આવી. પછીથી ડિટેકિટવ દેવપ્રસાદે પોતાના તાબાના નીચેના કેટલાક સિપાહીઓને લૂંટારાઓના સરદારના મકાનની જડતી લેવાની આજ્ઞા કરી.

હવે પેલી નિરાધાર અબળાનું રક્ષણ સત્વર કરવાની જરૂર હતી. કેટલાક નોકરોને બદમાશો ઉપર દેખરેખ રાખવાનું અને જડતી કરવાનું કામ સોંપી દેવપ્રસાદ કુસુમકાન્તની સાથે અરણ્યમાં આવેલા ભગ્ન ખંડેર તરફ જવા લાગ્યો. લૂંટારાઓની સ્ત્રીઓ અને તેમનાં સંતાનોના આર્ત્તનાદથી ગગનમંડળ ગાજી ઉઠયું.

દેવપ્રસાદ હથિયારબંધ સિપાહીઓની સાથે જંગલમાં આગળ વધવા લાગ્યો. તેમના પગના ભારથી પૃથિવી કંપવા લાગી. અનેક લતાઓ છિન્ન વિચ્છિન્ન થઇ જવા લાગી.

એ ભગ્ન ખંડેર પાસે જઇ પહોંચતાં તેમણે જે દેખાવ જોયો તેથી તેમના સર્વના હૃદયનું લોહી સુકાઇ ગયું. તેમણે દ્વાર તોડી ખંડેરમાં પ્રવેશ કર્યો તો ત્યાં એક પણ મનુષ્ય તેમના જોવામાં આવ્યું નહિ. કુસુમકાન્તે નિરાશાથી પોતાનો હાથ કપાળમાં પછાડ્યો. અરણ્યમાં દુઃખ ભોગવતી અનાથિનીને નિષ્ઠુર નરપિશાચો ક્યાં ઉપાડી ગયા હતા! અંતે ઇશ્વરે સઘળો શ્રમ વ્યર્થ કર્યો કે શું?!



## પ્રકરણ ૧૧ મું.—હૃદયદ્રાવક નિરાશા.

ડિટેક્ટિવ દેવપ્રસાદ જાતે જ પોતાની સાથીદારોસહ એ ભગ્ન ખંડેરની તપાસ કરવા લાગ્યો. આ એક વિશાળ પ્રાસાદે જ કાળક્રમે ભગ્ન ખંડેરનું સ્વરૂપ ધારણ કર્યું હતું. એ પ્રાસાદના કેટલાક ઓરડાઓ હજી જમીનદોસ્ત થયા નહોતા ત્યારે કેટલાંક સ્થળે ઇંટોના ઢગલા થઇ ગયેલા જોવામાં આવતા હતા. દેવપ્રસાદ અને તેના સાથીદારોએ સકળ સ્થાનોએ લક્ષ્યપૂર્વક શોધ કરી; કિન્તુ તેમના જોવામાં કાંઇ આવ્યું નહિ. આ સ્થળેથી ચંદ્રશંકરનો ગૂમ થયેલો સઘળો સરસામાન અને સતી શાન્તિલતા વગેરેની પ્રાપ્તિ થશે એવી દેવપ્રસાદના અંતરમાં આશા હતી; પરંતુ એ આશા નિરાશાના સ્વરૂપમાં બદલાઇ જવા લાગી. આ ખંડેરથી થોડે દૂર એક ન્હાનું તળાવ આવેલું હતું; ત્યાં તેમજ અરણ્યમાં પણ સર્વત્ર શોધ કરવામાં આવી; કિન્તુ કશો પત્તો લાગ્યો નહિ. કુસુમકાન્ત દેવપ્રસાદની સાથે રહી અપાર મહેનત કરતો હતો. તેની શ્રમશીલતા અને કાર્યોત્સાહ જોઇને દેવપ્રસાદ અતિ સંતુષ્ટ થયો; કિન્તુ સઘળો શ્રમ વૃથા થઇ પડ્યો.

આ સમયે એક નોકરે આવી એવા સમાચાર જણાવ્યા કેઃ—"લૂંટારાઓનાં ઘરબારની પૂરતી તપાસ કરવામાં આવી છે; કિન્તુ એ તપાસને અંતે કોઇ પણ વસ્તુ મળી આવી નથી."

દેવપ્રસાદ ઘણો ચિન્તામગ્ન બની ગયો. આ અરણ્યમાં બરાબર શોધ કરવાનું કાર્ય તે પોતાના કેટલાક નોકરોને સોંપી, કુસુમકાન્તસહ તે લૂટારાઓના મકાનમાં ગયો. ઘરબાર, પેટી પટારા આદિ સર્વ પ્રકારની વસ્તુઓ બરાબર જોવામાં આવી હતી; કિન્તુ લૂંટફાટનું કશું ચિહ્ન તેમના જોવામાં આવ્યું નહોતું. પેલી સુવર્ણમુદ્રિકા પણ ક્યાં જતી રહી?

કુસુમકાન્તે દેવપ્રસાદને કહ્યું:—"પેલી સુવર્ણમુદ્રિકા પણ ક્યાં ગૂમ થઇ ગઇ?"

દેવપ્રસાદઃ—આપે કહ્યું હતું ને કે, એ સુવર્ણમુદ્રિકા બાળિકાએ તેના પિતાને જણાવ્યા સિવાય લીધી હતી. એ બાળિકા ઘેર આવી હશે એટલે એ મુદ્રિકા તેના પિતાના જોવામાં આવી હશે, અને તેથી એના પિતાએ તે છુપાવી દીધી હશે!

કુસુમકાન્તઃ—એવા તે કયા સ્થળે છુપાવી રાખી હશે! આપણે સર્વત્ર તપાસ કરી છે; કિન્તુ એ મુદ્રિકાનો સુદ્ધાં પત્તો લાગ્યો નથી.

દેવપ્રસાદઃ—લૂંટારાઓને સ્થાનોનો અભાવ હોતો નથી. હવે શું થાય છે તે આપણે જોઇએ છીએ.

ગામના બીજા નીચવર્ણના લોકોના ઘરબારની પણ જડતી લેવામાં આવી; કિન્તુ એક પણ વસ્તુનો પત્તો લાગ્યો નહિ.

દેવપ્રસાદે કહ્યું:—"હવે માત્ર એ બ્રાહ્મણ-પુરોહિતોનાં ઘરબાર જોવાં બાકી રહ્યાં છે. એ બન્ને મકાનોની તપાસ પણ આપણે

હમણાં જ કરી જોઇએ. પેલી મહિલાને માટે આપણે વિશેષ વ્યાકુળતામાં રહેવું પડયું છે. નહિ તો આટલી ઉતાવળ કરવાની કશી જરૂર નહોતી. ચાલો પુનઃ આપણે પેલી અનાથિની અબળાની અરણ્યમાં શોધ કરીએ. લૂટારાઓ આટલી બધી ત્વરાથી તેને અન્ય સ્થળે લઇ જાય એ બનવા જેવું નથી."

લૂંટારાઓનું બુદ્ધિચાતુર્ય અને કાર્યતત્પરતા જોઇને દેવપ્રસાદને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. તે પોતાના કેટલાક નોકરો સાથે ફરીથી અરણ્યમાં પેલી અબળાની શોધ કરવા ગયો; કિન્તુ તેનો શ્રમ વિફળ થયો.

આવા પ્રકારની શોધમાં જ બપોરના લગભગ ત્રણ વાગ્યા. કુસુમકાન્ત ઘણો થાકી ગયેલો હોવાથી તે એક વૃક્ષની છાયા નીચે બેઠો. તેના સર્વાંગ ઉપર સ્વેદાંબુઓ ઉપસી આવ્યાં હતાં. અદ્યાપિ કોઇએ કાંઇ ખાધેલું નહિ હોવાથી સર્વ ક્ષુધાની સંપૂર્ણ વેદના પણ અનુભવતા હતા.

દેવપ્રસાદે કુસુમકાન્ત પાસે આવી હસીને કહ્યું:--"કુસુમકાન્તભાઇ! પોલિસ વિભાગનું કાર્ય કેવું છે?"

કુસુમકાન્તે કશો ઉત્તર આપ્યો નહિ. ક્ષુધા અને તૃષ્ણાથી તેનો પ્રાણ અસ્થિર અને સર્વાંગ બળશૂન્ય બની ગયું હતું. તેની સ્થિતિ સમજી જઇ દેવપ્રસાદે તેનો એક હાથ પોતાના હાથમાં લઇ પ્રેમસૂચક સ્વરે કહ્યું;—"ઘણું દુઃખ પડે છે, કેમ?"

કુસુમકાન્તઃ—સર્વને દુઃખ પડે છે–કાંઇ મ્હને એકલાને પડતું નથી.

દેવપ્રસાદઃ--અમને તો અભ્યાસ થઇ ગયેલો હોય છે. અનેક વખતે અમારે બબ્બે ત્રણ ત્રણ દિવસ સુધી ભૂખ્યા રહેવું પડે છે.

ચાલો, આપણે પેલા બ્રાહ્મણને ત્યાં જઇને જોઇએ કે, ત્યાં તમારા ભોજનની વ્યવસ્થા થાય છે કે નહિ.

કુસુમકાન્ત ક્ષુધા તેમજ તૃષ્ણાની વેદનાથી ઘણો દુઃખિત થનો હોવાથી આ પરસ્તાવને તે અસંમત થયો નહિ. દેવપ્રસાદે એ ભગ્ન ખંડેરની ચોતરફ કેટલાક પહેરેગીરો રાખી, કુસુમકાન્ત સાથે બ્રાહ્મણના મકાન તરફ જવા માંડ્યું.

ત્રણ વાગી ગયાં હતાં. બ્રાહ્મણના ઘરનાં માણસો ભોજનાદિ કરી લઇ દ્વાર બંધ કરી સૂઈ ગયાં હતાં. પોતાના બીજા સાથીદારોને બ્હાર રાખી દેવપ્રસાદ અને કુસુમકાન્ત જેવા એ બ્રાહ્મણના મકાનમાં પ્રવેશ કરતા હતા એવામાં તેઓ ત્યાં આગળ બે સ્ત્રીઓને આ પ્રમાણે વાતચિત કરતી સાંભળી શક્યા.

એક સ્ત્રીએ કહ્યું: –" અરેરે ! આ નરાધમોએ એ સતી સાધ્વી સ્ત્રીને ફરી ક્યાં લઈ જઇને રાખી હશે ? ! "

બીજી સ્ત્રીએ કહ્યું:—" એ સ્ત્રી કેવી ભલી છે ! દેખાવમાં તે સાક્ષાત્ સરસ્વતીના જેવી છે તેનો સ્વભાવ પણ ઘણો સારો છે ! અમારે ઘેર તે જેટલા દિવસ રહી હતી તેટલા દિવસ સુધી તેણે પોતાના પતિનું સ્મરણ કરી રુદન કર્યું હતું ! "

પહેલી સ્ત્રીએ કહ્યું:—" પેલી રાંડ ભિખારિણી જ સઘળા અનર્થનું મૂળ છે. આજે પ્રભાતકાળે જો એ તેની સાથે ચાલી ન જાત તો એની વિશેષ દુર્દશા થાત નહિ. ભિખારિણીની સાથે તે સરિતાના કિનારા ઉપર જતી હતી એવામાં જ લૂંટારાઓએ તેને ફરીથી પકડી છે. એ બિચારીના દુઃખની સીમા નથી. એ બિચારી યાદ આવતાં જ મ્હને તેની શોચનીય સ્થિતિ માટે ઘણું દુઃખ ઉપજે છે. "

બીજી સ્ત્રીઃ—લૂંટારાઓ એને એના પતિ પાસેથી ઉપાડી લાવ્યા છે. અરેરે ! આ કેવી નિષ્ઠુરતા કહેવાય !

પહેલી સ્ત્રીઃ—એ સ્ત્રી સાક્ષાત્ સાવિત્રીના જેવી છે. આવી ધર્મપરાયણા સ્ત્રીઓ જગતમાં ઘણી થોડી હોય છે. જે નરપિશાચો આવી સતી સાધ્વી સ્ત્રીને સતાવે છે તેમની કેવી દુર્ગતિ થશે ?!

બીજી સ્ત્રીઃ—આપણે પણ એ લૂંટારાના આશ્રયમાં , રહીએ છીએ તેથી જેવી તેમની દુર્ગતિ થશે તેવી જ આપણી દુર્ગતિ થશે.

પહેલી સ્ત્રીઃ—હવે એક ક્ષણ પણ એ પાપીઓના સહવાસમાં રહેવાની ઇચ્છા નથી. હું અહીંથી બીજે કોઇ સ્થળે જતી રહેવાનો પ્રયત્ન કરીશ. વિપદ્ભંજન વ્રજવિહારી મ્હને જ્યાં લઇ જશે ત્યાં હું જઈશ.

આટલી વાતચિત કર્યા પછી તેઓ બન્ને ચૂપ રહી. છુપી રીતે આ સઘળી વાતચિત સાંભળી લઇ, સહજ અગ્રેસર થઇને દેવપ્રસાદે કહ્યુંઃ—"આ મકાનમાં કોણ છે ?"

એક વૃદ્ધાએ ઘરની બ્હાર આવીને પૂછ્યુંઃ—"તમે કોણ છો ?"

દેવપ્રસાદે કહ્યુંઃ—"અમે અતિથિ છીએ. આ યુવકને ઘણી ભૂખ લાગી છે. જો કાંઇ ખાવાનું હોય તો અમને આપો."

પુરોહિત મહાશય ઘરમાં હાજર નહોતા. આ બ્હાર આવેલી વૃદ્ધ સ્ત્રી તેમની માતા હતી. તેણે આ બન્ને અતિથિઓનો સત્કાર કર્યો. અતિથિસત્કાર હિન્દુઓનો સનાતનધર્મ છે. બન્ને અતિથિઓને યથાસ્થાને આસન આપી વૃદ્ધ સ્ત્રીએ કહ્યુંઃ—"વહુ ! ભગવાનનો પ્રસાદ છે તે લાવો જોઇએ."

વહુએ ઘરમાંથી જ કહ્યું:—"થોડો સમય બેસો તે હું રસોઇ બનાવું."

કુસુમકાન્ત:—રસોઈ બનાવવાની જરૂર નથી. જે કાંઇ તૈયાર હોય તે આપો.

ગૃહિણી લાજ કાઢી બે પાત્રોમાં થોડાં થોડાં દાળ ભાત અને મિષ્ટાન્ન લઇ આવી. એ બન્ને પાત્રો બન્ને અતિથિઓ પાસે મૂકીને તે ચાલી ગઇ ત્યાર પછી તે બે સ્વચ્છ જળથી ભરેલાં પાત્રો પણ તે મૂકી ગઇ કુસુમકાન્તે દેવપ્રસાદને કહ્યું:—"આપ પણ જમી લ્યો."

દેવપ્રસાદે કહ્યું: —"ના, આજે જો એ અનાથિની અબળાનો પત્તો નહિ લાગે તો સંધ્યાકાળ સુધી હું જમીશ નહિ"

પોલિસ અધિકારીની કાર્યનિષ્ઠા જોઇને કુસુમકાન્ત વિસ્મિત બની ગયો. તેણે પોતાના મનમાં ને મનમાં વિચાર્યું:—"જો સઘળા પોલિસ અધિકારીઓ આવી કાર્યનિષ્ઠાથી પોતાનાં ગંભીર કાર્યો કરે તો દેશની કેટલી બધી અશાન્તિ દૂર થાય !"

કુસુમકાન્તે દેવપ્રસાદને ઘણો આગ્રહ કર્યો છતાં તે જમ્યો નહિ ત્યારે તેણે બન્ને પાત્રોમાંની ભોજન સામગ્રીને ઇન્સાફ આપી પોતાનું ઉદર પરિતૃપ્ત કર્યું.

સ્હાંજના ચારથી પાંચ વાગ્યાની અંદર દેવપ્રસાદે બન્ને બાબુઓના મકાનની લક્ષ્યપૂર્વક તપાસ કરી; કિન્તુ આ તપાસમાં પણ તેને નિરાશ થવું પડયું. આવી રીતે નિરાશ થઇને તે પુનઃ કુસુમકાન્તની સાથે અરણ્યમાં ગયો.

પોલિસ સિપાહીઓએ લૂંટારાઓના સમસ્ત ગામમાં ઘણી તપાસ કરી. લૂંટારાઓની સ્ત્રીઓ અને સંતાનોના આર્ત્તનાદથી ગગનમંડળ અને સકળ દિશાઓ ગાજી ઉઠી. પોલિસ સિપાહીઓએ

ઘણી શોધ ખોળ કરી; કિન્તુ આખા દિવસની તેમની સઘળી મહે-
નત નિરુપયોગી થઇ પડી.

અત્યંત શ્રમિત બની જઇને દેવપ્રસાદ એ ભગ્ન ખંડેરમાં આ-
વેલા એક દાદર ઉપર બેસી પડ્યો. કુસુમકાન્ત પણ તેની સાથે બેઠો.

દેવપ્રસાદે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—" અરેરે, આખા
દિવસની સઘળી મહેનત વ્યર્થ થઇ પડી."

કુસુમકાન્તઃ—આ લૂંટારાઓ શું ઇંદ્રજાળવિદ્યા જાણતા હશે?

દેવપ્રસાદઃ—અસાધારણ બુદ્ધિકૌશલથી અને ધુર્ત્તતાથી તેઓ
લોકાની આંખોમાં ધૂળ નાંખે છે. ગવર્નમેન્ટ લૂંટારાઓનું દમન કેમ
કરી શકતી નથી એ હવે હું સમજી શકયો છું. એક વખતે આ
સ્થળેથી એ લૂંટારાઓને કેદ પકડ્યા હતા; કિન્તુ સાક્ષી કિંવા પ્રમા-
ણુના અભાવને લીધે ન્યાયાધીશે નિરુપાયે તેમને છોડી મૂક્યા હતા.
અનેક ડિટેકિટવોનું બુદ્ધિચાતુર્ય આ લૂંટારાઓ આગળ પરાજિત
થયું છે.

કુસુમકાન્તઃ—કેવું આશ્ચર્ય! લૂંટારાઓએ પેલી સુવર્ણમુદ્રિકા
કયાં ગૂમ કરી?!

દેવપ્રસાદ—લૂંટારાઓનું એ કાર્ય કાંઇ આશ્ચર્યજનક નથી.
બુદ્ધિબળથી લોકા શું નથી કરી શકતા? આપે એ મુદ્રિકા હસ્ત-
ગત થયેલી હોવા છતાં પાછી આપી દીધી એ ઘણું ખોટું કાર્ય
કર્યું છે. હું ધારું છું કે હવે આપ પણ આપની ભૂલ સમજી શકયા
હશો. હવે જો લૂંટારાઓ પાસેથી થોડો ઘણો પણ લૂંટનો સરસા-
માન નહિ મળી આવે તો પ્રમાણુના અભાવે નિરુપાયે તેમને છોડી
દેવા પડશે.

કુસુમકાન્તઃ—લુંટારાઓનું કાર્ય ઇંદ્રજાળના જેવું હોય એમ લાગે છે !

દેવપ્રસાદઃ—જો આ સંસારમાં સઘળાં મનુષ્યો આપના જેવાં સરળ હૃદયનાં અને પવિત્ર હોત તો આ મૃત્યુલોક સ્વર્ગ બની જાત; કિન્તુ તેમ નથી. અનેક ધુર્ત્ત તેમજ બદમાશ માણસો પણ આ સંસારમાં છે.

કુસુમકાન્તઃ—લૂંટારાઓએ પેલી અનાથિની અબળાને આટલા અલ્પકાળમાં જ કયાં છુપાવી દીધી ?

દેવપ્રસાદઃ—હવે માત્ર બે કલાકમાં જ બીષણ અંધકારમયી રાત્રિનું સામ્રાજ્યમાં સર્વત્ર ફેલાશે. એ અનાથિની અબળાનો વિચાર કરતાં કરતાં મ્હારું હૃદય કંપી ઉઠે છે. કુસુમકાન્તભાઇ ! આજે આખા દિવસમાં મ્હેં કાંઇ ખાધું નથી. હજી સૂધી મ્હને ક્ષુધાનો અનુભવ પણ થયો નથી. માત્ર એ અનાથિની અબળાની ચિંતાએ જ મ્હને અસ્થિર બનાવી દીધો છે. મ્હેં મ્હારાથી બની શકે એટલી મહેનત કરી છે. હવે માત્ર ઇશ્વર ઉપર જ આધાર છે

કુસુમકાન્તઃ—આપણી સઘળી મહેનત બદમાશોએ પોતાના બુદ્ધિકૌશલથી વ્યર્થ કરી નાખી.

દેવપ્રસાદ—એ નિરાધાર અબળાએ વ્યાકુળતાથી શ્રીનારાયણનું સ્મરણ કર્યું હતું. શ્રીનારાયણ જ તેનું રક્ષણ કરશે કુસુમકાન્તભાઇ ! આપણે હવે વિના કારણ વખત શા માટે ગૂમાવવો જોઇએ ? છેલ્લી ક્ષણ સૂધી આપણે આપણું કર્ત્તવ્ય બજાવવું જોઇએ આ ખંડેર ફરીથી એક વખત આપણે તપાસી જોઇએ.

દેવપ્રસાદઃ—છતાં હજી એક વખત ચોક્કસ તપાસ કરવાની મ્હારી ઇચ્છા છે.

આમ કહીને દેવપ્રસાદ ઉઠયો. તેણે ઉઠી ઉંચું જોઈ, સતીના રક્ષક, પાપીના સંહારક પરમકૃપાળુ પરમાત્માનું પોતાના અંતરમાં સ્મરણ કર્યું.

બરાબર આ સમયે જ દૂર આવેલા એક ગામડામાં કોઇ એક પર્ણકુટિરમાં એક ગુજરાતી યુવક એકલો ચિંતામગ્ન સ્થિતિમાં બેઠો હતો. એકાએક તેની જમણી આંખ ફરકવા લાગી. પ્રવાસીના સુખ સ્વપ્નની માફક, વસન્તના મધુર વાયુની માફક એક સુંદર મુખનું તે સ્મરણ કર્યા કરતો હતો. તેનાં ઉભય નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું હતું.

હૃદયના ઉંડાણમાંનો પ્રેમ એક અદ્‌ભુત વસ્તુ છે. ચુંબક જેવી રીતે લોઢાને આકર્ષે છે, એક ગ્રહ જેવી રીતે સેંકડો યોજન દૂર રહીને બીજા ગ્રહને આકર્ષે છે તેવીજ રીતે પ્રેમબળથી, એક હૃદય સેંકડો યોજન દૂર હોવા છતાં બીજા હૃદયને આકર્ષે છે.

આ યુવકનું નામ રામપ્રસાદ હતું. વાંચકબંધુઓ આ યુવકનો પરિચય પછીથી પામી શકશે.



## પ્રકરણ ૧૭ મું.–સુશીલા.

દેવપ્રસાદે એ ભગ્ન ખંડેરમાં પુનઃ પ્રવેશ કર્યો. કુસુમકાન્ત પણ તેનો અનુગામી થયો. ઘણા હથિયારબંધ પોલિસ સિપાહીઓ પણ તેમની બન્નેની સાથે જવા લાગ્યા.

જે ઓરડામાં એ અનાથિની અબળાને કેદ રાખવામાં આવી હતી એ ઓરડામાં પુનઃ દેવપ્રસાદે પ્રવેશ કર્યો. જાણે કે હજી સુધી એ અબળાનો રુદનસ્વર હજી સુધી તે સાંભળી શકતો હતો !

આ ઓરડાને, આ વિશાળ મકાનનો માલિક ભૂતકાળમાં શયનાલય તરીકે વાપરતો હશે એમ તેના દેખાવ ઉપરથી લાગતું હતું. આ ઓરડામાં પુષ્કળ ઈંટો તેમજ ન્હાનાં મ્હોટાં લાકડાંનો ઢગલો પડેલો હતો. દેવપ્રસાદે ત્યાં ઉભા રહી થોડા સમય સુધી કાંઈ વિચાર કર્યા પછી પોતાના નોકરોને આજ્ઞા કરી કેઃ—"આ ઢગલો એક બાજુએ ખસેડી નાંખો."

આ સમયે દેવપ્રસાદના હાથ નીચેના એક માણસે કહ્યુંઃ—"અમે ઘણી વખત આ ઢગલાને ઉપાડી જોયો છે—એની અંદર કાંઇ નથી."

આ વાકય તરફ લક્ષ્ય નહિ આપતાં દેવપ્રસાદે કહ્યુંઃ—"હું કાંઇ સાંભળવાને ઇચ્છતો નથી. તમે સર્વ હું કહું તેમ કરો."

તરત જ સઘળા નોકરો એ ઢગલાને એક બાજુએ ખસેડવા લાગ્યા.

કુસુમકાન્તે સહજ વિરક્ત થઇને પોતાના મનમાં ને મનમાં વિચાર્યુંઃ—"આ એક પ્રકારનો માત્ર ખ્યાલ છે. દેવપ્રસાદભાઇ વિના કારણ તેમના નોકરોને દુઃખી કરે છે!"

થોડા સમયમાં જ સઘળા નોકરોએ એ ઢગલાને એક બાજુએ ખસેડી નાંખ્યો; કિન્તુ એની અંદરથી કાંઈ મળી આવ્યું નહિ.

કુસુમકાન્તે કહ્યુંઃ—"આ ઢગલામાંથી કાંઇ નીકળ્યું નહિ!"

એ ઢગલા નીચે મ્હોટી મ્હોટી ઇંટો ગોઠવેલી હતી દેવપ્રસાદે જોયું તો તેને માલૂમ પડયું કે, એ ઇંટો છૂટી હતી; તેથી તેણે એ સઘળી ઇંટો ઉપાડી બીજી તરફ ફેંકી દીધી. ઇંટો ઉપાડી નાંખવામાં આવતાં ત્યાં એક લોઢાનું કબાટ દેખાયું. એ કબાટને તાળું વાસવામાં આવેલું હતું. ઘણી મહેનત કરીને પોલિસોએ એ તાળું ભાંગી

નાંખ્યું. પછીથી એ લોઢાનું કબાટ દેવપ્રસાદે પોતાના હાથે ઉઘાડયું તો નીચે પાછો એક બીજો ઓરડો તેના જોવામાં આવ્યો. કુસુમકાન્તે આ ઓરડો જોઇ આશ્ચર્ય પામીને કહ્યું:—"જો ભોંયરાના જેવા આ ગુપ્ત ઓરડામાં કોઇ મનુષ્ય હોય તો તેને જીવતી હાલતમાં જ દાટી દીધેલું છે એમ કહી શકાય."

દેવપ્રસાદઃ—નીચે ઉતરવાની નિસરણી છે તે આપ જોઇ શકો છો કે?

આ સમયે એક નોકરે કહ્યું:—'દીપક સિવાય એ ઓરડામાં કેવી રીતે પ્રવેશ કરી શકાશે? અહીં દીપક તો છે નહિ, અને એ ઓરડામાં ઘણો અંધકાર છે."

દેવપ્રસાદઃ—હું એકલો જ એ ઓરડામાં પ્રવેશ કરીશ.

દેવપ્રસાદનું સાહસ જોઇ સર્વે ઘણું આશ્ચર્ય પામ્યા. દેવપ્રસાદ તરત જ નિસરણી ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. તેની પાછળ પાછળ કુસુમકાન્ત પણ ઉતરવા લાગ્યો એટલે દેવપ્રસાદે તેને કહ્યું:—"કુસુમકાન્તભાઇ! અહીં આપ મ્હારી સાથે આવશો નહિ. આ ભીષણ અંધકારમય ઓરડામાં પ્રવેશ કરવો એ મૃત્યુને આલિંગન કરવા જેવું છે; તેથી મૃત્યુને આલિંગન કરવું પડશે તો હું એકલો જ કરીશ."

કુસુમકાન્તે દૃઢતાસૂચક સ્વરે કહ્યું:—"કર્ત્તવ્યકાર્ય કરતાં મૃત્યુનો ભય શામાટે રાખવો જોઇએ?"

આમ કહીને તે પણ દેવપ્રસાદની પાછળ પાછળ જવા લાગ્યો. કુસુમકાન્તનું સાહસ અને કર્ત્તવ્યનિષ્ઠા જોઇ દેવપ્રસાદ વિસ્મિત થયો.

બંને જણા એ નિસરણી ઉતરી નીચેના ગુપ્ત ઓરડામાં ગયા. દેવપ્રસાદે પુનઃ નિસરણી ઉપર ચઢીને કહ્યું:—"આ ઓરડો કાંઇ વિશેષ ભયંકર હોય એમ લાગતું નથી."

આ વાક્ય સાંભળી બીજા બે પોલિસ સિપાહીઓ અને બે જમાદારો નીચે ઉતર્યા. એ ગુપ્ત ઓરડો ઘણો પહોળો લાંબો અને સ્વચ્છ હતો. એ સ્થાને વિશેષ અંધકાર પણ નહોતો. એ ઓરડાની દરેક વસ્તુ સ્પષ્ટતાથી જોઇ શકાતી હતી. વિવિધ પ્રકારની વસ્તુઓ ત્યાં સુવ્યવસ્થિત રીતે ગોઠવી રાખેલી હતી !

એ સ્થાને વિશેષ અંધકાર કેમ નથી એની તપાસ કરતાં દેવપ્રસાદને માલૂમ પડ્યું કે, બીજા એક સ્થળેથી સુરંગના માર્ગેથી સૂર્યનો પ્રકાશ એ ઓરડામાં આવે છે. એ સુરંગના માર્ગને મ્હોટી મ્હોટી લોઢાની સાંકળો જડી બંધ કરવામાં આવ્યો હતો.

આ સમયે એક નોકરે દેવપ્રસાદ પાસે આવીને કહ્યું:—'આ ઓરડાની પાછળ બ્હાર એક કૂવો છે. એ કૂવો વૃક્ષલતાઓથી આચ્છાદિત થયેલો હોઈ જળશૂન્ય છે. એ કૂવાથી થોડે દૂર લોઢાની સાંકળો જોવામાં આવે છે. ત્યાંથી પણ કદાચ અહીં પ્રકાશ આવવાનો સંભવ છે."

પછીથી દેવપ્રસાદ લક્ષ્યપૂર્વક એ ગુપ્ત ઓરડો તપાસવા લાગ્યા. પ્રાચીનકાળના આ પ્રાસાદનો બનાવનાર માણસ ઘણો દૂરદર્શી તેમજ સુનિપુણ શિલ્પી હોવો જોઇએ. ઘણી જ ચતુરાઇનો ઉપયોગ કરીને તેણે આ ગુપ્ત ઓરડો બનાવ્યો હતો. જો દુર્દૈવે કોઇ આ ગુપ્ત ઓરડામાં કેદ પૂરાય તો શ્વાસપ્રશ્વાસની ક્રિયા બંધ થઇ તેનો જીવ ગયા સિવાય રહે નહિ; એથી અપૂર્વ કુશળતાથી વાયુની આવજાને માટે બીજી દિશાએ એક દ્વાર રાખેલું હતું પૂર્વે ધનાઢ્ય પુરુષો ચોર લૂંટારાઓથી પોતાની સંપત્તિનું રક્ષણ કરવાને માટે આવા ગુપ્ત ઓરડાઓ કિંવા ભોયરાંઓ પોતાના વિશાળ પ્રાસાદમાં તૈયાર કરાવતા હતા. જે સ્થળો તેમણે પોતાના આત્મરક્ષણને માટે તૈયાર ક-

રાખ્યાં હતાં એજ સ્થળો આજે લૂંટારાઓને હસ્તગત થયાં છે! સ-
મયની અને ભાગ્યની આ કાંઈ સામાન્ય વિચિત્રતા નથી!

દેવપ્રસાદ આમ તેમ ફરીને એ ગુપ્ત ઓરડાની સઘળી વસ્તુ-
ઓ બરાબર તપાસવા લાગ્યો. સઘળી વસ્તુઓ અસ્પષ્ટભાવે દેખાતી
હતી. ત્યાં ઘણી જાતનાં અસ્ત્ર શસ્ત્રો પણ હતાં. આ સિવાય બીજો
જે એક દેખાવ તેમણે ત્યાં જોયો તેથી તેમનું હૃદય સ્તંભિત થઇ
ગયું. એ ગુપ્ત ઓરડાના એક ખુણામાં કેટલીક વસ્તુઓની પાછળ
એક સ્ત્રી બેશુદ્ધ સ્થિતિમાં પડી રહી હતી. તેના હાથ પગ દોરડાથી
મજબુત બાંધેલા હતા, તથા એક લૂગડાનો ડુચો તેના મ્હોંમાં ઘા-
લવામાં આવેલો હતો.

આવો શોચનીય દેખાવ જોવામાં આવતાં તેમના હૃદયમાં જે
ભાવનો ઉદય થયો તેનું વર્ણન થઇ શકે તેમ નથી.

એ પોલિસ સિપાહીઓ એ બેશુદ્ધ અબળાને ઉપાડવા આગળ
વધ્યા. આવો પ્રકાર જોઇને દેવપ્રસાદે કહ્યું:—"કોઈ આ પવિત્ર
માતૃદેહને સ્પર્શ કરશો નહિ. એને હું જાતે જ ઉપાડી લઇશ."

દેવપ્રસાદ ઘણો બળવાન્ પુરુષ હતો. તેણે સહેલાઇથી એ
બેશુદ્ધ અબળાને પોતાની ખાંધ ઉપર ઉપાડી લીધી. પછીથી તે
સર્વની સાથે નિસરણી ચઢી ઉપર ગયો. ઉપર જઈ દેવપ્રસાદે એક
બારી પાસે એ અચેતન અબળાને સૂવાડી. આ સમયે કુસુમકાન્તે
કહ્યું:—"આ શાન્તિલતા નથી;—શાન્તિલતા ક્યાં હશે?"

દેવપ્રસાદે કહ્યું:—આ ખંડેરમાં શાન્તિલતા નથી એવું હું પેલી
બન્ને બ્રાહ્મણીઓના વાતચિત ઉપરથી જ સમજી શક્યો હતો. હમ-
ણાં તો આ અબળાના જીવનનું સંરક્ષણ કરી શકાય તો આપણા
સઘળા શ્રમની સફળતા થઇ છે, એમજ મનાય."

પછીથી દેવપ્રસાદ અને કુસુમકાન્ત એ બેશુદ્ધ અબળાને શુ-દ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. થોડા સમય પછી એ રમણી શુદ્ધિમાં આવી. એક વખત આંખો ઉઘાડી પુનઃ પાછી મીંચી દઇને ભયસૂચકસ્વરે તેણે કહ્યું:—" અરેરે ! હજી પણ તમે મ્હને શામાટે દુઃખ દ્યો છો ? તમારે મ્હારો જીવ લેવો હોય તો સત્વર લઇ લ્યો—હવે હું આટલું બધું દુઃખ સહન કરી શકતી નથી ! "

દેવપ્રસાદે સ્નેહસૂચકસ્વરે કહ્યું:—" બ્હેન ! તમે સહજ પણ ભય રાખશો નહિ. હું તમારો ભાઇ છું. અમે સર્વ પોલિસખાતાના માણસ છીએ. ઈશ્વરના અપાર અનુગ્રહથી તમે સંકટમુક્ત થયાં છો."

આ વચનો સાંભળવામાં આવતાં જ રમણી ધીમે ધીમે ઉઠી બેઠી થઇ. કુસુમકાન્ત આશ્ચર્યચકિત બની જઇ એ રમણીને જોવા લાગ્યો. એ રમણી કોઇ કુળવાન્ ગૃહસ્થની કન્યા હોય એમ લાગતું હતું. તેનું શરીર સુકાઇ ગયું હતું. કેશકલાપ તેલના અભાવે ગંઠાઇ ગયો હતો. તેનાં વસ્ત્રો મલિન બની ગયાં હતાં. તેના હાથમાં કંકણો સિવાય બીજો કોઇ અલંકાર નહોતો. કપાળમાં કુમકુમનો ઝાંખો ચાંલ્લો હતો.

રમણી પરમ રૂપવતી સુંદરી હતી. તેની ઉમર લગભગ સોળ સત્તર વર્ષની હતી. વાદળાઓથી ઢંકાયલા ચંદ્રની જ્યોતિ જેવી રીતે સંપૂર્ણ અદ્રશ્ય થતી નથી તેવીજ રીતે રમણીની આવી મલિન સ્થિતિમાં પણ તેનું રૂપસૌન્દર્ય સર્વાંશે અદ્રશ્ય થયું નહોતું. સરળ-તાપૂર્ણ માધુર્ય તેની મુખમુદ્રા ઉપર વિરાજી રહ્યું હતું. શાન્તિલતા પણ અદ્વિતીય રૂપસુંદરી હતી; કિન્તુ તેનું સૌન્દર્ય આ રમણીના સૌન્દર્ય જેવું નહોતું. શાન્તિલતાનાં નેત્રયુગલ અતિ તેજસ્વિતા અને તીક્ષ્ણબુદ્ધિનો પરિચય કરાવતાં હતાં. એ તેજસ્વિતાથી પિશાચ પુરુષો

ભયભીત બની જતા હતા. શાન્તિલતા ઐશ્વર્યમાં ઉછરેલી પ્રતિભા-શાલિની સુશિક્ષિતા સુંદરી હતી ત્યારે આ રમણી દીન કુટિરવાસિની ગ્રામ્ય કુલવધૂ હતી.

કુસુમકાન્તે નમ્રસ્વરે પૂછ્યું:—"તમે કોણ છો ?"

રમણીએ મૃદુસ્વરે ઉત્તર આપ્યો:—"મ્હારું નામ સુશીલા છે."

દેવપ્રસાદે કુસુમકાન્તને ઉદ્દેશીને કહ્યું:—"કુસુમકાન્તભાઇ ! હમણાં સુશીલાબ્હેન ઘણાં દુર્બળ જણાય છે. હમણાં એમને વિરક્ત કરવાની જરૂર નથી. તેમને સહજ આરામ થશે એટલે આપણે તેમના મુખે સઘળી હકીકત જાણી શકીશું. સંધ્યાનો સમય થયો છે. આપ સુશીલાબ્હેનને સાથે લઈ નૌકામાં જાઓ. હવે વિલંબ કરવાનું પ્રયોજન નથી હું નીચેના ગુપ્ત ઓરડામાંનો થોડો સરસામાન લઇ સત્વર નૌકામાં આવી પહોંચું છું."

કુસુમકાન્ત સુશીલાની સાથે નૌકા તરફ ચાલ્યો ગયો. દેવપ્ર-સાદે પણ ગુપ્ત ઓરડામાં તપાસ કરી શાન્તિલતાની સુવર્ણમુદ્રિકા અને ચંદ્રશંકરનો નૌકામાંથી ચોરાયલો માલ શોધી કાઢી નૌકા તરફ પ્રયાણ કર્યું.



## પ્રકરણ ૧૮ મું.—સુશીલાની દુઃખમય જીવનકથા.

અપાર પરિશ્રમ પછીનો વિશ્રામ કેવો શાન્તિદાયક હોય છે ! આખો દિવસ સતત શ્રમ કરી આવી સફળતા મેળવી દેવપ્રસાદ અને તેના સઘળા નોકરો વિશ્રામનો આનંદ અનુભવવા લાગ્યા.

ભોજનાદિથી નિવૃત્ત થઇ એક એકાન્ત સ્થળે દેવપ્રસાદ અને કુસુમકાન્ત બેઠા બેઠા વાતચિત કરતા હતા. સ્મિતહાસ્ય કરીને દેવ-

પ્રસાદે કહ્યું:—" કુસુમકાન્તભાઇ ! આપ હમ્મેશાં એમ કહ્યા કરો છો કે, પોલિસખાતું નિરુદ્યોગી છે. હવે આપ સમજી શક્યા કે, બદમાશ લોકો કેવા ભયંકર અને ધુર્ત્ત હોય છે ? પોલિસ અધિકારીઓ કેટલું કષ્ટ વેઠીને પોતાનું કર્ત્તવ્યકાર્ય બજાવે છે એ બતાવવાના ઉદ્દેશથી જ હું આપને મ્હારી સાથે લાવ્યો હતો "

કુસુમકાન્ત:—આપની કાર્યદક્ષતાની હું અપાર પ્રશંસા કરું છું; કિન્તુ સઘળા પોલિસ અધિકારીઓ કિંવા ડિટેકિટવો આપના જેવા હોતા નથી. જો સઘળા પોલિસ અધિકારીઓ આપના જેવા કર્ત્તવ્યનિષ્ઠ હોત તો દેશમાં કદાપિ ચોરી કે લૂંટફાટ થાત જ નહિ.

દેવપ્રસાદ:—મ્હેં માત્ર મ્હારું કર્ત્તવ્ય બજાવ્યું છે. આ કાર્યમાં આપે પણ અમને ઘણી સહાયતા કરી છે તેથી હું આપને ધન્યવાદ આપું છું. આપની શ્રમશીલતા અતિ પ્રશંસનીય છે.

કુસુમકાન્ત શાન્ત રહ્યો. સુશીલા એક બાજુએ બેસી નીચું જોઇ, શાન્ત રુદન કરી રહી હતી. તેને ઉદ્દેશીને દેવપ્રસાદે કહ્યું:— " બ્હેન ! લૂંટારાઓએ તમને કેવી રીતે કેદ કર્યાં હતાં તે હરકત ન હોય તો અમને કહો. "

સુશીલા કહેવા લાગી:—"વડિલબંધુ ! હું મ્હારી સઘળી હકીકત આપને નિવેદન કરું છું. આપે આ દીન ભગિનીનો નરકસ્થાનમાંથી ઉદ્ધાર કર્યો છે. હું આપને મ્હારા વડિલબંધુ જ સમજું છું અને આપ મ્હને આપની દીન ભગિની જ સમજજો. મ્હારા પતિ અહીંથી થોડે દૂર આવેલા એક ગામમાં સામાન્ય નોકરી કરે છે. હું તેમના આશ્રયમાં જ રહેતી હતી. મ્હારા પતિની એક વિધવા ભગિની પોતાનાં બે સંતાનો સાથે અમારે ત્યાં જ રહે છે. તેથી મ્હારાં સાસુજી પણ તેની સાથે જ રહે છે. હું એકલી જ મ્હારા પતિની

પાસે તેમના કાર્યસ્થાનમાં રહેતી હતી—"

કુસુમકાન્ત વચ્ચે જ બોલી ઉઠ્યો:—"આપના પતિનું નામ શું છે?"

આ પ્રશ્નનો સુશીલા કશો ઉત્તર આપ્યો નહિ. દેવપ્રસાદે કહ્યું:—"હિન્દુસમાજમાં સ્ત્રીઓ સ્વામીનું નામ લઈ શકતી નથી, એ પ્રકાર આપ જાણતા નથી કે શું?"

સુશીલા કહેવા લાગી:—"ગઈ દીપોત્સવીના તહેવારોમાં અમે ઘેર જવા માટે એક નૌકા ભાડે કરી હતી. એ લૂંટારાઓની નૌકા હશે એમ અમે જાણતાં નહોતાં. નૌકામાં ચાર માછીઓ હતા તે પણ લૂંટારાઓના જ અનુચરો હતા. અમે સ્હવારમાં ઘણાં વ્હેલાં નૌકામાં બેસી નીકળ્યાં હતાં મધ્યાન્હકાળે જ્યારે અમને ક્ષુધા લાગી ત્યારે મ્હારા પતિએ માછીઓને કહ્યું:—'એક સારા સ્થળે નૌકા રાખો એટલે અમે ભોજનની વ્યવસ્થા કરી લઇએ." માછીઓ લૂંટારાઓના અનુચરો હતા. તેઓ સારા સ્થાનને બદલે નૌકાને એક અરણ્યને માર્ગે લઇ જવા લાગ્યા. મ્હારા સ્વામીએ તેમને પૂછ્યું:- નૌકા ક્યાં લઇ જાઓ છો?" લુચ્ચા માછીઓએ ઉત્તર આપ્યો:— "આ સ્થાન જ રસોઈ બનાવવાને માટે નિર્ભયતાપૂર્ણ છે." આમ કહીને તેમણે ત્યાં જ નૌકાને લંગર નાંખ્યું. એ સ્થાનને બરાબર જોવાને માટે મ્હારા સ્વામી ઉઠયા. તે સાથે જ એ માછીઓ પણ ઉઠયા અને તેમણે સીટી બજાવવા માંડી."

કુસુમકાન્તે પૂછ્યું:—"તમારી સાથે કોઇ નોકર નહોતો કે?"

સુશીલા:—ઘેર એક બાળક નોકર હતો; કિન્તુ અમે નૌકા-દ્વારા નીકળ્યાં એટલે તે તેની માતા પાસે જતો રહ્યો હતો.

દેવપ્રસાદ:—વારુ, ત્યાર પછી શું બન્યું?

સુશીલા:—એ માછીઓનો સંકેતધ્વનિ સાંભળવામાં આવતાં જ એ અરણ્યમાંથી બીજા પણ ત્રણ ચાર બળવાન્ પુરુષો બ્હાર નીકળ્યા. તેમણે સર્વેએ એકત્ર થઇ જઇ મ્હારા પતિને કેદ પકડયા—

વચ્ચે જ કુસુમકાન્તે પૂછ્યું:—"અને તમે શું કર્યું?"

સુશીલા:—હું નદીમાં કૂદી પડવાની તૈયારી કરવા લાગી; તેથી લૂંટારાઓએ મ્હને નૌકાના લાકડા સાથે મજબુત બાંધી દીધી. લૂંટારાઓએ મ્હારા પતિને ઉદ્દેશીને કહ્યું:—"જો તમારે જીવ બચાવવો હોય તો ચૂપ ર્‌હેજો." પછી તેમણે મ્હારા પતિને પણ એક વૃક્ષના થડ સાથે બાંધી દીધા. હું આવી રીતે સંકટમાં ફસાઇ પડી ને વિપદભંજન વ્રજવિહારીનું સ્મરણ કરવા લાગી.

કુસુમકાન્ત:—તમારી પાસે એકે હથિયાર નહોતું કે?

સુશીલા:—ના, હું માત્ર પરમાત્માનું જ સ્મરણ કરતી હતી.

દેવપ્રસાદ:—વારું, પછી શું બન્યું?

સુશીલા:—સઘળા સરસામાન સહ મ્હને પણ એ દુષ્ટો લઇ જવા લાગ્યા. મ્હેં રોષાવેષમાં જ એ દુષ્ટોને કહ્યું:—"નરપિશાચો! જો મ્હારા ઉપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરશો તો હું જરૂર આત્મહત્યા કરીશ." આવો ભય મ્હેં દર્શાવ્યો એટલે તેમણે સાહસથી મ્હારા ઉપર અત્યાચાર કર્યો નહિ. એ સમયે લગભગ બાર વાગ્યા હતા. મ્હેં જ્યારે બૂમો પાડવા માંડી ત્યારે એ નરાધમોએ મ્હારું મ્હોં બાંધી દીધું. અંતે સંધ્યાકાળે તેઓ પોતાના ગામ પાસે નૌકા લઇ ગયા. તત્પશ્ચાત્ તેઓ મ્હને પેલા બ્રાહ્મણને ઘેર લઇ ગયા, અને એ દુષ્ટોએ એ બ્રાહ્મણને એમ કહ્યું કે 'જો તમે આ અબળાનો વિચાર ફેરવશો તો અમે તમને અપાર દ્રવ્ય આપીશું.' એ બ્રાહ્મણ અને તેના કુટુંબનાં માણસો કાંઇ નીચ સ્વભાવનાં નહોતાં.

તેઓ મ્હારા પ્રત્યે સહાનુભૂતિ પ્રદર્શિત કરવા લાગ્યાં; કિન્તુ પ્રકાશમાં તેઓ કાંઇ કરી શકયાં નહિ; કેમ કે તેઓ લૂંટારાઓનાં આશ્રિત હતાં. હું ત્યાં રુદન કરવામાં જ મ્હારા દુઃખમય દિવસો વીતાડવા લાગી. પતિદેવતાના સમાચાર જાણવાને માટે હું નિરંતર ઘણી અસ્થિર રહેતી હતી. ગઇ કાલે મ્હારી પાસે એક ભિખારિણી આવી પહોંચી. એને હું પ્રથમથી જ પિછાનતી હતી. આજે પ્રાતઃકાળે હું તેની સાથે નાશી છૂટી; પરંતુ નદી ઉપર જઈ પહોંચતાં જ લૂંટારાઓએ મ્હને જોઇ, અને તેથી તેમણે મ્હને પુનઃ કેદ પકડી. મ્હેં એ દુષ્ટોને કહ્યું:– 'નરાધમો! જલદી મ્હને મુક્ત કરો, નહિ તો હું અવશ્ય આત્મહત્યા કરીશ.' પરંતુ એ દુષ્ટોએ મ્હારા આ વાક્ય તરફ લક્ષ્ય નહિ આપતાં મ્હને એક પ્રાચીન ખંડેરમાં એક ગુપ્ત ઓરડામાં કેદ કરી, અને તેઓ એ ખંડેરમાંથી ચાલ્યા ગયા. હું વ્યાકુળતાથી શ્રીનારાયણનું સ્મરણ કરી આક્રંદ કરવા લાગી. થોડા સમય પછી એક લૂંટારાએ પુનઃ મ્હારી પાસે આવીને મ્હને એક ગુપ્ત ઓરડામાંથી એક ગુપ્ત ભોંયરામાં લઈ જઇને પૂરી, અને હું અલ્પકાળમાં જ ત્યાં બેશુદ્ધ બની ગઇ.

દેવપ્રસાદઃ—બ્હેન! દીનબંધુ દયાસાગર પરમાત્માએજ તમારા ધર્મનું રક્ષણ કર્યું છે. અમે આજે જ તમને તમારા પતિ પાસે પહોંચાડી દઇશું.

સુશીલાએ એક કાગળ ઉપર પોતાના પતિનું નામ ઠામ લખી આપ્યું. એના પતિનું નામ રામપ્રસાદ હતું. કુસુમકાન્ત અને દેવપ્રસાદ નૌકામાં બેસી એજ રાત્રે સુશીલાને સાથે લઇ તેણે સૂચવેલા ગામ તરફ રવાના થયા, તથા બીજે દિવસે અગીઆર વાગ્યે તેઓ એ ગામમાં જઈ પહોંચ્યા. રામપ્રસાદ ઘેર જ હતો. દેવપ્રસાદ અને

કુસુમકાન્તે તેની પાસે જઇ સુશીલાના ઉદ્ધારની વાર્તા તેને કહી સંભળાવી; પરંતુ અત્યાર પહેલાં જ રામપ્રસાદે એક બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. રામપ્રસાદની ઉમ્મર પચીસ છવ્વીસ વર્ષની હતી.

દેવપ્રસાદે રામપ્રસાદને સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવી. એ સઘળી હકીકત સાંભળવામાં આવતાં રામપ્રસાદના અંતરમાં જે હૃદયવિદારક દુઃખનો ઉદય થયો તેનું વર્ણન માત્ર નિર્જીવ શબ્દોથી થઇ શકે તેમ નથી. તે કંઇ બોલી શકયો નહિ.

બીજી એક વ્યક્તિએ આવી દેવપ્રસાદ અને કુસુમકાન્ત સાથે વાતચિત કરવા માંડી. એ રામપ્રસાદના ગોર હતા, તેમજ એ ગામના એક નેતા હતા. ગામમાં સર્વ તેમને શાસ્ત્રીજી કહીને બોલાવતા હતા.

રામપ્રસાદની વૃદ્ધ માતા દ્વારની પાછળ છુપાઇ રહીને તેમની વાતચિત સાંભળતી હતી. તેણે સહજ આગળ આવીને કહ્યું:—"શાસ્ત્રી મહાશય ! વહુને પ્રાયશ્ચિત્ત કરાવી ઘરમાં ન રાખી શકાય કે ? મ્હારી વહુ સાક્ષાત લક્ષ્મીસ્વરૂપિણી છે !"

રામપ્રસાદ કંઇ ધનાઢ્ય ગૃહસ્થ નહોતો; તેથી જ પ્રવીણ શાસ્ત્રી મહાશયે વૃદ્ધાના આ વાક્ય તરફ સહજ પણ લક્ષ્ય આપ્યું નહિ ! તેઓ અતિશય ગંભીરતાથી કહેવા લાગ્યા:—"છ મહિનાથી વહુને લૂંટારાઓ ઉપાડી ગયા હતા; તેથી તે જાતિભ્રષ્ટ અને ધર્મભ્રષ્ટ થઇ છે. જો તેને ઘરમાં આશ્રય આપશો તો તમો પણ જાતિભ્રષ્ટ અને ધર્મભ્રષ્ટ થશો."

રામપ્રસાદનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. તે કાંઇ બોલવા જતો હતો; કિન્તુ એકે શબ્દ ઉચ્ચારી શકયો નહિ. તે ત્યાંથી ઉઠી ચાલ્યો ગયો.

દેવપ્રસાદ અને ચંદ્રકાન્ત ચિન્તામગ્ન ચિત્તે પુનઃ નૌકામાં આવ્યા. તે દિવસે રામપ્રસાદને પછીથી કોઇ ઘરમાં કે ગામમાં જોઇ શક્યું નહિ અંતરના આવેગને વશ થઇ તે કોઇ સ્થળે ચાલ્યો ગયો.

અરેરે ! સાવિત્રીતુલ્ય સાધ્વી સુશીલાના શિર ઉપર વજ્રઘાત થયો રડી રડીને તેણે પોતાનાં નેત્રો ફુલાવી દીધાં.



## પ્રકરણ ૧૯ મું —શાન્તિલતા ક્યાં છે ?

દેવપ્રસાદ અને કુસુમકાન્ત સુશીલાનો ઉદ્ધાર કરીને મહાન્ ધર્મસંકટમાં પડ્યા ! નૌકામાર્ગે જતાં જતાં કુસુમકાન્તે દેવપ્રસાદને કહ્યું:—“ આ નિરાધાર રમણી સંસારમાં ક્યાં આશ્રયસ્થાન મેળવશે તેનો તેનાં આત્મીય સ્વજનોએ કાંઇ વિચાર કર્યો નહિ. જે યુવકે અગ્નિ તેમજ ધર્મની સાક્ષી રાખીને એની સાથે લગ્ન કર્યું હતું તેણે જ કાંઇ વિચાર કર્યા સિવાય તેની સહધર્મચારિણીને દુઃખના અફાટ સાગરમાં ડુબાવી દીધી. હિન્દુસમાજમાં આવા પ્રકારનાં દૃષ્ટાન્તોનો કાંઇ અભાવ નથી. ”

દેવપ્રસાદઃ—મ્હેં એમ સાંભળ્યું છે કે, સુશીલાના પિયરમાં તેનું કોઈ સગું સંબંધી હયાત નથી અરેરે ! આ કેવું દુઃખ કહેવાય ! હવે તો જે અનાથ મનુષ્યોના આશ્રયદાતા અને જગતના પાલનકર્ત્તા છે તેઓ જ આ અનાથિનીનું સંરક્ષણ કરશે.

જે નૌકામાં દેવપ્રસાદ અને કુસુમકાન્ત બેઠા હતા તેમાં બે ત્રણ ન્હાની ઓરડીઓ હતી એ પૈકીની એક ઓરડીમાં સુશીલાએ શયન કર્યું હતું. તે નેત્રો મીંચી પોતાના દુર્દૈવની ચિન્તા કર્યા કરતી હતી. આ સુંદર વિશ્વચિત્રપટ ઉપરથી સઘળી જોવા લાયક વ-

સ્તુઓ તેનાં નેત્રો પાસેથી જાણે કે કોઇએ ખેંચી લીધી હતી. તેના જીવનની સઘળી આશા અને વિશ્વાસ દૂર થઈ ગયાં હતાં. તે કેવી રીતે પોતાના જીવનને ટકાવી રાખશે? આ ઘોર અંધકારપૂર્ણ સંસારસમુદ્રમાં જે એક ધ્રુવનક્ષત્રના પ્રત્યે તેણે ઘણે દૂર જનારા નાવિકની માફક દૃષ્ટિપાત્ કર્યો હતો એ ધ્રુવનક્ષત્ર પણ અંધકારાચ્છાદિત થઈ ગયું. સુશીલા વ્યથિત ચિત્તે આ સઘળી હૃદયવિદારક વાર્તાનો વિચાર કરતી હતી એવામાં દેવપ્રસાદ અને કુસુમકાન્ત વચ્ચે ચાલતી વાતચિત તેના સાંભળવામાં આવી પતિદેવતાની સહજ નિન્દા થતી સાંભળી સતી સાધ્વી સુશીલા સવિશેષ દુઃખિતા થઇ. તેણે પોતાનાં નયનયુગલમાંથી અશ્રુધારાઓ વર્ષાવતાં કહ્યું:—"હે પરમાત્મન! જો હું ખરેખરી સતી હોઉં તો સઘળાં સંકટોમાં આપ મ્હારા સ્વામીનારાયણનું સંરક્ષણ કરજો. તેઓ જ મ્હારું આલોકનું અને પરલોકનું સકળ સર્વસ્વ છે. તેમણે મ્હારો પરિત્યાગ કર્યો છે તો પણ હું તેમની દાસી—સેવિકા છું. તેઓ જ મ્હારી ભક્તિમાં સાક્ષાત કૃષ્ણસ્વરૂપ છે જો મ્હારો ત્યાગ કરવાથી તેમને શાન્તિ મળી શકતી હોય તો પછી હું આ દુઃખભાર શામાટે ન ઉપાડી લઉં?" અસ્તુ

કુસુમકાન્તે અલ્પકાળપર્યન્ત ચિંતામગ્ન રહ્યા પછી દેવપ્રસાદને કહ્યું: "હવે આપણે સુશીલાને ક્યાં રાખીશું?"

દેવપ્રસાદ પણ આ સંબંધીનો જ વિચાર કર્યા કરતો હતો; છતાં આ સમયે પોતાના સ્વભાવને અનુસરી સ્મિત હાસ્ય કરીને તેણે કહ્યું:–'કેમ, આપે દેશસેવક કિંવા સમાજસેવકનું કાર્ય સ્વીકાર્યું છે તો પછી દેવી સુશીલાને તમે સમાજસેવિકા બનાવજો!

કુસુમકાન્તઃ—મ્હારો વિચાર એમને વનિતાવિશ્રામમાં રાખવાનો છે.

દેવપ્રસાદઃ—વિચાર ઉત્તમ છે. હું પણ આપના વિચારને સંમત થઉછું હવે જાતિદ્વેષ સંબંધી આપનો શો અભિપ્રાય છે એ આપે જણાવવો જોઇએ.

કુસુમકાન્તઃ—જાતિદ્વેષનો હું અંતઃકરણપૂર્વક તિરસ્કાર કરું છું. મ્હારો એવો દઢ વિશ્વાસ છે કે, જ્યાં સૂધી સમસ્ત હિન્દુ જાતિનું સ્નેહસંમિલન નહિ થાય ત્યાં સૂધી ભારતવર્ષની ઉન્નતિ થવાની નથી. વળી પ્રેમથી જ દ્વેષભાવના દૂર થાય છે. જે બળથી આર્યજાતિ જગતપૂજ્ય છે એ બળનો મૂળમંત્ર પ્રેમ છે. એ પ્રેમને જો બાદ કરવામાં આવે તો ભારતનું શું અવશિષ્ટ રહે દેશના સેંકડો અભાવોની ચિંતા કરતાં કરતાં ઘણી વખત મ્હારો પ્રાણ અસ્થિર બની જાય છે. જો આપણા હિન્દીઓ સમસ્ત હિંસાદ્વેષને દૂર કરી પ્રેમના મૂળ પાયા ઉપર ઉભા રહે તો માતૃભૂમિના સઘળા અભાવો દૂર થયા સિવાય રહે નહિ. એક વર્ણના લોકોના કલ્યાણનો આધાર અન્ય વર્ણના લોકો ઉપર રહેલો છે; તેથી અરસપરસમાં પ્રેમભાવના ઉત્પન્ન થાય તો સર્વનું કલ્યાણ થાય."

દેવપ્રસાદે આ નવયુવકના ઉત્તેજિત લાવણ્યમય મુખમંડળ તરફ આશ્ચર્ય પામીને જોયું. પછીથી કુસુમકાન્તનો એક હાથ પોતાના હાથમાં લઇ સ્નેહસૂચક સ્વરે તેણે કહ્યું:—" કુસુમકાન્તભાઇ! આપનું કહેવું વાસ્તવિક છે. આ સાર્વભૌમિક પ્રેમ સિવાય જાતીય દુર્ગતિ દૂર થાય તેમ નથી. વિદેશીય જાતિમાં જે કર્ત્તવ્યનિષ્ઠા, સ્વદેશપ્રેમ, એકતા, કાર્યોત્સાહ આદિનું આપણે દર્શન કરીએ છીએ એ સદ્ગુણો આપણા હિન્દુઓમાં છે કે? વિદેશીઓના આ સદ્ગુણો અનુકરણીય નથી કે?"

કુસુમકાન્ત:—દેશનું સાર્વજનિક કલ્યાણ સાર્વભૌમિક પ્રેમના ઉપર જ અવલંબીને રહેલું છે વિદેશી વિધર્મીઓ ઉપર પણ જ્યાં સુધી અંતઃકરણપૂર્વક પ્રેમ રાખવામાં નથી આવતો ત્યાં સુધી સ્વદેશના ગૌરવમાં કદાપિ વૃદ્ધિ થતી નથી.

દેવપ્રસાદઃ—મ્હારી પણ એવી જ માન્યતા છે.

કુસુમકાન્તઃ—હવે આપણે બીજી વાત પડતી મૂકી ઉપસ્થિત કર્ત્તવ્યનો વિચાર કરીએ. મ્હારા મત પ્રમાણે જો ચંદ્રશંકર સુશીલાને પોતાને ત્યાં આશ્રય આપે તો ઘણું સારું. તેમનાં ધર્મપત્ની પુણ્યવતી મહિલા છે; તેથી તેઓ સુશીલા બ્હેનને આશ્રય આપશે એમ હું ધારું છું; પરંતુ પ્રથમથી નક્કી કર્યા સિવાય સુશીલાબ્હેનને ત્યાં લઇ જવાશે નહિ. વડોદરા ગયા પછી તેમને તરતને માટે ક્યાં રાખવાં તેનો હું વિચાર કરું છું.

દેવપ્રસાદઃ–મ્હારું કુટુંબ વડોદરામાં નથી; નહિ તો તે થોડા દિવસ સુધી મ્હારે ત્યાં રહેત મિસ ઇલિઝાબેથ સાથે આપને પરિચય છે કે?

કુસુમકાન્તઃ—હા, ઘણો પરિચય છે. તેઓ ઘણાંજ ઉદારસ્વભાવનાં અંગ્રેજ મહિલા છે. મિસ ઇલિઝાબેથ કુસુમનાં શિક્ષયિત્રી છે.

દેવપ્રસાદઃ—ત્યારે સુશીલાબ્હેનને આપણે પહેલાં ત્યાં જ રાખીશું.

કુસુમકાન્તઃ—કિન્તુ ત્યાં રહેવાને તેઓ કબૂલ થાય તો ને?

દેવપ્રસાદઃ—બે ચાર દિવસ ત્યાં રહે એમાં શી અડચણ છે? ત્યાં તેઓ પોતાને હાથે રસોઇ બનાવીને જમશે.

અંતે આ સંબંધી સુશીલાને પૂછવામાં આવ્યું તો તે બેચાર દિવસ માટે મિસ ઇલિઝાબેથને ત્યાં રહેવાને સંમતા થઇ.

કુસુમકાન્તઃ—શાન્તિલતાને તો કાંઇ પત્તો લાગ્યો નહિ.

દેવપ્રસાદઃ—હજી આપણે સઘળાં સ્થળો લક્ષ્યપૂર્વક જોઇ શ-કયા નથી.

કુસુમકાન્તઃ—આપ શું કહો છો!

દેવપ્રસાદઃ—આપણે એક જ સ્થાન જોયું છે; કિન્તુ બદમાશ લૂંટારાઓના બીજા કેટલાક અડ્ડાઓ હોવા જોઇએ. આપણે જ્યારે થોડા ઘણા લૂંટારાઓને કેદ પકડયા છે ત્યારે તેમના બીજા સાથી-દારો પણ કેદ પકડાય એવો સંભવ છે. તેમના ઉપર જુલ્મ ગુજા-રવામાં આવશે એટલે તેઓ પોતાના બીજા સાથીદારોનાં નામ જા-હિર કરી દેશે, અને એથી અંતે શાન્તિલતાનો પત્તો પણ લાગશે.

કુસુમકાન્તઃ—આપ બરાબર તપાસ કરી, જો દેવી શાન્તિલ-તાનો કાંઇ પત્તો લાગે તો તરત જ મ્હને સમાચાર પહોંચાડજો. હું તેના સમાચાર લીધા સિવાય ચંદ્રશંકરભાઇને ત્યાં કેવી રીતે જઉં? સુશીલાને માટે જેમ બને તેમ જલદી મ્હારે તેમને મળવા જવું પડશે.

દેવપ્રસાદઃ—એ માટે તમે નિશ્ચિંત રહેજો. શાન્તિલતાની શોધ કરવામાં હું પાછી પ્હાની નહિ જ કરું.

આટલી વાતચિત કર્યા પછી બન્ને જણા શાન્ત રહ્યા. સુશી-લા હજી સુધી ઉશિકા ઉપર મ્હોં રાખી રુદન કર્યા કરતી હતી.

કુસુમકાન્ત વડોદરા જઈ સુશીલાને મિસ ઇલિઝાબેથ પાસે લઇ ગયો. એ સહૃદયા આંગ્લમહિલાએ અત્યંત આદરપૂર્વક સુશી-લાને પોતાને ત્યાં રાખી. સુશીલાની હૃદયવિદારક જીવનકથા જાણુ-વામાં આવતાં તેને પણ ઘણું દુઃખ થયું.

પાંચ છ દિવસ વીતી ગયા પછી પાછો કુસુમકાન્ત દેવપ્રસા-દને મળવા ગયો. દેવપ્રસાદે કહ્યું:—"બીજા પણ ઘણા બદમાશોને

કેદ પકડવામાં આવ્યા છે; કિન્તુ શાન્તિલતાનો કાંઇ પત્તો લાગ્યો નથી. બદમાશો પાસેથી શાન્તિલતાની હકીકત જાણવાના અનેક પ્રયત્નો કર્યા છતાં તેઓ એ હકીકત જણાવતા નથી."

કુસુમકાન્તઃ—ત્યારે શાન્તિલતાએ આત્મહત્યા કરી હશે કે શું?

દેવપ્રસાદઃ—એમ બનવું પણ કાંઇ અસંભવ નથી.

કુસુમકાન્ત વિચારવા લાગ્યોઃ—"જો કે પોતાનો ગૂમ થયેલો સઘળો સરસામાન ચંદ્રશંકરને મળશે; પરંતુ દેવી શાન્તિલતા ક્યાં છે?"



## પ્રકરણ ૨૦ મું.—આશ્રયદાન.

વૈશાખ માસ ચાલતો હતો. સર્વત્ર પુષ્કળ તાપ પડતો હતો. દારુણ ગ્રીષ્મથી મનુષ્યો ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહ્યાં હતાં. રસ્તાઓ ઉપર મનુષ્યોનો અવર જવર ઘણો થોડો થઇ ગયો હતો. ક્વચિત્ ક્વચિત્ 'આઇસક્રિમ' 'ઠંડો આઇસક્રિમ' એવો પોકાર સાંભળવામાં આવતો હતો. સાધનસંપન્ન મનુષ્યોનાં મકાનોની બારીઓ ઉપર ખસની ભીંજવેલી ટટ્ટીઓ નાંખેલી જોવામાં આવતી હતી.

કુસુમ જો કે આરોગ્ય મેળવી શકી હતી; કિન્તુ તેનું વ્યથિત ચિત્ત કોઇ પણ પ્રકારે શાન્ત થતું નહોતું.

આજે રવિવાર હતો, મધ્યાન્હકાળના બે વાગ્યા હતા. કુસુમ અસ્થિરચિત્તે એક પુસ્તક વાંચતી હતી; એવામાં પ્રમોદે તેની પાસે આવીને કહ્યુંઃ—"બ્હેન!"

કુસુમે સ્નેહથી બંધુને પોતાના ખોળામાં બેસાડીને કહ્યુંઃ—"કેમ, શું છે ભાઈ?"

કુસુમકાન્ત ઘણા દિવસથી ચંદ્રશંકરને ત્યાં આવતો નહોતો એ વાત પાઠકબંધુઓ જાણે છે. તેનો આ દીર્ઘ વિયોગ પ્રમોદ સહન કરી શકતો નહોતો. આજે તે કુસુમકાન્તને મળવા તેના આશ્રમમાં ગયો હતો; કિન્તુ તેની મુલાકાત નહિ થયાથી તે ઘણો દુઃખિત થયો હતો. તેણે કહ્યું:—"બ્હેન! હવે કુસુમકાન્તભાઇ આપણે ઘેર કેમ નથી આવતા ?"

કુસુમનો પ્રાણ એક પ્રકારની શાન્ત વેદનાથી વ્યાકુળ બની જતો હતો. સરળ કોમળ હૃદયની સહાનુભૂતિથી તેનું હૃદય આત્મસંવરણ કરવાને અસમર્થ થયું. તે મહા મુશિબતે ચક્ષુઓના અશ્રુજળને અટકાવી શકી. કૃત્રિમ રોષાવેશમાં જ તેણે કહ્યું:—"તેઓ નથી આવતા તેમાં આપણને શું ?" પરંતુ કુસુમના મને આ વાક્ય માન્ય કર્યું નહિ. એક બિંદુ અશ્રુજળ આપોઆપ હાથમાંના પુસ્તક ઉપર પડ્યું. પ્રમોદ જાણે નહિ એવી રીતે તેણે એ અશ્રુબિંદુ સાફ કરી નાંખ્યું.

પ્રમોદે કહ્યું:—"નહિ નહિ-તેમણે આપણે ત્યાં આવવું જ જોઇએ. તેઓ જ્યારે અહીં આવશે ત્યારે હું તેમને ઘણો ઠપકો આપવાનો છું."

કુસુમે પૂર્વવત્ સ્વરે કહ્યું:—આપણે "એમનો વિચાર શામાટે કરવો જોઇએ ? આપણે—" કુસુમ આ વાક્ય પૂર્ણ કરી શકી નહિ. તેનું ગળું રુંધાઇ ગયું. તે ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં ચાલી ગઇ.

"તેમનો વિચાર આપણે શામાટે કરવો જોઇએ ?" એ વાક્ય સાંભળી પ્રમોદ ઘણું આશ્ચર્ય પામ્યો; કિન્તુ તે કશો ઉત્તર શોધી શક્યો નહિ.

આજ દિવસે બરાબર પાંચ વાગ્યે કુસુમકાન્ત ચંદ્રશંકરને ત્યાં

ગયો. પાર્વતી પોતાના બેઠકખાનામાં બેઠી હતી એવામાં કુસુમકાન્તે ત્યાં પ્રવેશ કર્યો. તેને જોતાં જ પાર્વતી અતિશય આનંદિતા થઇ, તથા તેણે સ્નેહથી કુસુમકાન્તને પોતાની પાસે બેસાડયો. એ કરુણામયી મહિલાના સ્નેહપૂર્ણ પ્રાણના સ્પર્શથી કુસુમકાન્તનું હૃદય આર્દ્ર થયું.

કુસુમ માતાની પાસે જ બેઠી હતી કુસુમકાન્તને જોતાં જ તે નીચું જોઇ બીજા ઓરડામાં ગઇ. તેની શરમાળ રક્તવર્ણ મુખકાન્તિ પ્રત્યે કુસુમકાન્તે એક વખત દૃષ્ટિપાત કર્યો.

કુસુમકાન્ત જતો રહેલો હતો તે પ્રકાર કુસુમને ઘણો રહસ્યમય લાગતો હતો. કુસુમકાન્ત પોતાના મન સાથે વિચારવા લાગ્યો:—"ગયે વર્ષે મિસ ઇલિઝાબેથ જ્યારે બ્હાર ગામ ગયાં હતાં ત્યારે હું જ કુસુમનો શિક્ષક હતો. એ સમયે મ્હારા સહવાસથી તે બિલકુલ શરમાતી નહોતી. ત્યાર પછીથી એનામાં આટલી બધી શરમ કયાંથી આવી ? કોઈ ગુપ્તભાવે એના અંતરમાં પ્રવેશ કર્યો છે કે શું અગર તો તે મ્હોટી થતી જાય છે તેથી તેનામાં સ્ત્રીજાતિની સ્વાભાવિક લજ્જા આવી છે ? ચિત્તોડના પેલા મહાજ્ઞાની—જ્યોતિષશાસ્ત્રીના કથનાનુસાર કુસુમ જ મ્હારા જીવનની શાન્તિદાયિની છે. એના બળ ઉપર જ કિંવા એની સહાયતા ઉપર જ મ્હારું ભાવિ જીવન અવલંબીને રહેલું છે ! જો એ જ્યોતિષશાસ્ત્રી જ્યોતિષ કિંવા યોગવિદ્યા ન જાણતો હોય તો તે કોઇ ઇંદ્રજાળ વિદ્યાનો જાણનાર હોવો જોઇએ; પરંતુ મ્હારા જેવા ભારતમાતાના એકનિષ્ઠ ભક્તે આવા વિચારો શામાટે કરવા જોઇએ ?"

આમ વિચારી કુસુમકાન્તે પાર્વતીની વાતચિત્તમાં લક્ષ્ય આપ્યું. પાર્વતીએ કુસુમકાન્તને તેની આટલાબધા દિવસની ગેરહાજરીનું

કારણ પૂછ્યું. કુસુમકાન્તે ઉત્તર આપ્યો:—"વિવિધ કાર્યોમાં ગુંથાવું પડેલું હોવાથી હું આટલા દિવસ સૂધી આવી શકયો નહોતો."

કુસુમકાન્ત સાહસ એકઠું કરીને શાન્તિલતાની સુવર્ણમુદ્રિકા સંબંધીનો વ્યાપાર એકદમ પાર્વતીને કહી શકયો નહિ. શાન્તિલતાની પ્રાપ્તિ થશે એવી આશાથી એ સઘળી હકીકત આજ સૂધી તેણે ગુપ્ત રાખી હતી.

પાર્વતીએ કહ્યું:—"કુસુમના વિવાહને હવે વિશેષ વિલંબ નથી; તેથી સઘળા પ્રકારે તમારી સલાહ લઇને જ નકી કરવાનો મ્હેં વિચાર રાખ્યો છે."

કુસુમકાન્તે પૂછ્યું:—"કયી તારીખે વિવાહ થશે?"

પાર્વતીએ કહ્યું:—વૈશાખની કૃષ્ણપક્ષ ચતુર્દશીને દિવસે વિવાહ થશે. શાન્તિલતાનો પત્તો નહિ લાગેલો હોવાથી આ વિવાહમાં અમને સહજ પણ સુખશાન્તિ નથી; છતાં આ કર્ત્તવ્યકાર્ય સંપાદન કરવું જોઇએ એમ ધારીને જ કરવામાં આવે છે."

કુસુમકાન્ત:—આ જગતમાં વિધાતાની ઇચ્છા જ પૂર્ણ થાય છે. મનુષ્ય શોક સંતાપ કરે છે તોપણ તેથી કાંઇ ફળ ફળતું નથી.

પાર્વતી:—એમ છે છતાં મન કયાં સમજે છે? કુસુમકાન્તભાઇ! તમને વિશેષ કહેવાની જરૂર નથી. તમે મ્હારા પ્રમોદ સમાન છો. વિવાહકાર્યની સઘળી વ્યવસ્થા તમારે જ કરવાની છે.

કુસુમકાન્તે નમ્રતાથી કહ્યું:—"માતાજી! મ્હને બિલકુલ અવકાશ નથી; છતાં યથાવકાશે હું મ્હારાથી બની શકશે એટલી સહાયતા અવશ્ય કરીશ"

આ વાકયનું સમર્થન પોતાના મને કર્યું નહિ એમ કુસુમકાન્ત સમજી શકયો.

બરાબર આ સમયે ચંદ્રશંકર ત્યાં આવી પહોંચ્યા. આસને ઉપર બેસી થોડી ઘણી વાતચિત કર્યા પછી તેમણે પૂછ્યું:—"રાજપૂતાનામાંથી આવીને તમે પાછા ક્યાં ગયા હતા ?"

કુસુમકાન્તે ઉત્તર આપ્યો: "લૂંટફાટની તપાસ માટે ડિટેક્ટિવ દેવપ્રસાદભાઈ મ્હને તેમની સાથે લઇ ગયા હતા."

ચંદ્રશંકર:—એ તપાસનું કેવું પરિણામ આવ્યું ?

આ પ્રશ્નનો ઉત્તર આપતાં કુસુમકાન્ત સંકોચાયો, કેમ કે તે એમ સમજતો હતો કે, જો તે પોતે લૂંટફાટની સઘળી હકીકત તેમને કહેશે તો શાન્તિલતાની પ્રાપ્તિની અવશિષ્ટ રહેલી આશાનો તેમના અંતરમાંથી નાશ જ થશે; છતાં સુશીલાના કલ્યાણાર્થે એ વાત કહ્યા સિવાય બીજો કોઇ માર્ગ નહોતો.

કુસુમકાન્તને ચિન્તામગ્ન જોઇને ચંદ્રશંકરે કહ્યું:—"કેમ ચૂપ રહ્યા ? લૂંટારાઓ કેદ પકડાયા છે કે ?"

કુસુમકાન્ત:—હા.

ચંદ્રશંકર:—શાન્તિલતાનો કંઈ પત્તો લાગ્યો છે કે ? મ્હને સઘળી હકીકત વિસ્તારથી કેમ કહી સંભળાવતા નથી ?

પછીથી નિરુપાયે કુસુમકાન્તે સુવર્ણમુદ્રિકાના દર્શનથી તે સુશીલાની પ્રાપ્તિ સુધીની સઘળી હકીકત કહી સંભળાવી. સુશીલાનો તેના પતિએ ત્યાગ કરેલો હોવાથી તે નિરાધાર બની ગયેલી છે એ હકીકત પણ તેણે કહી.

પાર્વતી રુદન કરવા લાગી. જ્યાં સુધી આશા હોય છે ત્યાં સુધી સઘળું હોય છે. આશા જ મનુષ્યોના સકળ સંતાપને દૂર કરે છે. આશા જ શોકાગ્નિમાં બળી જતા મનુષ્યના અંતરને થોડા ઘણા અંશે શાન્ત રાખી શકે છે. આશાસુંદરી મનુષ્યના કાનમાં અસં-

ધ્ય મધુર ગીતધ્વનિ સંભળાવે છે !

કુસુમનાં માતાપિતાનું આજે એ આશાનું છેલ્લું અવલંબન છિન્ન થયું પાર્વતીએ રુદન કરતાં કરતાં કહ્યું:—" અરેરે ! મ્હારી શાન્તિ હવે આ સંસારમાં નથી. "

કુસુમકાન્તે પણ એમજ વિચાર્યું હતું; તથાપિ તેમનું સાન્ત્વન કરવાના ઉદ્દેશથી તેણે કહ્યું:—" માતાજી ! દેવી શાન્તિલતા મરી જ ગયાં છે એમ કાંઇ ચોક્કસ કહી શકાય નહિ. "

ચંદ્રશંકરનું અસાધારણ ધૈર્ય જોઇને કુસુમકાન્ત વિસ્મિત બની ગયો. તેણે ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—" ઇશ્વરેચ્છા પૂર્ણ થાઓ. "

થોડા સમય સુધી શાન્ત રહીને, કુસુમકાન્ત પ્રત્યે દ્દષ્ટિપાત કરી ચંદ્રશંકરે પૂછ્યું:—" એ અનાથિની અબળા ક્યાં છે ? "

કુસુમકાન્ત:—હમણાં મ્હેં તેને મિસ ઇલિઝાબેથ પાસે રાખીછે.

પાર્વતી:—અરેરે ! કેવું અસહ્ય દુ:ખ ! એ બિચારીનું હવે શું થશે ?

કુ ુમકાન્ત:—એ સંબંધી હિન્દુસમાજે થોડી ઘણી ઉદારતા રાખવાની જરૂર છે. આ તો સમાજની એક પ્રકારની નિષ્ઠુરતા જ કહેવાય.

પાર્વતી:—કુસુમકાન્ત ! એ અનાથિની રમણીને આશ્રય મળી શકે એવું એકે સ્થાન નથી ?

કુસુમકાન્ત: —તમે જ તેને કૃપાભાવે આશ્રય આપો એવી હું તમને વિનંતિ કરવાને આવ્યો છું.

ચંદ્રશંકર:—ભલે એ અમારે ત્યાં આવીને રહે.

પાર્વતી:—એવી સદ્દગુણી સુંદરીને કોણ આશ્રય ન આપે ?

આટલી વાતચિત થયા પછી સર્વ શાન્ત થયાં. કુસુમકાન્તનાં

નેત્રો ક્યારનાંય એક જણને શોધતાં હતાં. પોતાનો ક્ષુદ્ર શિષ્ય જોવામાં નહિ આવ્યાથી તેણે પૂછ્યું:—" પ્રમોદકિશોર ક્યાં છે ? "

પાર્વતી:—એ રમવા ગયો છે.



## પ્રકરણ ૨૧ મું —પ્રાચીન અને અર્વાચીન ભારત.

બે ત્રણ દિવસથી સુશીલા ચંદ્રશંકરને ત્યાં આશ્રય મેળવીને રહી હતી. તેણે પોતાના વિવિધ સદ્દગુણોથી માત્ર એ ત્રણ દિવસમાં જ સર્વનો સ્નેહ મેળવ્યો હતો.

કુસુમ અને સુશીલા એક એકાન્ત બેઠકખાનામાં બેઠાં હતાં. સુશીલા પોતાના દુર્દૈવની ચિન્તા કરતી ચિન્તામગ્ન સ્થિતિમાં બેસી રહી હતી.

કુસુમે સ્નેહથી સુશીલાના બન્ને હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:—" સુશીલાબ્હેન ! મ્હારી મ્હોટી બ્હેન હોત તો તેને જોઇ તમે ઘણાં આનંદિત થાત. તે સ્વર્ગની દેવી જ હતી. અમે અમારા ભાગ્યદોષથી બ્હેનને ગૂમાવી બેઠા છીએ. "

સુશીલાએ કહ્યું:—" બ્હેન ! સંસારમાં ઇશ્વરેચ્છા બળવતી છે; એમ છતાં અંતર દુઃખિત કેમ થાય છે એ સમજી શકાતું નથી. મ્હારો જ વિચાર કરી જુઓ. પૂર્વજન્મમાં મ્હેં કેટલાં મહાપાપો કર્યાં હશે કે જેના પરિણામે હું મ્હારા જીવનસર્વસ્વ પતિદેવતાના સહવાસસુખથી વંચિતા થઈ ! હવે હું એમના ચરણોની સેવા સુદ્ધાં કરી શકું તેમ નથી. જો પતિની સાથે જંગલમાં આવેલી ઝુંપડીમાં રહેવાનું હોય તો પણ એવી સ્થિતિમાં સતી સ્ત્રી પોતાને ઘણી સૌભાગ્યવતી સમજે છે. મ્હારા—"

આવા સમયે પાર્વતી ત્યાં આવી પહોંચી. સુશીલા શાન્ત થઇ ગઈ. બરાબર આ સમયે એક હાથમાં એક બે કાચી કેરીઓ અને બીજા હાથમાં એક ચપ્પુ લઇને પ્રમોદ પણ ત્યાં આવી પહોંચ્યો, તથા હાથમાંથી કેરીઓ કુસુમને બતાવીને તેણે કહ્યું:—"જો બ્હેન! કેવી ફક્કડ કેરીઓ છે!"

આમ કહીને તે ચપ્પુથી એક કેરી છોલવા લાગ્યો. કેરી છોલતાં છોલતાં ચપ્પુ તેના હાથમાં વાગ્યું અને થયેલા ન્હાના ઘામાંથી લોહી વહી જવા લાગ્યું.

આ પ્રકાર સુશીલાના જોવામાં આવતાં જ તેણે પહેરેલા વસ્ત્રનો એક છેડો ફાડી પ્રમોદની આંગળી ઉપર પાટો બાંધી દીધો. પ્રમોદ હાથમાંની કેરીઓ અને ચપ્પુ ફેંકી દઇ રુદન કરતો હતો. પાર્વતી તેનો હાથ પકડીને પોતાના પતિ પાસે ગઈ.

આવા સમયે કુસુમકાન્તે ચંદ્રશંકરના બેઠકખાનામાં પ્રવેશ કરી, પ્રમોદને રુદન કરતો જોઇને પૂછ્યું:—"કેમ શું થયું છે?"

પાર્વતીએ કહ્યું:—"જુઓંને ભાઇ! એ કેવો તોફાની છે! એનાથી તો હવે હું છેક કંટાળી ગઇ છું!"

કુસુમકાન્તે આસન ઉપર બેસીને કહ્યું:—"બાળકોમાં સ્વાભાવિક જ આવી ચંચળતા હોય છે."

આમ કહી ચંદ્રશંકર તરફ જોઇને તેણે કહ્યું:—"આજે અમારી સભાનું અધિવેશન છે. આપ પધારશો એવો મ્હને દૃઢ વિશ્વાસ છે. હવે આ ચોપડી જુઓ જોઇએ." આમ કહી કુસુમકાન્તે એક ચોપડી ચંદ્રશંકરના હાથમાં આપી.

ચંદ્રશંકર:—આ શાની ચોપડી છે?

કુસુમકાન્ત:—દુષ્કાળ ફંડની.

તરતજ ચંદ્રશંકરે તેમાં પોતાનું નામ લખ્યું અને કહ્યુંઃ—"અત્યારથી જ દુષ્કાળની શરુઆત થઈ?"

કુસુમકાન્તઃ—રાજપૂતાનાના લોકોની જે શોચનીય સ્થિતિનું હું દર્શન કરી આવ્યો છું તેનું વર્ણન મ્હારાથી થઇ શકે તેમ નથી. અમે ત્યાં એક અન્નક્ષેત્ર સ્થાપ્યું છે એ અન્નક્ષેત્રના કાર્યવાહકોએ એમ લખ્યું છે કે, "સત્વર દ્રવ્યની જરૂર પડશે. આ દુષ્કાળફંડ-માં સ્વદેશના ઘણા લોકો મુક્તહસ્તે દાન કરે છે.

ચંદ્રશંકરઃ—છતાં ઘણા ધનવાન્ લોકો આ સંબંધી નિશ્ચિંત પણ રહે છે. આપણા દેશમાં કેટલાક એવા લક્ષાધિપતિઓ પણ છે કે જેઓ દેશની દુર્ગતિ તરફ બિલકુલ લક્ષ્ય આપતા નથી. ગમે એમ હોય; પરંતુ આવાં સઘળાં સત્કાર્યો કરવા બદલ હું તમને કયા શબ્દોથી ધન્યવાદ આપું એ હું પોતે જ સમજી શકતો નથી. તમારા પ્રયત્નોથી જ સ્વદેશનાં અસંખ્ય મનુષ્યોના જીવનનું રક્ષણ થાય છે."

કુસુમકાન્તઃ- અમે સર્વ અમારું માત્ર ભારતમાતાના એકનિષ્ઠ ભક્ત તરીકેનું કર્ત્તવ્ય બજાવીએ છીએ.

ચંદ્રશંકરઃ—નવયુવકોની કર્ત્તવ્યનિષ્ઠા, ઉદ્યમશીલતા તેમજ પ્રયત્નોથી એમ માલૂમ પડે છે કે, દેશીય શિલ્પવાણિજ્યનો અભાવ થોડે ઘણે અંશે અવશ્ય દૂર થશે.

કુસુમકાન્તઃ—અનેક દેશહિતૈષી વ્યક્તિઓ જનની જન્મભૂમિના કલ્યાણાર્થે શિલ્પચર્ચાને માટે આત્મત્યાગ સ્વીકારે છે. અંગ્રેજ ગવર્નમેન્ટની પણ આ સંબંધી વિશેષ સહાનુભૂતિ છે.

ચંદ્રશંકરઃ—ગમે તે પ્રયત્નમાં સિદ્ધિ મેળવવાને માટે ધર્મની જરૂર રહે છે. નવયુવકોના હૃદયના ઉત્તેજિત અને અધૈર્ય ભાવથી

કેટલીક વખતે કાર્યસિદ્ધિમાં અડચણ ઉપસ્થિત થાય છે. ઉન્નતિશીલતાની પણ એક દિશા છે. જેવી રીતે એક મહેલ બનાવવાને માટે તેના દૃઢ પાયાની જરૂર રહે છે તેવી જ રીતે સ્વદેશહિતનું કોઇ પણ કાર્ય કરવા જતાં અતિશય ધૈર્ય અને સાવધાનતાની જરૂર રહે છે. પાયાની દૃઢતા ઉપર જ કાર્યનો સઘળો આધાર છે.

કુસુમકાન્તઃ—આપ પાયો કોને કહો છો?

ચંદ્રશંકરઃ—નૈતિકનિષ્ઠા જ એનો પાયો છે. રાજનૈતિક, સામાજનૈતિક કિંવા અન્ય ગમે તે પ્રકાર તરફ દૃષ્ટિપાત કરો તો માલૂમ પડશે કે, નૈતિકનિષ્ઠાની દૃઢતા જ દરેકને સ્થિર રાખી શક્તિસંપન્ન બનાવે છે. નૈતિકનિષ્ઠાની શિથિલતાથી સ્વદેશોન્નતિના ગમે એટલા પ્રયત્નો કરવામાં આવે તો પણ તે સઘળા વ્યર્થ થયા સિવાય રહે જ નહિ. જગતના ઇતિહાસમાં આવાં અસંખ્ય ઉદાહરણો જોવામાં આવે છે.

કુસુમકાન્તઃ—જ્યાં સુધી બની શકે ત્યાં સુધી નૈતિકનિષ્ઠાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે

ચંદ્રશંકરઃ—સાર્વભૌમક પ્રેમની પણ આવશ્યક્તા છે. એ વળી નૈતિકનિષ્ઠાની એક દિશા છે. દ્વેષ તેમજ હિંસાથી કદાપિ દેશનું કલ્યાણ થવાનું નથી. આ કાલ ભાઇ ભાઇમાં પણ કુસંપ જોવામાં આવે છે. સૌ ભારતમાતાનાં સંતાન છે. માતાનું દુઃખદારિદ્ર દૂર કરવાનો જ સર્વના ઉદ્દેશ હોવો જોઇએ. દરિદ્રતા તેમજ અન્નાભાવથી દેશની ઘણી દુર્ગતિ થઇ છે. શિલ્પવાણિજ્યની ઉન્નતિ સિવાય ભારતવર્ષની ઉન્નતિ થાય તેમ નથી. અથી એની ઉન્નતિ કરવાને માટે સઘળાં ભારતસંતાનોએ એકત્ર થવું જોઇએ. ચાકળીજાનું અગ્રજાગ એકમાત્ર સ્વચ્છ કરી માતૃભક્તિ કરવી જોઇએ.

કુસુમકાન્તઃ—હિંસા અને દ્વેષ જ સર્વસ્વના નાશનું કારણ છે એ માટે કશો સંદેહ નથી. જો ભારતવાસીઓ હિંસા અને દ્વેષનો ત્યાગ નહિ કરે તો તેમનું કલ્યાણ થાય તેમ નથી.

ચંદ્રશંકરઃ—ભારતવર્ષ પુણ્યભૂમિ છે. યુગયુગાન્તરથી ભારતવર્ષ જગતના આદર્શ તરીકે પૂજાય છે. હજારો વર્ષોથી ભારતવર્ષ પ્રીતિ અને ત્યાગના આદર્શરૂપે ગણાય છે. એ જ પરમપવિત્ર ભારતવર્ષમાં જો ગુપ્તહત્યા વગેરે મહાપાપો થાય તો એના જેવા આક્ષેપનો વિષય બીજો એક પણ નથી. ગુપ્તહત્યા અતિશય તિરસ્કારપાત્ર અને નીચતાપૂર્ણ છે. રાજનૈતિક ગુપ્તહત્યા પણ નિન્દનીય છે. જે પાયા ઉપર ઉભા રહીને ભારતવર્ષે આજે પણ પ્રેમબળમાં-પવિત્રતાબળમાં સમસ્ત પૃથિવીમાં શ્રેષ્ઠ આસન મેળવ્યું છે એ પાયો આવાં મહાપાપોથી શિથિલ થઇ જશે. એથી આપણે સભ્ય જગતની સહાનુભૂતિ ગૂમાવી બેસીશું. જે કેટલાક ઉદારચરિત્ર અંગ્રેજો અદ્યાપિ હિન્દનું કલ્યાણ કરવાના પ્રયત્નો કરે છે, તેમની સહાનુભૂતિ પણ ગુપ્તહત્યાથી આપણે ગૂમાવી બેસીશું ભારતનું વિજયી સિંહાસન લોહીથી ભીંજાયલું નથી. પ્રેમપતાકાને આકાશમાં ઉડતી રાખીને જ ભારતવાસીઓએ સમસ્ત વિશ્વ ઉપર જય મેળવ્યો છે જે લોકો ગુપ્તહત્યાના જેવું મહાપાપ કરે છે તેઓ વાસ્તવિક રીતે સ્વદેશના શત્રુઓ જ છે. ભારતના પ્રાણસ્વરૂપ નવયુવકોએ શામાટે એવું મહાપાપ કરી કલંકિત થવું જોઇએ ?

કુસુમકાન્તઃ—રાજદ્રોહી ખૂનીઓનું કદાપિ કલ્યાણ થતું નથી. જેથી દેશમાં આવાં મહાપાપો ન થાય એ માટે સ્વદેશવાસીઓએ એ તરફ સંપૂર્ણ લક્ષ્ય આપવું જોઇએ.

ચંદ્રશંકરઃ—પાપ અને અપવિત્રતાની સાથે યુદ્ધ કરવામાં જ

સત્ય વીરત્વ સમાયલું છે. એ નૈતિકનિષ્ઠાની એક દિશા છે. જાતિ દ્વેષ રાખનાર મહાપાપીઓ દેશને વિનાશના માર્ગ તરફ લઇ જાય છે. સેંકડો કુસંસ્કાર સમાજમાં પ્રવેશ કરી સમાજનો વિનાશ કરવા લાગ્યા છે. એની સાથે સંગ્રામ કરવામાં પણ પ્રવૃત્ત થવું જોઇએ. એમાં જ ખરું વીરત્વ છે.

કુસુમકાન્તઃ—પ્રતીચ્ય પ્રત્નતત્ત્વવિદોના મતાનુસાર ખ્રિસ્તના જન્મની ૬૦૦ વર્ષ પૂર્વે ભારતવર્ષ જ્ઞાનપ્રકાશથી સર્વત્ર પ્રકાશી રહેલું હતું. એ સમયે ભારતવર્ષ અતિ ઉન્નત અવસ્થામાં હતું. ભારતની અસંખ્ય વાણિજ્ય નૌકાઓ મહાન્ સમુદ્રો ઓળંગીને વિદેશમાં જતી હતી. શિલ્પવિદ્યાનો પણ એ સમયે ભારતમાં ઘણો સારો પ્રચાર થયેલો હતો. એ સમયે ભારતનું ધર્મજ્ઞાન પણ અસાધારણ હતું. ભારતની વાણિજ્યનૌકાઓ માત્ર ભારત મહાસાગરમાં જ નહિ કિન્તુ બીજા મહાસાગરો પણ ઓળંગીને વિદેશમાં જતી હતી એ વાર્તાનો અંગ્રેજ ગ્રંથકારોએ પણ સ્વીકાર કર્યો છે. વળી ભારતવર્ષમાં પૂર્વે સંપૂર્ણ ઐક્ય હતું. અલેકઝાંડરની સ્હામે ટક્કર ઝીલી—તેને હાંકી કાઢવાને માટે ભારતવાસીઓએ કેવી રીતે પોતાના આત્માનો ભોગ આપ્યો હતો તેની આલોચના કરવા જતાં સર્વાંગ કંપી ઉઠે છે; તેનો વિચાર કરવા જતાં મસ્તક ભ્રમિત થઇ જાય છે. એ સમયે આપણા દેશના બ્રાહ્મણાદિ જે ઐક્યથી કાર્ય કરતા હતા તે જોતાં આશ્ચર્ય ઉપજ્યા સિવાય રહેતું નથી. એ સમયના બ્રાહ્મણોએ નિઃસ્વાર્થભાવથી જે કાર્ય કર્યું હતું તેથી મહાન્ અલેકઝાંડરને પણ પોતાના સૈન્યસહિત અપાર કષ્ટ વેઠવું પડ્યું હતું. ભારતના પ્રાચીન પુરુષોની કીર્તિકથાઓએ આજે ઉપાખ્યાનનું સ્વરૂપ ધારણ કર્યું છે. જે સમુદ્રયાત્રા એક સમયે આર્યજાતિના ગૌરવનો વિષય હતો,

જે એકથથી એક સમયે સઘળા ભારતવાસીઓ એકત્રિત હતા એ સઘળું આજે ક્યાં છે ? વર્ત્તમાનકાળમાં સમુદ્રગમન કરનારને કેટલીક વખતે પ્રાયશ્ચિત્ત કરવું પડે છે ! આવી રીતે ભારતવાસીઓએ કમળા દેવીને વિદેશમાં પહોંચાડી ભારતની ઉન્નતિનો માર્ગ બંધ કર્યો છે! અરેરે ! આ કાંઇ દેશની ઓછી દુર્ગતિ કહેવાય કે ? !

ચંદ્રશંકરઃ—આ દુર્ગતિનો અંત ક્યારે આવશે એની કલ્પના કરી શકાતી નથી. ભારતવાસીઓનો વિદ્વેષ, અંધતા અને મૂર્ખતા જ આ સઘળા અનર્થોનું મૂળ છે. આજકાલ અનેક સુશિક્ષિત હિન્દુ યુવકો સમાજની કે જાતિની દરકાર રાખ્યા સિવાય પરદેશગમન કરે છે. જો સર્વ આ દૃષ્ટાન્તનું અનુકરણ કરે, અને પ્રાયશ્ચિત્ત નહિ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરે તો સમાજની કઠોરતાનો પણ અંત આવ્યા સિવાય રહે નહિ.

કુસુમકાન્તઃ—સમાજનાં આ સઘળાં કલંકો દૂર ન થાય તો પછી ભારતની ઉન્નતિ ક્યાંથી થઇ શકે ? સ્વદેશની ઉન્નતિ કરવાની કલ્પનાથી જે નવયુવકો પરદેશગમન કરે છે તેમને જે સમાજ પ્રાયશ્ચિત્ત કરાવે છે, પાંચ વર્ષની બાળિકા વિધવા થતાં જે સમાજ તેને કઠોર બ્રહ્મચર્ય પળાવે છે, જે સમાજમાં એંશી વર્ષનો વૃદ્ધ આઠ દશ વર્ષની બાળિકાનો સાથે લગ્ન કરી શકે છે, જે સમાજ આર્ય અબળાઓને ગુલામડીઓ સમજે છે એ સમાજનું કલ્યાણ ક્યાંથી થઇ શકે ?

આવા પ્રકારની બીજી કેટલીક વાતચિત થયા પછી કુસુમકાન્તે કહ્યુંઃ—"ત્યારે હવે હું વિદાય થઉં છું" આમ કહીને કુસુમકાન્ત ચાલ્યો ગયો.

—❋—

## પ્રકરણ ૨૨ મું.—મુદ્રિકાપ્રાપ્તિ.

આજે પ્રમોદકિશોરને પણ તાવ આવેલો હોવાથી તે નિશાળે જઇ શકે તેમ નહોતો. એ તોફાની બાળક આજે નિરુપાયે શય્યાવશ થયો હતો. પ્રમોદકિશોર ઘણો તોફાની હોવાથી આવા સામાન્ય તાવમાં પણ તે તોફાન કર્યા સિવાય શાન્ત રહેતો નહિ; છતાં આજે તેનામાં ઉઠીને ચાલવાની શક્તિ બીલકુલ નહોતી.

સુશીલાની સેવાપરાયણતા જોઇને સર્વ ઘણાં આશ્ચર્યચકિત બની ગયાં. તે આજે પ્રભાતકાળે ઉઠી પ્રમોદકિશોર પાસે બેસી રહી હતી, અને તેના ઔષધાદિની યોગ્ય વ્યવસ્થા કરતી હતી; પરંતુ પ્રમોદને સૂઇ રહેવું નહિ ગમતું હોવાથી થોડા સમયથી સુશીલા તેને કમર ઉપર બેસાડીને ફર્યા કરતી હતી. એવામાં કુસુમે ત્યાં આવી ચઢીને કહ્યું:—"પ્રમોદ ! ત્હેં ઘોડો તો સારો મેળવ્યો છે !"

પ્રમોદ:—બ્હેન ! ચાલો આપણે બાગમાં જઇએ.

ચંદ્રશંકરના મકાનની પાછળ આવેલા વિશાળ બાગમાં વિવિધ પ્રકારની પુષ્પલતાઓ ખીલી રહી હતી. એમાં કેટલાંક ફળફળાદિનાં વૃક્ષો પણ હતાં. ગ્રીષ્મઋતુમાં ચંદ્રશંકર, પાર્વતી, કુસુમ વગેરે આ બાગમાં બેસી શાન્તિ મેળવતાં હતાં; કિન્તુ શાન્તિલતાના અદ્રશ્ય થયા પછી તેઓ હવે પ્રથમની માફક વારંવાર બાગમાં બેસતાં નહોતાં જાણે કે શાન્તિલતાના અભાવથી તેમનો પ્રમોદ ઉદ્યાન શૂન્ય બની ગયો હતો. યથા સમયે માળી આવી બાગનું કામકાજ કરી જતો હતો. પરપુરુષને આ ઉદ્યાનમાં પ્રવેશ કરવાનો અધિકાર નહોતો. પ્રમોદકિશોરને રોજ બાગમાં ફર્યા સિવાય ચેન પડતું નહિ; કિન્તુ આજે તે ચાલી શકવાને અસમર્થ હોવાથી એક ઘોડાની જ-

રૂર હતી; તેથી સુશીલાને આજે તેણે પોતાનો ચોટલો બનાવી હતી!

કુસુમ અને સુશીલા પ્રમોદને લઈ બાગમાં ગયાં. પ્રભાતકાળના સુમધુર મૃદુ વાયુએ તેમના હૃદય તેમજ મનને સ્નિગ્ધ બનાવ્યું. બાગમાં જતાં જ કુસુમની પૂર્વસ્મૃતિ જાગ્રત થઇ; તેથી તે કહેવા લાગીઃ—"સુશીલાબ્હેન! પહેલાં હું મ્હોટી બ્હેનની સાથે આ બાગમાં આવી ઘણોખરો વખત બેસતી હતી. બાગની પુષ્પલતાઓ ઉપર મ્હોટી બ્હેન સ્નેહથી જળસિંચન કરતી હતી. આ બાગમાંની પ્રત્યેક વસ્તુ તો પહેલાંના જેવી જ રહી છે; કિન્તુ મ્હોટી બ્હેન કયાં છે? અમે ભાઇ બ્હેનો સાથે જ પુષ્પો ચુંટતાં હતાં, માળા ગુંથતાં હતાં; અહીં બેસી વિવિધ પ્રકારનો વાર્તાલાપ કરતાં હતાં. એ સુખના દિવસો બ્હેનની સાથે કયાં અદ્રશ્ય થઇ ગયા? અરેરે! મ્હારી પ્રેમમયી બ્હેન ક્યાં હશે?" આટલું બોલતાં બોલતાંમાં તો કુસુમનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વર્ષવા લાગી.

સુશીલાએ કહ્યુંઃ—"કુસુમબ્હેન! આ સંસારમાં સુખી કોણ છે? હું પણ કેવી અભાગિની છું!"

આ સમયે પ્રમોદકિશોરે કહ્યુંઃ—"સુશીલાબ્હેન! મ્હને એક કેરી પાડી આપોને."

કુસુમે કહ્યુંઃ—"તમે કેરી પાડો એ સમય દરમ્યાન હું થોડાં પુષ્પો ચુંટું."

બાગમાં વિવિધ પ્રકારનાં સુગંધિત પુષ્પો ચારે તરફ પોતાની સુગંધનો, વાયુદેવતાની સહાયતાથી વિસ્તાર કરી રહ્યા હતાં. કુસુમ પુષ્પો ચુંટવા લાગી. પ્રકૃતિના માધુર્યપૂર્ણ સૌન્દર્યથી તેનો પ્રાણ ભરાઈ ગયો. તેની શોકસ્મૃતિ થોડા ઘણા અંશે દૂર થઇ.

સુશીલા પ્રમોદકિશોરને કેરી પાડી આપવા માટે આંબા પાસે

ગઇ હતી. કુસુમ એક ગુલાબના છોડ પાસે ઉભી રહીને ગુલાબપુષ્પ ચુંટતી હતી એટલામાં તેની નજર નીચી વળી તો તેણે ત્યાં એક મુદ્રિકા પડી રહેલી જોઇ. કુસુમે એ મુદ્રિકા ઊંચકી જોઇ તો તેના ઉપર ' કુસુમકાન્ત ' નામ ગુજરાતીમાં લખેલું તેના વાંચવામાં આવ્યું. કુસુમ ઘણી આનંદિતા થઇ. કુસુમને સુવર્ણમુદ્રિકાઓનો અભાવ નહોતો છતાં તેનું અંતર આનંદિત કેમ થયું ? કુસુમને એમજ લાગ્યું કે, જાણે આ મુદ્રિકામાં ઘણું જ માધુર્ય સમાયલું છે. તેણે પોતાના મન સાથે વિચાર્યું:—" આ વિધાતાનું દાન છે. આ સુવર્ણમુદ્રિકાની અર્ચનાથી મ્હારા દુર્બળ હૃદયમાં બળ આવશે જ. "

પરદ્રવ્યને સ્પર્શ કરવો એ નીતિશાસ્ત્ર વિરુદ્ધ છે. છતાં કુસુમે આ વસ્તુને વિધાતાનું દાન કેમ ધાર્યું ? આ પ્રશ્નનો ઉત્તર એક માત્ર પ્રેમ જ આપી શકે તેમ છે.

કુસુમકાન્તને આ સુવર્ણમુદ્રિકા તેની સ્વર્ગવાસિની ફોઇએ આપી હતી. માતૃસ્વરૂપિણી ફોઇએ આપેલી આ મુદ્રિકાને તેના સ્મૃતિના ચિહ્નસ્વરૂપ સમજી, કુસુમકાન્ત તેને હમ્મેશાં પોતાની આંગળીમાં પહેરી રાખતો હતો. ઉમ્મર વધ્યાથી અને શરીર પ્રથમના કરતાં સહજ વિશેષ પરિપુષ્ટ થયાથી એ મુદ્રિકા હમણાં થોડા સમયથી તે અનામિકા ઉપર પહેરી શકતો નહોતો; તેથી કનિષ્ઠ આંગળીમાં જ તે એ મુદ્રિકા પહેરતો હતો. એ મુદ્રિકા કનિષ્ઠ આંગળીમાં સહજ મ્હોટી પડતી હોવાથી ગઇ કાલે જ્યારે તે ઘેર ગયો ત્યારે બાગમાં પડી ગઈ હતી. આ સુવર્ણમુદ્રિકા સાથે કુસુમકાન્તની એક દુઃખમયી સ્મૃતિ સંબંધ ધરાવતી હતી એનું કુસુમને જ્ઞાન નહોતું. તે તો વારંવાર આનંદિત વદને એ મુદ્રિકા ઉપરનુ નામ વાંચવા લાગી ! કુસુમ ! આ તું શું કરે છે ? આ તો પરદ્રવ્ય છે ! કિન્તુ કુસુમનો અંતરાત્મા

તો તેને સેંકડોવાર 'આપણી છે' 'મુદ્રિકા આપણી છે' એમ કહેવા લાગ્યો.

ફેરીઓ પાડી રહ્યા પછી પ્રમોદે સુશીલાને ઉદ્દેશીને કહ્યું:—
" સુશીલાબ્હેન ! થોડાં પુષ્પો માળા ગુંથવાને ચુંટી લાવોને."

ત્યાં આગળ પડેલા એક આસન ઉપર સુશીલા પ્રમોદને બેસાડી પુષ્પો ચુંટવા ગઇ. સુશીલાને જોઇ તેની પાસે જઇને કુસુમે ને કહ્યું:—" સુશીલાબ્હેન ! મ્હને એક અપૂર્વ વસ્તુ મળી આવી છે.!"

સુશીલાએ પુષ્પો ચુંટતાં ચુંટતાં કહ્યું:—" કેમ શું મળ્યું છે, કુસુમબ્હેન ?"

કુસુમ:—રાજાની વીંટી.

સુશીલા સહજ વિસ્મિત થઇને કહ્યું:—" રાજાની વીંટી મ્હને બતાવો જોઇએ ! "

આમ કહી પોતાના હાથમાંનાં કેટલાંક પુષ્પો પૃથિવી ઉપર મૂકી સુશીલા એ સુવર્ણમુદ્રિકા હાથમાં લઇને બરાબર જોવા લાગી. પછી તેણે કહ્યું:—" આ તો કુસુમકાન્તભાઇની મુદ્રિકા છે; તેથી તેઓ આવશે એટલે આપણે તેમને પાછી આપી દઇશું. "

કુસુમ:—ના, આ મુદ્રિકા હવે મ્હારી પોતાની થયેલી હોવાથી હું તેમને પાછી નહિ જ આપું.

સુશીલા:—કુસુમબ્હેન ! આ મુદ્રિકા તમારી કેવી રીતે થઇ ?

કુસુમ:—આ 'રાજાની વીંટી છે !' 'રાજાની વીંટી' નો અર્થ એ છે કે, એ જ્યારે જેના હાથમાં જાય ત્યારે તેની થાય. 'રાજાની વીંટી' ની વાર્ત્તા તમે જાણતાં નથી. એક રાજકુમારે જંગલમાં ફરવા જતાં પોતાની વીંટી ખોઇ નાંખી. બીજી એક રાજ કન્યાને એ વીંટી મળી આવી. રાજકન્યાએ પૂછ્યું:—'વીંટી, તું કોની છે ?' વીંટીએ ઉત્તર આપ્યો:—' હું રાજાની વીંટી છું; પરંતુ હું

જ્યારે જેના હાથમાં હોઉં છું ત્યારે તેની જ ગણાઉં છું, હું પહેલાં રાજકુમારની હતી, હવે તમારી છું.'

સુશીલા:—કુસુમબ્હેન ! તમે આ રહસ્ય જવા દો. કુસુમકાન્તભાઇ જ્યારે આપણે ત્યાં આવે ત્યારે આ મુદ્રિકા યાદ લાવીને તમે તેમને પાછી આપજો.

કુસુમ:—હું બિલકુલ રહસ્ય કરતી નથી.

સુશીલા:—તમે શું કહો છો ?

કુસુમ:—પ્રાચીનકાળમાં 'રાજાની વીંટી' વાતચિત કરી શકતી હતી. હવે શું તેની વાકશક્તિ ગૂમ થઇ ગઇ છે ? એમ નથી. હવે એની વાર્ત્તા સૌ સાંભળતાં નથી. હું એની વાર્ત્તા સ્પષ્ટ સાંભળી શકું છું. મ્હેં જ્યારે એને પૂછ્યું કે, 'વીંટી, તું કોની છે ?' ત્યારે તેણે મ્હારા કાનમાં ઉત્તર આપ્યો કે, 'પહેલાં હું કુસુમકાન્તની હતી, હવે તમારી છું.

આમ કહી કુસુમ નીચું જોઇ શાન્ત બેસી રહી. સુશીલા કુસુમની વિચારમગ્ન મુખમુદ્રા તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહી. તેણે જોયું કે, કુસુમકાન્તનું નામ ઉચ્ચારી કુસુમની મુખમુદ્રા શરમથી લાલચોળ બની ગઇ હતી.

સુશીલાએ સ્નેહથી કુસુમનો એક હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:—"કુસુમબ્હેન !"

કુસુમ:—કેમ શું છે ?

સુશીલા:—તમે મ્હને સત્ય હકીકત કહેશો કે ?

કુસુમનું મુખમંડળ લજ્જાથી વિશેષ લાલચોળ બની ગયું. તેણે નીચું જોઇ રહીને પૂછ્યું:—"શી હકીકત ?"

સુશીલા:—મ્હારી પાસે શામાટે છુપાંવો છો ?

કુસુમે આ સમયે એક ગાઢ નિશ્વાસ મૂક્યો.

સુશીલાએ કુસુમને દૃઢ આલિંગન કરીને કહ્યું: "બ્હેન! આજે તમારે મ્હને સઘળી સત્ય હકીકત કહેવી પડશે."

આ સ્નેહ તેમજ સહાનુભૂતિ પૂર્ણ વચનોથી કુસુમનું કોમળ હૃદય દ્રવિત થયું. તેના હૃદયનું બંધ દ્વાર કોઇ જાણે કે પોતાના કોમળ હસ્તથી ધીમેથી ઉઘાડવા લાગ્યું. કુસુમનાં નયનયુગલમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. એ પોતાના અશ્રુજળને મહા મહેનતે પણ અટકાવી શકી નહિ.

સુશીલાએ કહ્યું:—"કુસુમબ્હેન! તમે મ્હને તમારાથી ભિન્ન સમજો છો?"

કુસુમ કાંઇ ઉત્તર આપી શકી નહિ. તેના શાન્ત અશ્રુજળથી સુશીલાનું વક્ષસ્થળ ભીંજાવા લાગ્યું.

સુશીલા પ્રભાતસમયના એ સ્નિગ્ધ ઉજ્વળ પ્રકાશમાં કુસુમના અંતરના સઘળા ગુપ્તભાવ જાણે કે સમજી શકી. આજે આ નિર્જન ઉદ્યાનમાં, પ્રકૃતિના અમૃતમય ભાવરાજ્યમાં, શાન્ત ભાષામાં આ બે સમાન વયની તરુણીઓની શી વાતચિત થઇ એ બીજું કોઇ સમજી શકે તેમ નથી.



## પ્રકરણ ૨૩ મું.—સુશીલાની સેવાપરાયણતા.

ચંદ્રશંકરને ત્યાં સુશીલાને કશો અભાવ નહોતો. સ્નેહમયી ઉદારહૃદયા પાર્વતી તેના ઉપર પોતાની પુત્રી જેટલો પ્રેમ રાખતી હતી. ભાગ્યનીભયંકરતાથી દુઃખિતા સુશીલાના શુષ્કબની ગયેલા હૃદયને પાર્વતીએ સ્નેહસુધાના સિંચનથી થયેલી સંજીવિત કરવાનો

પ્રયત્ન કરવા માંડયો.

આ સંસારમાં પ્રેમ જ માનવનું જીવન છે. પ્રેમ મૃતદેહનો પ્રાણુ છે. પ્રેમ જ અવસન્ન દેહમાં શક્તિ લાવે છે. જો પ્રેમ ન હોત તો આ સંસાર મરુભૂમિ બની જાત. રમણીના અમૃતપ્રુત હૃદયમાંથી જ પ્રેમના તરંગો ઉછળે છે. મૂર્ત્તિમતી પ્રીતિ અને પવિત્રતારૂપિણી નારી, વિવિધ હિંસક પ્રાણિથી પરિપૂર્ણ એવા સંસાર અરણ્યમાં વિચરણુ કરીને એમાં અનેક સ્થળે સ્વર્ગનાં પારિજાત પુષ્પોનો વિકાસ કરે છે; મરુભૂમિને અમૃતમયી બનાવી રાખે છે.

કુસુમ હમ્મેશાં સુશીલાની પાસે રહીને વ્યથિત ચિત્તને આનંદિત કરવાના પ્રયત્નો કર્યા કરતી હતી. કોઇ એમ સમજતું નહોતું કે, સુશીલા આ સ્થળે કૃપાભિખારિણી થઇને રહેતી હતી. કુસુમે પોતાના હૃદયનો સઘળો સ્નેહ સમર્પણુ કરીને સુશીલાને પોતાની કરી લીધી હતી.

સુશીલા તો ચંદ્રશંકરના વિશાળ મકાનની સાજ સજ્જા જોઇને અવાક બની ગઇ હતી. આવું મ્હોટું મકાન કદાપિ તેના જોવામાં આવ્યું નહોતું. સર્વત્ર સુવ્યવસ્થા જોવામાં આવતી હતી. કોઇ પણુ જાતની ગરબડ કે ગેરવ્યવસ્થા કદાપિ જોવામાં આવતી નહિ, પાર્વતીનાં ગૃહકાર્યની નિપુણુતા, તેની ક્ષમાશીલતા અને પ્રકૃતિનું મનોહર માધુર્ય તથા ધર્મનિષ્ઠા આદિ સદ્‌ગુણોથી પરિવારમાં એક પ્રકારની શાન્તિ વિરાજી રહી હતી. તે જેવી રીતે પુત્ર કન્યાની માતા હતી તેવી જ રીતે દાસ દાસીની પણુ માતા હતી.

આમ છતાં સુશીલા સમક્ષ સઘળું શૂન્ય હતું એક પ્રકારની શૂન્યતાએ તેને ઘેરી લીધી હતી. એક અમૂલ્ય રત્ન જતું રહેવાથી તેનું સકળ સર્વસ્વ જતું રહ્યું હતું. સેંકડો વખત તે પોતાના

મનને એવો પ્રશ્ન પૂછતી હતી કે, કયાં પાપોને લીધે તેની આવી દુર્દશા થઇ હતી? કયા જન્માન્તરમાંથી અસંખ્ય અભિશાપ લઇને તે આ પૃથિવીમાં અવતરી હતી ? આવા વિચારો કરી કરીને તે વારંવાર એકાન્તમાં શાન્ત રુદન કરતી હતી.

સુશીલાની હૃદય વેદનાથી કરુણામયી પાર્વતીનો પ્રાણ વ્યથિત થતો હતો. તે કેટલીક વખત સુશીલાની પાસે બેસીને સ્નેહસૂચકસ્વરે કહેતી હતી કે:—" બ્હેન ! એક માત્ર પરમાત્મા સિવાય મનુષ્યનું અન્ય કોઇ નિકટનું આત્મીય નથી. તું પરમાત્માને જ ત્હારો પ્રાણ સમર્પણ કરવાનો પ્રયત્ન કર. એ જ જીવનું એક માત્ર સાંત્વનાનું સ્થાન છે. "

ઉપદેશ મનુષ્યના શોકથી બળી જતા પ્રાણમાં જેવું કાર્ય કરી શકે છે તેવું કાર્ય બીજું કોઇ કરી શકતું નથી. પાર્વતી વિવિધ પ્રકારનો ઉપદેશ આપીને સુશીલાનું સાંત્વન કરતી હતી. સુશીલાને તો એમજ લાગ્યું કે, તેની સ્વર્ગવાસિની માતા તેને આવી અનાથ સ્થિતિમાં સ્નેહથી આશ્રય આપવા માટે આ સંસારમાં પુનઃ પાર્વતીસ્વરૂપે આવી છે. સુશીલા તેને 'બા' કહીને જ બોલાવતી હતી.

પાર્વતીના કહેવાથી કુસુમની સાથે સુશીલાને પણ મિસ ઇલિઝાબેથ શિક્ષણ આપતી હતી. તેમનો અભ્યાસ થઇ ગયા પછી તે તેમને પાશ્ચાત્ય મહિલાઓનાં ઉન્નત જીવનવૃત્તાંત તથા તેમના અદ્ભુત આત્મત્યાગની કથાઓ હૃદયભેદક ભાષામાં કહી સંભળાવતી હતી. એ વાર્ત્તાઓ સાંભળતાં સુશીલા આત્મભાન ભૂલી જતી હતી. તેના શોકાંધકારાચ્છાદિત હૃદયમાં એક નવીન ઉજ્વળ પ્રકાશનો વિસ્તાર થયો. ધીમે ધીમે તેના હૃદયરાજ્યમાં એક નૂતન દ્વાર ઉઘડવા માંડયું.

સુશીલાએ પોતાનું સઘળું દુઃખ દાબી દેવાના પ્રયત્નો કરી, કામકાજમાં લક્ષ્ય આપવા માંડ્યું. તેની સેવાપરાયણતા જોઇ સર્વ અતિ સંતુષ્ટ થયાં. પ્રમોદકિશોર ઉપર તે નીસ્સીમ પ્રેમ રાખતી હતી. તે તેને પ્રસન્ન રાખવાના પ્રયત્નો કર્યા કરતી હતી. કુસુમને પોતાની સગી બ્હેન બરાબર ગણતી હતી. સુશીલાના આ સઘળા સદ્ગુણો જોઇને ચંદ્રશંકર પણ અતિ આનંદ પામતા હતા.



## પ્રકરણ ૨૪ મું.—સતી સાધ્વીનો સ્વામીસ્નેહ.

જ્યોતિર્મયી ચંદ્રિકા પૂર્ણતેજથી પ્રકાશી રહી હતી ચંદ્રદેવમાંથી પૃથિવી ઉપર જાણે કે સુધાધારા વર્ષી રહી હતી કુસુમ અને સુશીલા એક પ્રકારના ધ્યાનમાં નિમગ્ન બની ગઇ હતી. બન્ને જણાં પ્રાકૃતિક માધુર્યનું મુગ્ધદૃષ્ટિથી દર્શન કરતી હતી. સુશીલા સ્વગત વિચારતી હતી કે, "શ્રીનારાયણનું ધ્યાન ધરી રાત્રિ દિવસ હું મ્હારા અંતરને શાન્ત રાખવાનો પ્રયત્ન કરું છું; છતાં પતિદેવતાને ભૂલી જઇ હું પરમાત્માનું ધ્યાન ધરી શકતી નથી. જ્યારે જ્યારે હું પરમાત્માનું ધ્યાન ધરું છું ત્યારે ત્યારે પતિદેવતાની મૂર્ત્તિ જ મ્હારા અંતરમાં ઉપસ્થિત થાય છે. મ્હેં મ્હારા અંતરમાંથી વાસનાનો ઘણા કાળથી ત્યાગ કર્યો છે. જે હૃદયમાં વાસના હોય છે તે હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થતો નથી."

સુશીલા સ્વગત આમ વિચારતી હતી એવામાં કુસુમે કહ્યું:—"સુશીલાબ્હેન!"

સુશીલા વિચારમગ્ન હતી. કુસુમનું સંબોધન તે સાંભળી શકી

નહિ. કુસુમે પુનઃ કહ્યું:—" સુશીલાબ્હેન ! કેવી ચમત્કારિક જ્યો- ત્સ્ના પ્રકાશી રહી છે !

સુશીલા: - હા, ઘણી જ ચમત્કારિક !

કુસુમ:— બ્હેન ! કહો જોઇએ કે, જ્યોત્સ્નાથી પણ વિશેષ સુંદર કોણ છે ?

સુશીલા:— એ વાત તમે જ કેમ કહેતાં નથી ?

કુસુમ:—એક દિવસે આવી જ્યોતિર્મયી રાત્રે અમે ત્રણ ભાઇ બ્હેન અગાસીમાં બેઠાં હતાં. ત્યારે મ્હોટી બ્હેને એમ કહ્યું હતું કે, 'મનુષ્યનો પ્રાણ જ્યોત્સ્નાથી પણ વિશેષ સુંદર થઇ શકે છે' એ વાકયનો મર્મ એ સમયે હું સમજી શકી નહોતી હવે હું ખરેખર સમજી શકું છું કે, એક જણનું હૃદય આ જ્યોત્સ્નાથી પણ કેટલું બધું સુંદર—

કુસુમ આ વાક્ય પૂર્ણ બોલી શકી નહિ. તે શરમાઇ જઈ નીચું જોઇ રહી. સુશીલા અદ્યાપિ વિચારમગ્ન સ્થિતિમાંથી સ્વસ્થ થઇ નહોતી; નહિ તો તે જોઇ શકત કે, આ કોમળ કિશોરી કુસુમના હૃદયદર્પણમાં એક તરુણ સુંદર છબી સ્પષ્ટ રીતે પ્રતિબિંબિત થયેલી હતી !

સુશીલાએ કહ્યું:—" કુસુમબ્હેન ! આ જ્યોત્સ્નાની વિમળ સૌન્દર્યલહરીમાં હું એક જણના હૃદયના સૌન્દર્યને અનુભવું છું. એ મ્હારા સ્વામીદેવતા છે. તેમનો પ્રાણ આ જ્યોત્સ્ના કરતાં પણ વિશેષ નિર્મળ છે. "

કુસુમ:—બ્હેન ! આજે હું તમને એક વાત કહીશ. તમે મ્હારાં બ્હેન છો. મ્હોટી બ્હેન મ્હારા ઘણા અપરાધોની મ્હને ક્ષમા આપતી હતી ત્યારે પછી તમે મ્હને ક્ષમા નહિ આપો કે ?

સુશીલાએ સહજ હસીને કહ્યું:—" તમારે જે વાત કહેવી હોય તે કહી નાખોને."

કુસુમ:—તમારો ત્યાગ કરતાં તમારા પતિને સહજ પણ કષ્ટ થયું નહિ?

સુશીલાનું મ્હોં ગંભીર બની ગયું. ધીમે ધીમે તેણે ઉત્તર આપ્યો:—" કુસુમબ્હેન! એ મ્હારા ભાગ્યનો દોષ છે. મ્હારા ભાગ્યદોષથી જ હું આવું દુ:ખ વેઠું છું. સર્વ પોતપોતાના કર્મોનું ફળ ભોગવે છે.

કુસુમ:—તમારા ઘરમાં તમારા પતિને સમજાવે એવું કોઈ માણસ નહોતું?

સુશીલા:—મ્હારાં એક સાસુ છે. તેઓ મ્હારા ઉપર અપાર પ્રેમ રાખે છે. મ્હને પોતાની પુત્રી સમાન સમજે છે, તથા મ્હારાં એક વિધવા નણંદ તેમનાં સંતાનો સહ મ્હારે ત્યાં રહે છે. તેઓ પણ મ્હારા ઉપર સગી બ્હેનના જેટલો પ્રેમ રાખે છે.

કુસુમ:—ત્યારે તમને ઘરમાંથી કાઢી મૂકતાં તેમને પણ બિલકુલ દુ:ખ ન થયું?

સુશીલા:—દુ:ખ થાય તોપણ તેઓ શું કરે? જો તેઓ મ્હને ઘરમાં રાખે તો મ્હારે લીધે સમાજમાં તેમને જાતિભ્રષ્ટ થવું પડે.

કુસુમ:—ત્યારે આત્મીય સ્વજનો કરતાં સમાજ વિશેષ ગણાય છે કે? આજે જો મ્હારી મ્હોટી બ્હેન આવે તો અમને કેટલોબધો આનંદ થાય? સમાજનો ભય રાખી અમે કદાપિ બ્હેનને ઘરમાંથી કાઢી મૂકીએ નહિ.

સુશીલા:—સઘળો મ્હારા ભાગ્યનો જ દોષ છે. કુસુમબ્હેન! આપણે બીજાને શામાટે દોષ દેવો જોઈએ? મ્હારા પતિદેવના પો-

તાના પ્રાણ કરતાં પણ મ્હને વિશેષ વ્હાલા હતા. અદ્યાપિ તેઓ સુખમાં છે, અને તેમના સુખમાં જ મ્હારા સુખનો સમાવેશ થયેલોછે

કુસુમઃ—તેઓ જ્યારે તમને વ્હાલા હતા ત્યારે પછી તેમણે તમને આશ્રય નહિ આપતાં શામાટે કાઢી મૂક્યાં ?

સુશીલાઃ—બ્હેન ! તેઓ નિરુપાય છે તેઓ કેવા ધર્મસંકટમાં પડી મ્હને આશ્રય આપી શક્યા નથી એ હું સારી રીતે સમજી શકી છું.

કુસુમ શાન્ત રહી. તેનો કોમળ પ્રાણ સહાનુભૂતિપૂર્ણ બની ગયો. તેણે સ્વગત વિચાર્યું:—" ખરેખર, સુશીલાનું હૃદય ઘણું મહાન્ છે."

આસમાની આકાશમાં ચંદ્રદેવ જાણે કે, એક પ્રેમરાજ્યનો વિસ્તાર કરતા હતા. એ પ્રેમરાજ્યમાં બેસી એ પ્રેમપૂર્ણ હૃદય ઉભયના ભાવનો વિનિમય કરવા લાગ્યાં.

સુશીલાએ કુસુમનો એક હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:—" કુસુમબ્હેન ? "

કુસુમઃ—કેમ શું છે ?

સુશીલાઃ—પેલી વાત કહોને.

શરમથી કુસુમનું મ્હોં લાલચોળ બની ગયું. તે ચૂપકીદી ધારણ કરી બેસી રહી. સુશીલાએ તેના કપાળ ઉપર કોમળ કરસ્પર્શ કરીને કહ્યું:—" મ્હારી આગળ શી શરમ છે ? "

કુસુમ ધીમે ધીમે કાંઈ કહેવા જતી હતી એવામાં સુમતી નામની દાસીએ ત્યાં આવી ચઢીને હાસ્યમુખે કહ્યું:—"બ્હેન! એક શુભ સમાચાર કહું ! તમારા વર તમને જોવા આવવાના છે ! "

કુસુમે વિરક્ત બની જઇને કહ્યુઃ—" વારું, તું અહીંથી જા."

સુમતિ કુસુમની વિરક્ત કળી જઈ, વિશેષ કાંઈ નહિ બોલતાં ત્યાંથી ચાલી ગઈ. કુસુમ અને સુશીલા પણ વખત વીતી ગયેલો હોવાથી નીચે ગયાં.



## પ્રકરણ ૨૫ મું.—સ્વપ્નદર્શન.

બપોરના અગીઆર વાગ્યા હતા. પ્રમોદકિશોર વિદ્યાલયમાં ગયો હતો. સુશીલા સ્નાન કરી પૂજાપાઠ કરતી હતી. ચંદ્રશંકર જમી પરવારી શય્યાવશ થયા હતા. કુસુમ તેમની પાસે બેસીને વાયુ ઢોળતી હતી. લગભગ અડધા કલાક પછી ચંદ્રશંકર શય્યાનો ત્યાગ કરી બ્હાર ચાલ્યા ગયા. કુસુમ એક એકાંત ઓરડામાં જઇ બારણાં બંધ કરીને બેઠી. તેના હાથમાં કુસુમકાન્તની મુદ્રિકા હતી. તેનું મુખમંડળ સ્થિર તેમજ ગંભીર હતું. હૃદય અસ્થિર તેમજ ચંચળ બની ગયું હતું.

પ્રિય વાંચકબંધુઓ! તમે શું વસ્તુના ગુણનો અસ્વીકાર કરો છો? ખરી રીતે જોવા જતાં દરેક વસ્તુની એક શક્તિ છે. હાથમાં કલમ લઇએ છીએ તો લખવાની ઈચ્છા આપોઆપ થાય છે. હથિયાર ગ્રહણ કરીએ છીએ તો કાંઇ કાપવાની ઇચ્છા છે આપોઆપ થાય છે. આજ વસ્તુનો ગુણ હરિના નામનો જાપ જપવાની ઇચ્છા આપોઆપ અંતરમાં ઉદિત થાય છે. આ વસ્તુનો ગુણ છે; માટે સાધકો વિલાસસામગ્રીનો પરિત્યાગ કરી ભગવાં વસ્રો પહેરે છે; મનને ચંચળ બનાવે એવી વસ્તુઓથી નિરંતર દૂર રહે છે.

કુસુમકાન્તની નામાંકિત મુદ્રિકાનો સ્પર્શ થતાં જ કુસુમ જાણે કે એક પ્રકારનું અપૂર્વ હૃદયબળ અનુભવવા લાગી આ જડ વસ્તુ

કુસુમની પાસે ચૈતન્યમય બની ગઇ.

કુસુમનું હૃદય ઘણું ચિન્તામગ્ન હતું. તેનાં નયનયુગલમાંથી સતત અશ્રુધારા વર્ષતી હતી. તે સુવર્ણમુદ્રિકાને સંબોધીને કહેવા લાગી:— "હે મુદ્રિકા! આજ સુધી ત્હેં એક પરમપવિત્ર હસ્તમાં રહીને ઘણી પવિત્રતા મેળવી છે; તેથી તું મ્હને પણ કિંચિત્ પવિત્રતા અર્પણ કર. ત્હેં અત્યાર સુધી એક ધર્મબળથી બળવાન્ પુરુષની પાસે રહીને ઘણું હૃદયબળ મેળવ્યું છે, તો તું મ્હારા હૃદયમાં થોડું બળ અર્પણ કર. એ બળથી હું સમસ્ત પ્રતિકૂળતાનાં ઉપર વિજય મેળવીશ."

આ સમયે સુશીલાએ પૂજાપાઠથી નિવૃત્ત થઇ ત્યાં આવી એ ઓરડાનાં બારણાં હલાવીને કહ્યું:—"કુસુમ!"

કુસુમે ધીમેથી ઉઠી દ્વાર ઉઘાડ્યાં એટલે સુશીલા તેનો હાથ પકડીને તેને જમવા લઈ ગઇ.

એ રાત્રે શય્યામાં સૂઇ રહ્યા પછી કુસુમ નિદ્રાધીન થઇ શકી નહિ. આજે તેના વિચારોનો અંત જ આવતો નહોતો. શય્યામાં સૂઇ રહીને વ્યાકુળતાથી તે વિચારવા લાગી:—"અરેરે, હું કેવી મૂર્ખ છું! ઘણી સાધ્વી સન્નારીઓએ ધર્મરક્ષણને માટે સળગતી ચિતામાં બળી મરીને પોતાની જીવનલીલા પૂર્ણ કરી હતી, ત્યારે હું મ્હારા ધર્મનું રક્ષણ કરવાને માટે શરમનો ત્યાગ ન કરી શકું કે? મ્હને ધિક્કાર છે! હવે હું શું કરું? એક બાજૂએ ધર્મ છે અને બીજી બાજુએ લજ્જા, ભય, કુળ, માન તેમજ યશ છે. એ બન્નેમાંથી મ્હારે કયી બાજૂએ જવું?" આ સમયે વિવેકે કુસુમના અંતરને આઘાત કરીને કહ્યું:—"એક તરફ અનન્ત બ્રહ્માંડ છે અને બીજી તરફ ધર્મ છે એ અનન્ત બ્રહ્માંડની પણ ધર્મ સાથે તુલના થઇ શકતી નથી."

આવા પ્રકારની ચિંતાથી સમસ્ત રાત્રિ કુસુમે જાગ્રત અવસ્થામાં જ પસાર કરી. રાત્રિ પૂર્ણ થવા આવી એટલે તેણે એક સ્વપ્ન જોયું. જાણે કે તે પોતે પહાડી પ્રદેશમાં આવેલા એક જંગલમાં ફરતી હતી એ જંગલમાં અનેક ફળ, ફુલ અને સુંદર તરુલતાઓ આવેલી હતી કોઇ કોઇ સ્થળે સ્વચ્છ જળથી પરિપૂર્ણ ઝરાઓ આવેલા હતા, છતાં એ જંગલમાં બીજું એકકે મનુષ્ય નહોતું વચ્ચે વચ્ચે પંખીઓનો મધુર ધ્વનિ અને ભ્રમરોનો ગુંજારવ સાંભળવામાં આવતો હતો વસન્તનો મૃદુ મલયાનિલ ધીમે ધીમે પ્રવાહિત થઇને તેના પ્રાણમાં એક પ્રકારની મધુરતાનું સિંચન કરતો હતો કુસુમ વનદેવીની માફક એ અરણ્યમાં ફરવા લાગી. ચાલતાં ચાલતાં તે એક અંધકારમય બીહામણુ ગુહા જોઇ શકી. તે અસ્થિરતાથી એ ગુહામાં પડી જવાને તૈયાર થઈ.

આ સમયે વાદળાઓની વચ્ચે આવેલી અચળ સૌદામિનીની માફક એક જ્યોતિર્મયી સંન્યાસિની અરણ્યમાંથી એકાએક એ સ્થળે આવી પહોંચી સંન્યાસિનીની તેજ:પુંજ કાન્તિથી ચોતરફ પૂર્ણતેજનો વિસ્તાર થઇ ગયો. કુસુમે આશ્ચર્યચકિતા થઇ જઇને જોયું કે એ સંન્યાસિની બીજી કોઇ નહિ પણ દેવીસ્વરુપિણી શાન્તિલતાજ હતી કુસુમના અંતરમાં આ સમયે કેવા ભાવનો ઉદય થયો એ અમે જણાવી શકતા નથી. તેની નસેનસમાં ત્વરિતગતિથી શોણિતધારા વહેવા લાગી. આત્મવિસ્મૃત બની જઇને તે કાંઇ બોલવા જતી હતી; કિન્તુ બોલી શકી નહિ તેનો કંઠ રુંધાઈ ગયો.

સંન્યાસિનીએ દ્દઢતાથી કુસુમનો હાથ પકડયો. તેનાં નેત્રોમાં જાણે કે વિજળી ચમકવા લાગી. તીવ્ર સ્વરે તેણે કહ્યું:—"કયાં જાય છે ? આ વિનાશના માર્ગે અગ્રેસર નહિ થતાં તું પાછી ચાલી જા.

સંન્યાસિની આમ કહી કુસુમનો હાથ પકડી ચાલવા લાગી. કુસુમનામાં કાંઇ પણ બોલવાની શક્તિ નહોતી. એ યંત્રની પુતળી માફક સંન્યાસિનીની પાછળ પાછળ જવા લાગી. સંન્યાસિની તેને એક નયન-વિનોદન મનોહર ઉદ્યાનમાં લઇ ગઇ. એ ઉદ્યાનનું શોભાસૌન્દર્ય અવર્ણનીય હતું. કુસુમે વિચાર્યું કે, આ શું ઇન્દ્રનો નન્દનકાનન હશે ? કિન્તુ એ ઉદ્યાનમાં સ્વરૂપવતી અપ્સરાઓનું નૃત્યગીત નહોતું. ગાંધર્વ કિન્નરોનો વાદ્યધ્વનિ નહોતો. સઘળું સ્થિર અને શાંત હતું. પ્રકૃતિ જાણે કે મૂર્ત્તિમતી શાન્તિરૂપે વિરાજી રહી હતી. એવામાં એક વિશાળ વૃક્ષની છાયા નીચે કુસુમ કુસુમકાન્તને જોઇ શકી. નવયુગનો એ નવીન કર્મવીર સંન્યાસીવેષમાં આરાધ્યાદેવીની આરાધના કરતો હતો આવો દેખાવ જોવામાં આવતાં કુસુમના અંતરમાં ભક્તિભાવ ઉપજ્યો. તેણે હૃદયાવેગથી સંન્યાસિનીનો હાથ વિશેષ બળપૂર્વક પકડી રાખ્યો.

સંન્યાસિનીએ સહજ આગળ વધીને ધ્યાનમગ્ન કુસુમકાન્તનો કરપલ્લવ પોતાના બીજા હાથમાં લઇને કહ્યું:—“મ્હારી સાથે આવ.” કુસુમકાન્તે ધ્યાનભંગ થઇ નેત્રો વિકાસીને નમ્રસ્વરે પૂછ્યું:—“માતઃ ! મ્હને ક્યાં લઇ જાઓ છો ?” સંન્યાસિની આ પ્રશ્નનો કશો ઉત્તર નહિ આપતાં કુસુમકાન્તને સાથે લઇ થોડે દૂર ગઇ.

એ સ્થાને એક મ્હોટો અગ્નિકુંડ ‘ધુ ધુ’ અવાજ કરતો સળગતો હતો. તેની લાલ જીહ્વા ગગનને સ્પર્શ કરતી હતી. એમાંથી ધોળો ધુમાડો ઉંચે ચઢતો હતો. કુસુમકાન્ત પાષાણમૂર્ત્તિની માફક દૃઢ તેમજ સ્થિર હતો. જ્યોતિર્મયી સંન્યાસિનીએ તેને તેમજ કુસુમકાન્તને આદેશ કર્યો કેઃ—“આ અગ્નિકુંડમાં પ્રવેશ કરો.” દૈવવાણીની માફક એ અલંઘનીય વાક્ય, હૃદયમાં ગ્રહણ કરીને બન્ને

जणांએ મંત્રમુગ્ધની માફક કાંઈ પણ બોલ્યા સિવાય એ સળગતા અગ્નિમાં પ્રવેશ કર્યો.

એક પ્રકારની સ્વર્ગીય મંદાર સૌરભ જાણે કે અકસ્માત આ-મોદિત થઇ ગઇ.

થોડે દૂરથી જાણે કે દુંદુભી ધ્વનિ સાંભળવામાં આવ્યો. અ-પૂર્વ જ્યોતિર્મય રૂપ ધારણ કરી કુસુમકાન્ત અને કુસુમ થોડા સ-મય પછી, એ ભીષણ અગ્નિકુંડમાંથી બ્હાર નીકળ્યાં.

સંન્યાસિનીએ કહ્યું:—" તમે અગ્નિ પરીક્ષામાં ઉત્તીર્ણ થયાં છો. "

આમ કહી તેણે બન્નેના હસ્તને એકત્ર કરી, તેને કુસુમમાળા બાંધી દીધી, તથા ન્યાય અને કર્ત્તવ્યની વિજય વૈજયંતી તેમના હાથમાં આપીને ફરીથી ગંભીર સ્વરે તેણે કહ્યું:—" જાઓ, બન્ને જણાં મળીને સ્વદેશસેવાનાં કાર્યો કરો. આ પવિત્ર ધ્વજા તમારા હાથમાં જયયુક્ત થાઓ."

કુસુમ જાગ્રત થઈ એક પ્રકારના અપૂર્વ ભાવથી આત્મભાન ભૂલી ગઇ. સ્વપ્નના સકળ પ્રકારને તે સત્ય સમજવા લાગી. પછીથી સ્વસ્થ થઇને તેણે પોતાના મનમાં ને મનમાં વિચાર્યું:—" બ્હેનના સ્વર્ગસ્થ આત્માએ મ્હને મ્હારા કર્ત્તવ્યનો માર્ગ બતાવ્યો છે! "



## પ્રકરણ ૨૬ મું.—ધર્મસંકટ.

પ્રભાતકાળે શય્યાનો ત્યાગ કરી કુસુમ સત્વર પ્રાતઃકૃત્યાદિથી નિવૃત્ત થઇ. હવે વિશેષ સમયને વ્યર્થ નહિ ગુમાવતાં તેણે એક પત્ર લખવા માંડ્યો. લજ્જા અને ભય આવી તેના પત્રલેખનના કા-

ર્યમાં બાધા કરવા લાગ્યો; કિન્તુ કુસુમે આજે પોતાના પ્રાણુમાં નૂતનશક્તિ કિંવા હ્રદયબળ મેળવ્યું હતું. લજ્જા અને ભયનો પરા જય કરી આ પ્રમાણે તેણે એક ટૂંકો પત્ર લખ્યોઃ—

" પરમપૂજનીયા માતૃદેવીની સેવામાં,

સવિનય ભક્તિપૂર્વક વિનંતિ કે, ક્ષમા કરી મ્હારો વિવાહ કરશો નહિ. હું કુસુમકાન્તને જ ચ્હાઉં છું. જો બળાત્કારથી બીજા કોઇ યુવકની સાથે મ્હારો વિવાહ કરવામાં આવશે તો હું અવશ્ય આત્મહત્યા કરીશ, એજ.

લિ. સેવિકા કુસુમ."

માત્ર એક જ નિશ્વાસમાં કુસુમે આટલાં વાક્યો લખી નાખ્યાં પછીથી તેણે એ વાક્યોને બે ત્રણ વખત વાંચી જોયાં. શરમથી તેનું મ્હોં લાલચોળ બની ગયું. તેનું સર્વાંગ કંપવા લાગ્યું. તેણે વિચાર્યુંઃ- " જો હું આ પત્ર માતાને આપીશ તેઓ તે મ્હારે માટે શુ વિચારશે? પિતાજી પણ આ પ્રકાર જાણશે ત્યારે મ્હને શું કહેશે! હમણાં જ આ સ્થળે પૃથિવીના બે ભાગ કેમ થઇ જતા નથી? જો તેમ થાય તો જરૂર હું એમાં સમાઇ જઉં ત્યારે શું હું આ પત્ર માતાજી પાસે નહિ મોકલતા ફાડી નાખું?"

અલ્પકાળમાં જ પાછું કુસુમનું હ્રદયબળ જાગ્રત થયું. તેણે વિચાર કરવામાં વિશેષ વખત નહિ ગૂમાવતાં સુમતિ નામની દાસીને બોલાવીને તેના હાથમાં પોતાનો લખેલો પત્ર આપી કહ્યુંઃ—" જા, આ પત્ર માતાજીને આપી આવ." તરતજ સુમતિ ત્યાંથી ચાલી ગઇ.

કુસુમનો પત્ર વાંચી પાર્વતી કપાળ ઉપર હાથ ઠોકી પૃથિવી ઉપર બેસી ગઇ. આવો પ્રકાર બનશે એવી કલ્પના સ્વપ્નમાં પણ તેના અંતરમાં ઉપજી નહોતી. જે કુસુમકાન્તને દેવચરિત્ર સમજી તેના

ઉપર તે અત્યાર સુધી પોતાના પુત્ર જેટલો પ્રેમ રાખતી હતી એ કુસુમકાન્તના ચારિત્ર વિરુદ્ધ તેનું અંતર કાંઇ વિચારવાને પ્રસન્ન ન હોતું. તે કિંકર્ત્તવ્યવિમુઢા બનીને બેસી રહી. આ પ્રકાર કેવી રીતે પતિને વિદિત કરવો એ સંબંધના જ વિચારો તે કરવા લાગી. એક વખતે ઉંચી દૃષ્ટિ કરી, બન્ને હાથ જોડી નમ્રસ્વરે તેણે કહ્યું:— " હે નારાયણ! તમારી મંગળેચ્છા પૂર્ણ થાઓ."

આ પ્રકાર જાણવામાં આવતાં ચંદ્રશંકર વિરક્ત બની જાય તેમ છે એ પાર્વતી જાણતી હતી; પરતુ માતા તરીકેના પોતાના કર્ત્તવ્યનું સ્મરણ કરીને ધીમે ધીમે તે મલિનમુખે પતિદેવ પાસે ગઇ.

એજ દિવસે ચંદ્રશંકર કુસુમના વરને જોઇ આવ્યા હતા. હમણાં તેઓ એક અંગ્રેજી વર્ત્તમાનપત્ર વાંચતા હતા. વર્ત્તમાનપત્રને નીચે મૂકી એક વખત તેમણે ગૃહિણી તરફ જોયું. પત્નીને ઘણી ચિન્તામગ્ન જોઇ સહજ આશ્ચર્ય પામીને તેમણે પૂછયું: "કેમ, શું થયું છે? વળી પાછું કોઇ બિમાર તો નથી થયું ને?"

પાર્વતી:—ના, સર્વે સારાં છે.

ચંદ્રશંકરે સહજ નિશ્ચિંત થઇને કહ્યું:—"વિવાહનો દિવસ પાસે આવી પહોંચ્યો છે. સગાંસંબંધીઓને હવે સત્વર નિમંત્રણ કરવુ પડશે. પાત્ર જોઈ હું અતિ આનંદિત થયો છું. જમાઇ દેખાવમાં ઘણો સુંદર હોઈ, તેનો સ્વભાવ પણ સારો છે. આવા સ્થળે સંબંધ થયો એ એક રીતે કુસુમનું સૌભાગ્ય જ ગણાય."

પાર્વતી નિસ્તબ્ધતાથી ચિન્તાતુર વદને ઉભી રહી.

ચંદ્રશંકરઃ—શું થયું છે? જે બન્યું હોય તે મ્હને કહેને?

ચંદ્રશંકરઃ—ઇશ્વરેચ્છા આગળ મનુષ્યનું કાંઇ વળતું નથી.

ગૃહિણીની આવા પ્રકારની પ્રસ્તાવના જોઇને ચંદ્રશંકર ઘણું

આશ્ચર્ય પામ્યા. કોઇ પણ પ્રકારનો નિશ્ચય નહિ કરી શકાયાથી તે-મણે પૂછ્યુ:—"શું છે તે સત્વર કહી દેને ?"

પાર્વતીએ કાંઇ પણ બોલ્યા સિવાય કુસુમનો પત્ર પતિદેવના હાથમાં મૂક્યો. એ પત્ર વાંચી ચંદ્રશંકર ઘણા સમય સુધી વિચાર-મગ્ન સ્થિતિમાં બેસી રહ્યા. તેઓ કાંઈ બોલી શક્યા નહિ. ધીમે ધીમે રોષ અને ક્ષોભથી તેમનું મુખમંડળ રાતુંચોળ બની ગયું. થોડા સ-મય પછી તેમણે રોષસૂચક કિન્તુ ગંભીર સ્વરે કહ્યું:—"તરુણ બા-ળક બાળિકાઓમાં આવી ચંચળતા એક બીજાના વિશેષ સહવાસથી જ ઉત્પન્ન થાય છે. આ પ્રકારની મ્હેં પ્રથમથી જ શંકા કરી હતી એક ગૃહસ્થ માણસની સાથે સઘળી વાતચિત થઇ ગઇ છે; હવે હું તેમને કેવી રીતે મ્હારી નામરજી જણાવી શકું ! હું તને આજ સુધી ઘણી હોશિયાર ગૃહિણી સમજતો હતો; પરંતુ મ્હારો ભ્રમ હવે હું સમજી શક્યો છું. એક કન્યાને પણ તું ત્હારા શાસનથી આધીન રાખી શકી નહિ. કેવો અન્યાય !"

આમ કહી તે શાન્ત રહી. એ સમયે પાર્વતી કાંઇ પણ બો-લવાનું સાહસ કરી શકી નહિ. ચંદ્રશંકર પણ વિશેષ કાંઇ બોલ્યા નહિ.

આ સઘળો પ્રકાર કુસુમ છુપી રીતે જાણી ગઇ. પિતાના મા-નસિક કષ્ટનું દર્શન કરીને તે પોતાના મન સાથે વિચારવા લાગી:—"અરેરે ! સ્નેહમય પિતાના આવા માનસિક કષ્ટનું કારણ હું અ-ભાગિનીજ થઇ. મ્હારું મૃત્યુ જ શ્રેયસ્કર છે !" આમ વિચારી તે પોતાના નેત્રોમાંથી અશ્રુજળ વર્ષાવવા લાગી.

એ દિવસે ચંદ્રશંકર કચેરીમાં પણ ગયા નહિ. ભોજન કરી કાંઇ પણ બોલ્યા સિવાય તેઓ પલંગમાં સૂઇ ગયા. કુસુમ પિતાના જમી રહ્યા પછી તેઓ જ્યારે સૂઇ જતા ત્યારે તેમને વાયુ ઢોળતી

હતી; પરંતુ આજે પિતા પાસે જવાનું સાહસ તે કરી શકી નહિ. પાર્વતી જ પતિની પાસે જઇ આજે તેમને વાયુ ઢોળવા લાગી.

થોડા સમય પછી ચંદ્રશંકર કહેવા લાગ્યા:—"એક ગૃહસ્થની સાથે નક્કી કર્યા પછી તેમને કેવી રીતે ના કહેવી ? તેમણે વિવાહની સઘળી વ્યવસ્થા કરી છે. હવે મ્હારે તેમને શો ઉત્તર આપવો ? જેઓ અમુક વાક્ય બોલીને તે ન પાળે એમનામાં મનુષ્યત્વ હોતું નથી જ. હું કદાપિ આવા ધર્મસંકટમાં પડ્યો નથી. કુસુમકાન્ત અને કુસુમનો સહવાસ જ આ સંકટનું કારણ નથી કે ?"

પાર્વતીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. તે ધીમેથી સ્વામીને વાયુ ઢોળવા લાગી.

ચંદ્રશંકર કહેવા લાગ્યા:—"પિતા માતા વગેરે વડિલ સગાંવ્હાલાંઓ બાળક બાળિકાઓનું કલ્યાણ ઇચ્છનારાં હોય છે એમ સઘળાં બાળકોએ સમજવું જોઇએ. અલ્પમતિ બાળકો પોતે કાંઇ સમજતાં હોતાં નથી. પોતાના ભવિષ્યનું હિતાહિત તેઓ ક્યાંથી સમજી શકે ? હજી કુસુમ સોળ વર્ષની થઈ છે. તેની બુદ્ધિ અદ્યાપિ પરિપક્વ થઇ નથી. તેનો આ ભાવ તારુણ્યાવસ્થાની ચંચળતા જ માત્ર સૂચવે છે; તેથી એનું મૂલ્ય શું છે ? વિશેષતઃ જે પાત્ર સાથે વિવાહ નક્કી કર્યો છે એ પાત્રના જેવું બીજું પાત્ર મળી આવવું પણ મુશ્કિલ છે."

આ સમયે થોડા ઘણા સાહસને એકઠું કરી પાર્વતીએ કહ્યું:—"કુસુમકાન્ત કાંઇ અયોગ્ય નથી."

રોષદર્શક સ્વરે ચંદ્રશંકરે કહ્યું:—"ત્હેં શું કહ્યું ? માબાપ વગરના—અસહાય તેમજ હમ્મેશાં ઇચ્છામાં આવે ત્યાં ભટકતા કુસુમકાન્તના હાથમાં ત્હારે કુસુમને સમર્પણ કરવી છે ? આજ સુધી

તું બુદ્ધિમતી છે એમ હું સમજતો હતો; છતાં તું આવી અજ્ઞાનતા-સૂચક વાર્ત્તા કહે છે તેથી હું ઘણું આશ્ચર્ય પામું છું. હું પિતા થઇને મ્હારી પુત્રીને દુઃખના સાગરમાં કેવી રીતે ડુબાવી દઉં ?"

પાર્વતીએ કહ્યું:—કુસુમકાન્તનું ચરિત્ર તો ઘણું સારું છે."

ચંદ્રશંકરઃ—હા, એ વાર્ત્તા હું પણ કબુલ કરું છું; પરંતુ સંસારમાં તેને ઉભા રહેવાનું સ્થાન પણ છે કે ? વળી દ્રવ્ય કમાવા તરફ એનું લક્ષ્ય નથી. જો એ ઇચ્છે તો થોડા સમયમાં કોઇ સ્થાને સારી નોકરી મેળવી શકે તેમ છે; છતાં તે જીવ જાય તો પણ પારકાનું દાસત્વ કરવાની ના પાડે છે. એ માત્ર સ્વદેશહિતનો ઝુંડો લઇને ફર્યા કરે છે. સ્વદેશી મુકરદમામાં કોઇ દિવસે એ કેદમાં જશે એવો મ્હારા અંતરમાં ભય રહે છે. એવા પાત્રને હું મ્હારી કુસુમ અર્પણ કરી શકોશ નહિ.

પાર્વતીઃ—એણે અભ્યાસ તો સારો કર્યો છે.

ચંદ્રશંકરઃ—હા, એ વાત ખરી છે. એ ઘણી પ્રશંસાની સાથે બી. એ. ની પરીક્ષામાં પાસ થઇ એમ. એ. કલાસમાં ભણતો હતો. વિશ્વવિદ્યાલયના અધ્યાપકોએ એવી આશા રાખી હતી કે, એમ. એ. ની પરીક્ષામાં પણ એ પહેલા નંબરે પસાર થાત; પરંતુ પ-રીક્ષાને થોડા મહિના બાકી હતા એવામાં પ્રિન્સપાલ સાથે તકરાર કરી તેણે કૉલેજ છોડી દીધી. તેની સરસ્વતીનો શો ઉપયોગ ? એ કદાપિ દ્રવ્ય કમાવાનો નથી."

પાર્વતીઃ—વ્યાપાર ધંધો કરીને પણ દ્રવ્ય કમાઇ શકાય છે.

ચંદ્રશંકરઃ—વ્યાપાર ધંધામાંથી આપણા દેશમાં કેટલા લો-કોએ દ્રવ્ય મેળવ્યું છે ? અનેક યુવકોએ વ્યાપાર ધંધામાં પડી પોતાની પુંજી પણ ગુમાવી દીધી છે. વળી એક વ્યાપારી અને

ડેપ્યુટી મેજીસ્ટ્રેટ પ્રતિષ્ઠામાં સમાન ગણી શકાય કે? વ્યાપારીનું માન એક અધિકારી જેટલું ક્યાંથી હોઇ શકે!

પાર્વતીઃ—આપણે એમ સાંભળ્યું છે કે, શિલ્પકળાનો અભ્યાસ કરવાને માટે તે અમેરિકા જનાર છે.

ચંદ્રશંકરઃ—તેથી પણ શું થવાનું છે? શિલ્પકળાનું શિક્ષણ મેળવ્યાથી કાંઇ મનુષ્ય શ્રીમત થઇ શકતો નથી. એ જો બેરિસ્ટરની પરીક્ષા આપત તો હું કાંઈ વિચાર કરત; પરંતુ હજી પણ તે એ પરિક્ષા નહિ આપે હમણાં આપણા દેશની એવી સ્થિતિ છે કે, એ શિલ્પકળાનું શિક્ષણ મેળવી પોતાનું દારિદ્ર દૂર કરી શકશે નહિ.

પાર્વતીઃ—સર્વે એના ચરિત્રની પ્રશંશા કરે છે તે દિવસે દેવપ્રસાદભાઇ પણ તમારી પાસે તેનાં કેવાં વખાણ કરતા હતા? પેલી લૂંટફાટની તપાસમાં તેણે દેવપ્રસાદભાઇને ઘણી સહાયતા કરી હતી.

ચંદ્રશંકરઃ—એનામાં એક એવી અદ્ભુત શક્તિ છે કે, એ સહેલાઇથી લોકોના મનને આકર્ષે છે. એનું મનોહર રૂપલાવણ્ય અને પ્રકૃતિનું માધુર્ય, સઘળા સહવાસમાં આવતા લોકોના અંતરને જીતી લે છે. એની ભાષણ કરવાની શક્તિ પણ ઘણી ચમત્કારિક છે. સભા સમિતિમાં તેઓજસ્વિની ભાષામાં હૃદયભેદક ભાષણ કરી શકે છે.

પાર્વતીઃ—અંતરમાં સ્વદેશપ્રેમ ન હોય તો કાંઇ માત્ર ભાષણથી જ મનુષ્યોનો પ્રાણ આકર્ષાય કે? એ પોતાના આંતરિક સ્વદેશપ્રેમને વક્તૃત્વદ્વારા પ્રદર્શિત કરી સર્વના અંતરને આકર્ષે છે.

ચંદ્રશંકરઃ—એ સ્વદેશપ્રેમિક છે તેની હું પણ ક્યાં ના પાડું છું. સ્વદેશને માટે તો એ બીજું કાંઇ કામકાજ નહિ કરતાં આવું

જીવન ગુજારે છે.

પાર્વતીઃ—ત્યારે આ કાંઈ જેવો તેવો સદ્‌ગુણ ન કહેવાય. આ સદ્‌ગુણની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી જ છે. સ્વ-દેશ માટે માન, પ્રતિષ્ઠા, ધન, ગૌરવ આદિ સઘળાનો ત્યાગ કરી તેણે સ્વદેશવાસીઓના કલ્યાણાર્થે પોતાનું જીવન સમર્પણ કર્યું છે.

ચંદ્રશંકરઃ—પરંતુ તેથી કાંઇ કન્યાની ચિરદરિદ્રતા દૂર થશે કે? સંસારી મનુષ્યો દ્રવ્યથી જ વિશેષ સુખ મેળવી શકે છે.

પાર્વતીઃ—દ્રવ્ય અને અધિકારથી જ લોકોને સુખશાન્તિ મળે છે? ના—સુખશાન્તિ મનમાં જ છે. જે મનુષ્યોનું મન સ્વચ્છ અને નિર્લોભ હોય છે તે મનુષ્યો જંગલમાં આવેલી ઝુંપડીમાં રહીને પણ સ્વર્ગીય સુખ અનુભવી શકે છે.

ચંદ્રશંકરઃ—ત્યારે તું કુસુમને વનવાસિની—ભિખારિણી બનાવવાને જ ઇચ્છે છે કે?

પાર્વતીઃ—પરમકૃપાળુ પરમાત્માની મંગળેચ્છા આ જગતમાં પૂર્ણ થાય છે. મનુષ્યના સઘળા પ્રયત્નો જગદીશ્વરની ઇચ્છા આગળ વ્યર્થ થાય છે.

ચંદ્રશંકરઃ—એ તો હું પણ જાણું છું; છતાં સઘળી દિશાઓનો વિચાર કરવો એ માબાપનું કર્ત્તવ્ય છે. જો કુસુમકાન્ત એક પ્રતિષ્ઠિત પુરુષ તરીકે લેખાય, અને દ્રવ્ય કમાવા તરફ લક્ષ્ય આપે તો જ હું તેને મ્હારી કુસુમ સમર્પણ કરું—નહિ તો નહિ જ. જેને પોતાના માટે ઉભા રહેવાનું સંસારમાં સ્થાન નથી તે વળી પોતાની સ્ત્રીને ક્યાં રાખશે!

આટલું બોલીને ચંદ્રશંકર શાન્ત રહ્યા. પાર્વતીએ કહ્યું:— "મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કે, કુસુમકાન્ત સર્વથા નિર્દોષ છે."

આમ કહીને પાર્વતી પણ ત્યાંથી ચાલી ગઇ.

કુસુમે છુપાઇ રહીને આ સઘળી વાતચિત સાંભળી. કુસુમકાન્ત માટે તેનું મન ઘણું વ્યથિત થયું. તેણે વિચાર્યું:—" એ સરળ તેમજ નિર્મળ હૃદયના યુવક આ વિષય સંબંધી કાંઇ જાણતા નથી. મ્હને ખાત્રી છે કે, સર્વદર્શી ન્યાયવાન્ ધર્મરક્ષક પરમાત્મા કુસુમકાન્તને નિર્દોષ ઠરાવશે. "



## પ્રકરણ ૨૭ મું.—પાપીઓની જાળમાંથી પલાયન.

વિવિધ વિષયોની જાળમાં ફસાઇ પડી હજી સુધી અમે શાન્તિલતા સંબંધી કાંઇ લખી શક્યા નથી. લૂંટારાઓના આક્રમણથી શાન્તિલતા સરિતાના તટ ઉપરથી અદ્રશ્ય થઇ ગઈ હતી એ પ્રકાર પાઠકબંધુઓ જાણે છે. હવે પ્રથમના એ વિષયનું અમે ટૂંકમાં વર્ણન કરીશું.

લૂંટારાઓ ઘણો સરસામાન અને બેશુદ્ધ બની ગયેલી દેવી શાન્તિલતાને ઉપાડી લઈ એક અરણ્યમાં ગયા. એ અરણ્યમાં એક સ્વચ્છ સ્થાન હતું. ઉપર અનેક વૃક્ષલતાઓએ છાપરાના જેવો આકાર કરી રાખ્યો હતો. આ સ્થાન લૂંટારાઓથી અજાણ્યું નહોતું. તેમણે મશાલના પ્રકાશથી એ સ્થાન બરાબર જોઇ લીધું, અને પછીથી તેમણે શાન્તિલતાને એક વૃક્ષની છાયા નીચે સુવાડી પછીથી પાપી પિશાચો સઘળો સરસામાન લઈ ગરબડ કરતા કરતા એક ઉંડા ખાડા તરફ ગયા. અસહાય શાન્તિલતા એકલી જ એ સ્થાને રહી.

એ સમયે બેશુદ્ધાવસ્થામાં તેણે એક સ્વપ્ન જોયું. જાણે કે

એક અતલસ્પર્શ સમુદ્ર આવેલો છે. ઉપર અનંત [illegible] આવેલું છે. એ સમુદ્રમાં એક નૌકા ઝોકાં ખાય છે. મૃદુ મંદ વાયુ કોઇ સ્વપ્નમય રાજ્યની વાર્ત્તાસહ મંદગતિથી વહેતો ચાલ્યો જાયછે. એ નૌકામાંથી મધુર સંગીતધ્વનિ સાંભળવામાં આવતો હતો. નૌકા ચંચળગતિથી સમુદ્રના વક્ષઃસ્થળ ઉપર નૃત્ય કરતી કરતી કિનારા પાસે આવી પહોંચી, અને તેમાંથી એક જ્યોતિર્મય પુરુષ કિનારા ઉપર ઉતર્યો. શાન્તિલતા જાણે કે, નિર્મુક્ત આકાશ નીચે અનંત સમુદ્રના તટ ઉપર રેતીની શય્યામાં સૂઇ રહી હતી. એ જ્યોતિર્મય પુરુષ સત્વર શાન્તિલતા પાસે આવી પહોંચ્યો. એ શાન્તિલતાનો સ્વામી હતો. શાન્તિલતાના લલાટ ઉપર પોતાના કોમળ કરનો સ્પર્શ કરીને ઘણાં જ મધુર સ્વરે તેણે કહ્યુંઃ—“ શાન્તિ ! ઉઠ ઉઠ, હવે બેશુદ્ધાવસ્થામાં પડી રહેવાનો સમય નથી. સત્વર પલાયન કર–તું મહાન્ સંકટના ભીષણ મ્હોં પાસે પડી રહી છે.” આટલું બોલી જ્યોતિર્મય પુરુષ અદ્રસ્ય થયો. શાન્તિલતા શુદ્ધિમાં આવી તેણે જોયું કે, તે ભીષણ જંગલમાં આવી પડી છે. લૂંટારાઓ થોડે દૂર આવેલા એક ઉંડા ખાડામાં બેસી લૂંટના માલના ભાગ પાડે છે.

ક્ષણમાત્રમાં જ શાન્તિલતા ઉઠી બેઠી થઇ. અદ્યાપિ પેલા જ્યોતિર્મય પુરુષનો વીણાના જેવો કર્ણપ્રિય સ્વર તેના સ્મરણમાં હતો. શાન્તિલતા વ્યાકુળતાથી સ્વગત કહેવા લાગીઃ—“ હે દયાળુ દેવ ! એક વખત આ દીન દાસીને દર્શન દઈ ક્યાં અદ્રસ્ય થઇ ગયા ? આ દુઃખિની દાસીના સંકટની આપને ખબર પડી છે કે શું ? એટલા માટે જ આ ચરણસેવિકાના ઉદ્ધારાર્થે આપ મૃત્યુલોકમાં આવ્યા હતા કે શું ? જ્યારે આપ આ માયાવી મૃત્યુલોકમાં આવ્યા છો ત્યારે પછી સેવિકાને સહાયતા કર્યા સિવાય પુનઃ સ્વર્ગ-

લોકમાં ન જતા રહેશો!"

આમ કહી શાન્તિલતા ત્વરિતગતિથી એ અરણ્યમાં નાસવા લાગી. પિતા માતા તથા ભાઇ, ભગિનીનું સ્મરણ કરી તે નયનયુગલમાંથી અશ્રુજળ વર્ષાવવા લાગી.

અરેરે, શાન્તિલતા કયા માર્ગે જશે? તે આ અરણ્યના માર્ગથી સર્વાંશે અપરિચિતા હતી. આજે આ અઢાર વર્ષની નવયુવતી મહાન્ સંકટમાં ફસાઇ પડી હતી. કોણ તેને માર્ગ બતાવે? શાન્તિલતા ક્ષણે ક્ષણે દુઃખી થવા લાગી. તેના ચરણોમાં કાંટાઓ ભોંકાવા લાગ્યા; છતાં એ તરફ તેનું સહજ પણ લક્ષ્ય નહોતું. તે અવિરામ ગતિથી સત્વર બે આંખો લઇ જાય તે તરફ દોડવા લાગી, તથા વારંવાર ઉંચું જોઇ બન્ને હાથ જોડીને કહેવા લાગી કેઃ—"હે વિપદભંજન વ્રજવિહારી! તમે ક્યાં છો? તમે આ નિરાશ્રયા અબળાનું રક્ષણ કરો—દાસીપર દયા દર્શાવો."

શાન્તિલતા પરમ પવિત્ર પરમાત્માના નામનું સ્મરણ કરીને જંગલમાં ચાલવા લાગી. તેને એમજ લાગતું હતું કે, સ્વપ્નમાં જે જ્યોતિર્મય પુરુષનું તેણે દર્શન કર્યું હતું એ પુરુષ તેની આગળ ચાલીને તેને માર્ગ બતાવે છે.

શાન્તિલતા આવી રીતે દોડતી દોડતી ઘણે દૂર ગઇ હશે એવામાં તે પોતાની પાછળથી નરપિશાચ લૂંટારાઓનો અવાજ સાંભળી શકી. વાસ્તવિક રીતે લૂટારાઓ જ શાન્તિલતાને પુનઃ સ્વાધીન કરવાને તેની પાછળ પાછળ આવતા હતા. આટલા અલ્પકાળમાં જ શાન્તિલતા શુદ્ધિમાં આવી પલાયન કરી જશે એવી તેમના અંતરમાં પહેલાં કલ્પના સુદ્ધાં ઉપજી નહોતી.

પોતાની પાછળ પાછા લૂંટારાઓ આવે છે એમ વિચારી

શાન્તિલતાએ સ્વગત કહ્યું:—" હે દીનબંધુ દયાળ જગદીશ્વર! તમે ક્યાં છો? તમે આ ચરણકિંકરીને આશ્રય આપો."

આ સમયે તેના હૃદયમાંથી કોઇએ જાણે કે અવ્યક્ત ઉત્તર આપ્યો:—" ભયભીત બની જવાનું કારણ નથી. પરમકૃપાળુ પરમાત્મા સતીના રક્ષક છે."

આ અભયવાણી સાંભળી શાન્તિલતા વિશેષ ત્વરિતગતિથી માર્ગ કાપવા લાગી. આવી રીતે થોડે દૂર જતાં તે જંગલને પૂર્ણ થયેલું અને આગળ એક વિશાળ મયદાન આવેલું જોઇ શકી. જો પોતે જંગલમાંથી બ્હાર નીકળી મયદાનમાં જશે તો નિષ્ઠુર લૂંટારાઓ પોતાને સહેલાઇથી કેદ પકડશે એમ વિચારી તેણે એ જંગલમાં જ છુપાઇ જઇ આત્મરક્ષણ કરવાનો વિચાર કર્યો; કેમ કે હજી સૂધી લૂંટારાઓનો કંઠધ્વનિ તેના સાંભળવામાં આવતો હતો. એ સમયે રાત્રિ પૂર્ણ થવા આવી હતી. વૃષ્ટિ બંધ થઇ ગઇ હતી; કિન્તુ ગગનમંડળ મેઘાચ્છન્ન હતું. પૃથિવી ઉપર ઘણા અંધકારનો વિસ્તાર થયેલો હતો.

આ સમયે એકાએક કેટલાંક મનુષ્યોના કંઠમાંથી નીકળતો મધુર હરિધ્વનિ દૂરથી શાન્તિલતાના સાંભળવામાં આવ્યો. લૂંટારાઓનો કંઠધ્વનિ સંભળાતો તદ્દન બંધ થઇ ગયો.

એ જંગલની એક બાજૂએથી બીજો એક રસ્તો મયદાનમાં થઇ આગળ જતો હતો.

અલ્પકાળમાં જ કેટલાંક મનુષ્યોનું એક ટોળું કિંવા મંડળી હરિ નામોચ્ચાર કરતી કરતી એ રસ્તા ઉપર આવી પહોંચી. એ કીર્ત્તન કરનારાઓની મંડળી હતી. પાસેના કોઇ ગામમાં એ મંડળી કીર્ત્તન કરવા ગઇ હતી; પરંતુ વૃષ્ટિના લીધે તેને એ ગામમાં અ-

ત્યાર સુધી રોકાઈ રહેવું પડયું હતું. એ મંડળીમાંના માણસો વિવિધ પ્રકારનો વાર્તાવિનોદ કરતા હતા. એક બે માણસો મૃદંગનો મધુર ધ્વનિ કરતા હતા.

આ મંડળીના માણસો થોડે દૂર ગયા એટલે શાન્તિલતા પણ જંગલમાંથી બ્હાર નીકળી તેમની પાછળ પાછળ જવા લાગી. વસુંધરા ઉપર અંધકારનો વિસ્તાર થયેલો હોવાથી એ માણસો શાન્તિલતાને જોઈ શક્યા નહિ

એક પ્રકારની સ્વાભાવિક નિસ્તબ્ધતા આ મયદાનમાં વિરાજી રહી હતી. વચ્ચે વચ્ચે રાત્રિના નિસ્તબ્ધતાનો ભંગ કરતો 'ઝીમ ઝીમ' અવાજ સાંભળવામાં આવતો હતો. વૃક્ષની ડાળીઓ ઉપર આગીઆ ચમકી રહ્યા હતા! શાન્તિલતા ઉર્ધ્વશ્વાસથી ચાલી જતી હતી.

એ મયદાન વટાવી રહ્યા પછી શાન્તિલતા ત્યાં કેટલાંક મકાનો તેમજ ઝુંપડીઓ જોઈ શકી. ત્યાં એક ન્હાનું ગામડું હતું ઉપર્યુક્ત કીર્ત્તન કરનાર માણસોએ પણ આ ગામમાં જ પ્રવેશ કર્યો.

શાન્તિલતાએ પોતાના મન સાથે વિચાર્યું:—"આ લુંટારાઓનું ગામ હોય એમ લાગતું નથી; આમ છતાં તેનો ભય સર્વાંશે તો દૂર ન જ થયો; કિન્તુ તે નિરુપાય હોવાથી તેણે આ ગામમાં પ્રવેશ કર્યો. ગામમાં પ્રવેશ કરી પાસે આવેલા એક જીર્ણ મકાનમાં જ તેણે પ્રવેશ કર્યો. આ સમયે તેના અંતરમાં અપાર સંકોચ ઉપસ્થિત થયો.

એ મકાનની આગળ તુળસી ક્યારો આવેલો હતો. શાન્તિલતા દોડી દોડીને ઘણી શ્રમિતા થઈ ગયેલી હોવાથી તે એ તુળસી ક્યારા પાસે બેસી ગઈ. આ સમયે જ તેને માલૂમ પડયું કે, તેના

સ્વર્ગસ્થ સ્વામી દેવતાનું સ્મરણચિહ્ન—સુવર્ણમુદ્રિકા—લૂંટારાઓએ તેની બેશુદ્ધાવસ્થામાં લઇ લીધું હતું; છતાં પ્રાણસ્વરૂપ પતિદેવતાની છબી તેની ચોળીના ખિસ્સામાં જ રહી હતી. શાન્તિલતા પતિની એક ન્હાની છબીને નિરંતર પોતાની ચોળીના ખિસ્સામાં રાખી મૂકી સ્વર્ગીય શાન્તિ અનુભવતી હતી.

અદ્યાપિ શાન્તિલતાને એમ લાગ્યું કે, સ્વપ્નમાં જોયેલો કાન્તિવાન્ પુરુષ તેની પાસે રહી તેના અંતરમાં વિશેષ બળ અને શરીરમાં વિશેષ શક્તિ ઉત્પન્ન કરે છે.

પિતા, માતા, ભાઇ, ભગિની આદિનું સ્મરણ કરીને શાન્તિલતા અવિરલ અશ્રુધારા વર્ષાવવા લાગી અંતરમાં ને અંતરમાં તે તેમની સર્વનીની મંગળકામના કરવા લાગી. આ સમયે ઉષઃકાળની જ્યોતિનો ધીમે ધીમે વસુંધરા ઉપર વિસ્તાર થતો હતો.



## પ્રકરણ ૨૮ મું.—જ્યોતિર્મયી.

પ્રભાતકાળ થયો. શાન્તિલતાને એક વ્યક્તિએ સ્વર્ગભ્રષ્ટ દેવીની માફક જોઈ. જે વ્યક્તિએ શાન્તિલતાને જોઇ તે એક વૃદ્ધા હતી વૃદ્ધાએ કહ્યું:—"જ્યોતિ! ઘરની બ્હાર આવીને જો જોઇએ કે આ તુળસી ક્યારા પાસે કોણ આવીને બેઠું છે?"

આ સમયે પચીસ છવીસ વર્ષની એક વિધવા યુવતી મકાનની બ્હાર નીકળી. તેનો અન્યવંશમાં જન્મ થયેલો હોવા છતાં શાન્તિલતાને તે સામાન્ય રમણી સમજી શકી નહિ. એ યુવતી વિશેષ કૃશાંગી હતી. તેના શરીરનો રંગ શ્યામ નહોતો તેમજ ગૌર પણ નહોતો—મધ્યમ હતો. તેનું વિશાળ લલાટ, પ્રશાન્ત વદનમંડળ તથા

શાન્ત નયનયુગલ તેના હૃદયના મહત્ ભાવને પ્રદર્શિત કરતાં હતાં. એ રમણી સુંદરી નહોતી તોપણ એક પ્રકારની સ્વર્ગીય લાવણ્યમયી પ્રતિભા તેની મુખછબી ઉપર બિરાજી રહી હતી. પોતાના પુણ્યના પ્રકાશથી એ ન્હાના ગામડામાં જ્યોતિર્મયી જાણે કે, પ્રકાશનો વિસ્તાર કરી રહી હતી!

જ્યોતિર્મયીએ ઘણા જ વિનય અને નમ્રતાથી શાન્તિલતાને આવકાર આપ્યો, તથા તેને એક બેસનાનું આસન આપીને તેણે પૂછ્યું:—"તમે કોણ છો?"

શાન્તિલતા ઘણી શ્રમિત થઇ ગઇ હતી. તેણે કહ્યું:—"સમસ્ત રાત્રિ ઉજાગરામાં વ્યતીત થયેલી હોવાથી મ્હારૂં શરીર અવસન્ન બની ગયું છે. મ્હને થોડા સમય વિશ્રામ લેવા દ્યો—પછીથી હું સઘળી હકીકત કહીશ."

જ્યોતિર્મયીએ વૃદ્ધાને કહ્યું:—"મા! આ બ્હેનને હમણાં વિરક્ત કરશો નહિ. તેઓ સંકટમાં સપડાઇને અહિં આવી ચઢયાં હોય એમ લાગે છે. જીવ સ્વસ્થ થયા પછી તેઓ આપણને સઘળી હકીકત કહેશે. તમે એમને સત્વર સ્વસ્થ કરો."

આમ કહીને જ્યોતિર્મયી ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ, તથા સત્વર ગૃહકાર્યાદિથી નિવૃત્ત થઇ તે સ્નાન કરવાને ચાલી ગઇ. સ્નાન કરી આવી કેટલાંક પુષ્પો અને જળ તુળસી ક્યારામાં પ્રદાન કરી તે મકાનમાં આવેલી એક ઓરડીમાં જઇ પોતાના અભીષ્ટ દેવતાની પૂજા કરવા લાગી.

આડોશપાડોશનાં કેટલાંક બાળકોએ આવી શાન્તિલતાને ઘેરી લીધી, તથા આશ્ચર્યચકિત બની જઇને તેઓ તેને જોવા લાગ્યાં. શાન્તિલતા અશ્રુપૂર્ણ નયને શાન્તિથી બેસી રહી.

આખી રાત્રિ વૃષ્ટિમાં ભીંજાવાથી અને માનસિક દારુણ ભયથી શાન્તિલતાનું શરીર અવસન્ન બની ગયું હતું. તેનાં વસ્ત્રો ભીંજાઇ ગયાં હતાં. વૃદ્ધા સ્ત્રીનાં પ્રયત્નથી થોડા ઘણા સમય પછી તે સહજ સ્વસ્થ થઇ.

થોડા સમય પછી શાન્તિલતાએ સ્નાન અને ઉપાસના કરી હૃદયમાં જાણે કે નવીન બળ મેળવ્યું. તે ધીમે ધીમે જ્યોતિર્મયી જે ઓરડીમાં દેવપૂજા કરતી હતી તે ઓરડીના દ્વાર પાસે જઇને ઉભી રહી. એ દુઃખવ્યાકુળ હૃદયથી આત્મસંયમ કરીને એ ઓરડીમાંની પ્રત્યેક વસ્તુ જોવા લાગી. આ મકાન તદ્દન નિમ્ન શ્રેણિના હિન્દુ વૈષ્ણવનું હતું.

શાન્તિલતાએ જોયું કે, એ ઓરડીમાં કૃષ્ણપરમાત્માની એક મનોહર છબી હતી. તેનાથી થોડે દૂર એક બાજઠ ઉપર ચંદનકુસુમથી વિભૂષિત બે પાદુકાઓ ગોઠવી રાખેલી હતી. તપાસ કરતાં શાન્તિલતાને માલૂમ પડ્યું કે, એ પાદુકાઓ જ્યોતિર્મયીના સ્વામીની હતી. કૃષકકન્યા હતી. સોળ વર્ષની ઉમ્મરે તે વિધવા થઇ હતી. કઠોર બ્રહ્મચર્ય જ તેનું ભૂષણ હતું, તથા પતિની પવિત્ર સ્મૃતિ તેના અંતરની શાન્તિ હતી. ભક્તિભાવથી જ્યોતિર્મયી પ્રતિદિન પોતાના પતિદેવતાની જ્યોતિર્મયી પાદુકાઓની પણ પૂજા કરતી હતી.

જ્યોતિર્મયીના હૃદયની પવિત્રતા, ભક્તિ તથા પ્રેમના પવિત્ર પ્રવાહે તેના ગામનાં અનેક મનુષ્યોને સ્પર્શ કર્યો હતો. ગામનાં સઘળાં ન્હાનાં મ્હોટાં મનુષ્યો તેને દેવી સ્વરૂપિણી જ સમજતાં હતાં. તેની ભક્તિનું દર્શન કરી તેના ઉપદેશાનુસાર ગામમાં એક કીર્ત્તન કરનારી મંડળી પણ ઉભી થઇ હતી. તે વારંવાર આસપાસનાં ગામડાંઓમાં કીર્ત્તન કરવાને જતી હતી. જ્યોતિર્મયીના

સંસારમાં બીજું કોઇ નહોતું;–માત્ર માતા પુત્રી જ હતાં. તેમની સાંસારિક સ્થિતિ સામાન્ય પ્રકારની હતી. થોડી ઘણી જમીન હતી; બે ગાયો હતી. એથીજ એમનો જીવનનિર્વાહ ચાલતો હતો. જ્યોતિર્મયી અતિથિપરાયણા હતી. તે ઘણા જ પ્રેમથી અતિથિસેવા અને ભક્તસેવા કરતી હતી. ગૃહકાર્યાદિ સાંસારિક કાર્યોથી નિવૃત્ત થઇ તે ઇશ્વર સ્મરણ કર્યા કરતી હતી, અને મધ્યરાત્રિ સુધી, સદાલાપ કરી હરિનામની માળાનો જાપ જપતી હતી.

જ્યોતિર્મયીએ શાન્તિલતાને માટે રસોઇ બનાવી. શાન્તિલતા પૂજાપાઠથી નિવૃત્ત થઇ એટલે તેમણે સર્વેએ સાથે બેસી ભોજન કરી લીધું. ત્યાર પછી શાન્તિલતાએ પોતાના શિર ઉપર આવી પડેલા મહાન્ સંકટનું વિસ્તારથી વર્ણન કર્યું. જ્યોતિર્મયી અને તેની માતાના અંતરમાં શાન્તિલતાને માટે ઘણી સહાનુભૂતિ ઉપજી.

જ્યોતિર્મયીએ પૂછ્યું:—"બ્હેન ! તમારા પિતા વડોદરામાં શું કાર્ય કરે છે?"

શાન્તિલતા:– મ્હારા પિતા વડોદરા શહેરમાં એક મ્હોટી ઓફિસના અધિકારીની જગ્યા ઉપર છે. મ્હારા ઉપર તેમનો અપાર પ્રેમ છે. હવે તેઓ તથા મ્હારાં માતા, ભાઇ ભગિની વગેરે સર્વ રાત્રિ દિવસ મ્હારું સ્મરણ કરી શોક કર્યા કરતાં હશે. આમ કહી શાન્તિલતાએ અશ્રુવિસર્જન કર્યાં. જ્યોતિર્મયીએ કહ્યું:—"અહીંથી વડોદરા દૂર હોવા છતાં ત્યાંનો માર્ગ કાંઈ બહુ ખરાબ નથી. તમારા પિતા પાસે માણસ મોકલતાં આપણને કશી અડચણ પડશે નહિ. સમાચાર મળતાં જ તેઓ અહીં આવીને તમને લઇ જશે. આ ઘરને તમે તમારું પોતાનું જ સમજજો. અત્રે રહેવામાં તમે સહજ પણ સંકોચ રાખશો નહિ."

શાન્તિલતાઃ—મ્હારા માટે કોણ જાણે કે તેઓ કેવાં અસ્થિર બની ગયાં હશે ? હું તેમના કુશળ સમાચાર કેવી રીતે જાણી શકીશ? લૂંટારાઓએ તેમનું કાંઇ અનિષ્ટ તો નહિ કર્યું હોય ?

જ્યોતિર્મયીઃ—આટલાં બધાં વ્યાકુળ કેમ બની જાઓ છો ? કાલે સ્હવારે જ હું તમારા પિતા તરફ માણસ મોકલીશ.

શાન્તિલતાઃ -બ્હેન ! બીજી મહાદુઃખની વાત એ છે કે, પતિના સ્મરણચિહ્ન સ્વરૂપ સુવર્ણમુદ્રિકા મ્હેં ગૂમાવી છે.

જ્યોતિર્મયીઃ—એથી શું થઇ ગયું ? એ નામ તમારા હૃદયમાં અંકિત થઇ રહ્યું નથી કે ? તુચ્છ વસ્તુ ઉપર શામાટે માયા રાખવી જોઇએ ?

શાન્તિલતાઃ—એ નામ મ્હારા હૃદયમાં અંકિત થઇ રહેલું છે જ; છતાં એ પવિત્ર નામાંકિત સ્મૃતિચિહ્ન મ્હને અતિ પ્રિય હતું. જ્યોતિર્મયીબ્હેન ! તમે પણ પતિ દેવની પાદુકાઓની પ્રતિદિન પૂજા કરો છો.

જ્યોતિર્મયીઃ—આ જગતમાં શ્રીકૃષ્ણપરમાત્મા જ સર્વના પતિ છે. મનુષ્યનો દેહ સ્મશાનમાં ભસ્મીભૂત થાય છે અથવા માટીમાં મળી જાય છે; કિન્તુ આત્મા ભવસાગરમાંથી પસાર થઇ અમરલોકમાં જાય છે. એકલા શ્રીકૃષ્ણ જ એ આત્માના પતિ છે. સતી જેવો પ્રેમ પતિ ઉપર રાખે છે તેવો જ પ્રેમ જો પરમાત્મા ઉપર રાખે તો તેના જીવની મુક્તિ થયા સિવાય રહે નહિ.

અશિક્ષિતા જ્યોતિર્મયીના હૃદયમાં ગંભીર ધર્મતત્ત્વ જ્ઞાનનો આવા પ્રકારનો વિકાસ થયેલો જોઇને શાન્તિલતા આશ્ચર્યચકિતા બનીગઇ, તથા તેણે પૂછ્યું:—" બ્હેન ! આ સઘળું જ્ઞાન તમે ક્યાંથી મેળવ્યું ?

જ્યોતિર્મયીઃ—દેવિ ! જગદ્‌ગુરુ પરમાત્મા આપણા આત્મામાં

જ નિવાસ કરે છે. તેઓ જ જીવના હૃદયમાં જ્ઞાનપ્રકાશનો ફેલાવો કરે છે.

શાન્તિલતાઃ—છતાં શિક્ષણની જરૂર પડે છે, કેમ?

જ્યોતિર્મયીઃ—હા, ધર્મશિક્ષણ માત્ર નિમિત્ત સ્વરૂપ છે. ઇશ્વરમાં વિશ્વાસ રાખવો એજ ખરા ધર્મશિક્ષણનું મૂળ છે. શ્રીકૃષ્ણ સ્વયં સ્વપ્રકાશ છે. તેઓ સદ્‌ગુરુરૂપે જીવને દીક્ષિત કરે છે. નહિ તો સંસારમાં ગુરુદેવના શિક્ષણદાનથી કશો લાભ નથી; તથાપિ એક સંન્યાસિનીએ મ્હારા ઉપર કૃપા કરી છે.

શાન્તિલતાઃ—સંન્યાસિનીએ?

જ્યોતિર્મયીઃ—હા, જ્યારે મંત્રથી દીક્ષિત થવાની મ્હારી ઇચ્છા થઇ ત્યારે બ્રાહ્મણ કિંવા બીજી કોઇ ઉચ્ચ વ્યક્તિ મ્હને દીક્ષા આપવાને સંમત થઇ નહિ. કેમકે હું ઉચ્ચવંશમાં ઉત્પન્ન થયેલી નથી.

શાન્તિલતાઃ—ધર્મશિક્ષણમાં પણ જાતિદ્વેષ? વારું! પછી શું થયું?

જ્યોતિર્મયીઃ—પછી કૃષ્ણકૃપાથી એક સંન્યાસિનીએ મ્હને શિક્ષાદાન, અને દીક્ષાદાનથી કૃતાર્થ કરી છે. એ દેવીસ્વરૂપિણી સંન્યાસિની બ્રાહ્મણવંશમાં ઉત્પન્ન થયેલાં હોવા છતાં તેમણે જાતિદ્વેષનો ત્યાગ કર્યો છે.

શાન્તિલતાઃ—બ્હેન! તમે ઘણું ધર્મજ્ઞાન જાણો છો. રાધાકૃષ્ણ તત્વ સંબંધી તમારી પાસેથી હું કેટલીક હકીકત સાંભળવાને ઇચ્છું છું.

જ્યોતિર્મયીઃ—હું તો તદ્દન અશિક્ષિતા છું; તો પણ વીદુષી દેવીના કૃપાથી હું જે કાંઈ જાણી શકું છું તે તમને કહેવામાં મ્હને બીલકુલ અડચણ નથી. જે રાધા છે તે જ કૃષ્ણ છે. સચ્ચિદાનંદ સ્વરૂપ

યુગલમૂર્ત્તિ એકાસન ઉપર બિરાજી રહેલી છે. જીવ ઇશ્વરના નિર્વિ-
કાર નિર્ગુણ સ્વરૂપની ધારણા કરી શકતો નથી તેથીજ જીવના
ઉદ્ધાર નિમિત્ત, જીવના ભજન નિમિત્ત તેઓ સચ્ચિદાનંદ સ્વરૂપથી પ્ર-
કાશી રહેલા છે. ભગવાનનું એ સદ્‌ગુણ સ્વરુપ જ રાધાકૃષ્ણ છે.
પ્રભુ પોતાના આનંદનો પોતે ઉપભોગ કરી જીવને એ દાન કરે છે.

શાન્તિલતાઃ—તેઓ તો જડ દેહવાળા નથી; તેઓ ચૈતન્ય-
મય છે.

જ્યોતિર્મયીઃ—સીમા વગર અસીમને કેવી રીતે પકડવું ? જડ
સિવાય ચૈતન્યને પકડી શકાતું નથી. વિશ્વ છે માટે જ વિશ્વ કર્ત્તા-
નો વિષય થોડા ઘણા પ્રમાણમાં અનુભવી શકાય છે. માતૃપ્રેમ પ્રે-
મમયના અનંત પ્રેમનો માત્ર સામાન્ય પ્રકાશ છે. એ અનંતની
લોકો ધારણાં જ કરી શકતા નથી; તેથી જ પરમાત્માની જડમૂર્ત્તિ-
ની કલ્પના કરવામાં આવે છે.

શાન્તિલતાઃ—કલ્પનાથી પ્રાણની તૃપ્તિ થાય છે કે ?

જ્યોતિર્મયીઃ—એ સાધનાની પ્રથમાવસ્થાની વાત છે. યોગ,
ભક્તિ અને જ્ઞાન વિકાસની સ્થિતિમાં મૂર્ત્તિકલ્પનાની આવશ્યકતા
રહેતી નથી.

શાન્તિલતા શાન્ત રહી. મનમાં ને મનમાં તે જ્યોતિર્મયીની
પ્રશંસા કરવા લાગી, તથા પિતા, માતા, ભાઇ, ભગિની આદિની
ચિન્તામાં નિમગ્ન થઇ. તે વિચારવા લાગી, "કાલે જે વ્યક્તિ
વડોદરા જશે તેની સાથે એ એક પત્ર લખી મોકલાશે. એ પત્ર મ-
ળતાં ઘેર સર્વને કેટલો આનંદ થશે ? ઇશ્વર હમ્મેશાં સંકટમાં સં-
રક્ષણ કરે છે એ વાર્ત્તા પોતે ઘેર જઈ કુસુમને દૃઢતાથી સમજાવી
શકશે શાન્તિલતા પોતાના મનમાં ને મનમાં જ પોતાનું જ એક
ચિત્ર અંકિત કરવા લાગી.

## પ્રકરણ ૨૯ મું.—સંન્યાસિની.

અસંખ્ય અશિક્ષિત હૃદયમાં પણ કેટલીક વખતે ધર્મનો આ-શ્ચર્યજનક વિકાસ થયેલો જોવામાં આવે છે. ભગવાન્ જ્ઞાનસ્વરૂપ છે. તેઓ ચૈતન્યસ્વરુપ મનુષ્યના પ્રાણમાં હમ્મેશાં વિરાજમાન છે. જે વ્યક્તિ તેમની સાથે વિશેષ સંબંધથી યુક્ત થાય છે તેટલો જ તેના હૃદયમાં આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનનો વિશેષ વિકાસ થાય છે.

શાન્તિલતાનો જેમ જેમ જ્યોતિર્મયી સાથે વિશેષ સમાગમ થયો તેમ તેમ તે સમજી શકી કે, આ ગ્રામ્યરમણી પાપતાપ પૂર્ણ સંસારમાં ખરેખર એક દૈવી સ્ત્રી જ હતી. અલ્પકાળમાં જ બન્ને જણીઓ એક બીજીના હૃદયના સૌન્દર્યનો પરિચય મેળવીને જાણે કે મુગ્ધ થઇ.

બન્ને જણીઓ વિવિધ પ્રકારની વાતચિત કરવામાં પ્રવૃત્ત થઇ હતી; એવામાં પાડોસની એક સ્ત્રીએ આવીને કહ્યું:—"જ્યોતિર્મયી બ્હેન ! દેવીસ્વરૂપિણી સંન્યાસિની પધાર્યાં છે. તેઓ ગામની ધર્મશા-ળામાં આવીને રહ્યાં છે."

આ શુભ સમાચાર સાંભળી જ્યોતિર્મયી ઘણી આનંદિતા થઇ. તેણે માતાને ઉદ્દેશીને કહ્યું:—"ચાલો, દેવીનાં દર્શનથી તમે પણ અતિ આનંદ પામશો."

શાન્તિલતા:—તમે તેમનાં શિષ્યા છો; છતાં તેઓ અહીં ન આવતાં ધર્મશાળામાં કેમ ઉતર્યાં છે ?

જ્યોતિર્મયી:—તેમની સાથે અનેક શિષ્ય શિષ્યાઓ રહે છે; તેથી તેઓ ધર્મશાળામાં જ મુકામ કરે છે.

શાન્તિલતાનું મન, માતા, પિતા, ભાઇ ભગિની વગેરેને માટે ઘણું વ્યાકુળ બની ગયેલું હોવાથી તેણે કહ્યું:—"ના—મ્હારે આવવું નથી !"

પાડોશની એક વૃદ્ધા સ્ત્રીને શાન્તિલતા પાસે રાખી જ્યોતિર્મયી અને તેની માતા સંન્યાસિની પાસે ચાલ્યાં ગયાં. લગભગ બે કલાક પછી સંન્યાસિનીને સાથે લઇ તેઓ ઘેર આવ્યાં.

સંન્યાસિનીનું દર્શન કરવા માટે આડોશપાડોશનાં ન્હાનાં મ્હોટાં સઘળાં માણસો આવી પહોંચ્યાં. સર્વ અતિ ઉત્સુકતાથી તેનું દર્શન કરવા લાગ્યાં. આજે જ્યોતિર્મયીનું ઘર અસંખ્ય મનુષ્યોના સમાગમથી ભરાઇ ગયું. નવાં નવાં માણસો આવી અવનવા પ્રશ્નો પૂછતાં હતાં. સંન્યાસિની વિનયપૂર્ણ મધુર સ્વરે સર્વની સાથે વાતચિત કરતી હતી.

સંધ્યાકાળ પછી મનુષ્યોની ગિર્દી જ્યારે ઓછી થઈ ત્યારે સંન્યાસિની શાન્તિલતાની સાથે ગૃહના એક એકાન્ત ખુણામાં બેઠી. જ્યોતિર્મયીએ, શાન્તિલતાની વિપદવાર્તાનું સંક્ષિપ્ત વર્ણન કર્યું. સંન્યાસિની સાથે વાર્તાલાપ કરતાં શાન્તિલતાને માલૂમ પડયું કે, સંસ્કૃત ભાષામાં સન્યાસિનીનું પાંડિત્ય અસાધારણ હતું.

શાન્તિલતાએ સંન્યાસિનીના પૂર્વાશ્રમનો પરિચય પૂછયો એટલે સંન્યાસિની કહેવા લાગી:—"હું એક બ્રાહ્મણ અધ્યાપકની કન્યા છું. મ્હારી છેક બાલ્યાવસ્થામાં જ ઉષાની અરુણ રેખાની માફક મ્હારા હ્રદયમાં ભગવત્ પ્રેમે દર્શન દીધું. બાલ્યાવસ્થાથી જ મ્હારા પિતા મ્હારા અભ્યાસ તરફ સંપૂર્ણ લક્ષ્ય આપતા હતા. શૈશવાવસ્થામાં મ્હારા દુર્ભાગ્યે મ્હારી મમતામયી માતા પરલોકવાસિની થતા પિતા સવિશેષ લક્ષ્યપૂર્વક મ્હને સંસ્કૃત અભ્યાસ કરાવવા લાગ્યા. ન્હાની ઉમ્મરમાં જ મ્હેં વેદાન્ત કંઠસ્થ કર્યું. વેદાન્તના સકળ ગૂઢ તત્વે મ્હારા હ્રદય ઉપર અધિકાર મેળવ્યો. હું યોગ્ય ઉમ્મરની થઇ એટલે મ્હારો વિવાહ કરવા તરફ પિતાએ લક્ષ્ય

આપ્યું; કિન્તુ મ્હેં તેમને નમ્રતાથી કહ્યું, 'વિવાહ કરવાની મ્હારી ઇચ્છા નથી. વેદાન્ત પ્રતિપાદ્ય ભગવાન્ મ્હારા પતિ છે—બીજું કોઇ નથી.' સગાંવ્હાલાંઓએ મ્હારો દૃઢ નિશ્ચય ફેરવવાના ઘણા પ્રયત્નો કર્યા; કિન્તુ મ્હેં મ્હારો નિશ્ચય ન જ ફેરવ્યો. અ તે સર્વ સમાજનો ભય દર્શાવવા લાગ્યાં. મ્હારા પિતા સમાજમાં પ્રતિષ્ઠિત તેમજ શ્રેષ્ઠ વ્યક્તિ લેખાતા હતા. કન્યાને કુમારિકા રાખી સમાજમાં તેઓ જાતિભ્રષ્ટ થઇ શકે કે? આથી સમાજનો ત્યાગ કરી, મ્હને સાથે લઇ મ્હારી અઢાર વર્ષની ઉમ્મરે તેમણે પરમપવિત્ર ચાણોદક્ષેત્રમાં નિવાસ કર્યો. અરેરે! હિન્દુસમાજ! પ્રાચીનકાળમાં કેટલી બધી આર્યનારીઓ જીવનપર્યંત કુમારિકાઓ રહીને બ્રહ્મતત્વની આલોચના કર્યા કરતી હતી. આજે એજ સમાજનું ભારતના દુર્ભાગ્યે આવું અધઃપતન થયું છે! પવિત્ર ચાણોદક્ષેત્રમાં ગયા પછી મ્હારા પિતા મ્હારા અભ્યાસ માટે વિશેષ કાળજી રાખવા લાગ્યા. તેઓ પોતે પણ અદ્વિતીય પંડિત હતા. હું તેમની પાસે વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગી. પિતાના શિષ્યો પણ ઘણા હતા મ્હારો વ્યયભાર તેમણે ઉપાડી લીધો. ત્યાર પછી કેટલાંક વર્ષ પશ્ચાત્ મ્હેં સંન્યાસ સ્વીકારીને યોગિની નામ ધારણ કર્યું. થોડા દિવસ વીત્યા પછી એંશી વર્ષનું આયુષ્ય ભોગવી મ્હારા પિતા દેવલોક પામ્યા. હમણાં મ્હારી ઉમ્મર પચાસ વર્ષની છે."

શાન્તિલતાએ જોયું કે, આટલી મ્હોટી ઉમ્મર હોવા છતાં સંન્યાસિનીની તેજપૂર્ણ કાન્તિ યુવાવસ્થાના શક્તિ સામર્થ્યનો પરિચય આપતી હતી. શાન્તિલતા સંન્યાસિનીની પાસે જ બેસી રહી હતી. તેને એમ લાગ્યું કે, ચુંબક જેવી રીતે લોઢાને આકર્ષે તેવો જ રીતે જાણે કે, સંન્યાસિની પ્રત્યે તેનો પ્રાણ આકર્ષાય છે.

તેનો ત્યાગ કરવાની તેની જાણે કે ઇચ્છા થતી જ નથી.

સંન્યાસિનીએ શાન્તિલતાની સાથે વાતચિત કરવા માંડી. તેણે કહ્યું:-"તમારા પિતા સમાજમાં ઘણા પ્રતિષ્ઠિત પુરુષ હોય એમ લાગે છે."

શાન્તિલતાએ કહ્યું:—"હા, આપની માન્યતા યથાર્થ છે."

સંન્યાસિનીએ કહ્યું:—"આજકાલ દેશની અવસ્થા એવી છે કે, લોકો સદ્‌ગુણનું ખરું મૂલ્ય સમજી શકતા નથી. તમારો સ્વભાવ ઘણો સરળ જણાય છે; કિન્તુ તમારે માટે તમારા પિતાને ઘણું દુ:ખ ભોગવવું પડશે."

આ વાક્ય સાંભળી શાન્તિલતા ઘણી દુ:ખિતા થઇ. એવામાં આરતીનો સમય થવાથી જ્યોતિર્મયીએ શાન્તિલતાનો હાથ પકડીને કહ્યું:—"ચાલો, આરતીનો સમય થયો છે" આમ કહી શાન્તિને સાથે લઇ તે દેવમંદિરમાં ગઇ. સંન્યાસિની પણ સ્નાનસંધ્યાદિ કરવામાં રોકાઇ.

સંન્યાસિનીનું વાક્ય તીરની માફક શાન્તિલતાના હૃદયમાં વીંધાયું હતું. આ સુંદર પૃથિવીના સઘળા વિષયો જાણે કે ધીમે ધીમે તેની પાસેથી દૂર ખસી જતા હતા. પૂર્વે તેણે જે વાર્તાનો વિચાર સુદ્ધાં કર્યો નહોતો તે વાર્તા તેના અંતરમાં પ્રકાશિત થઇ.

શાન્તિલતા ઘણી પિતૃભક્ત હતી. પોતાના પિતાને કોઇ પણ રીતે દુ:ખ થાય એમ તે ઇચ્છતી નહોતી. પોતે જો ઘેર જશે તો સમાજ પોતાના શિરે અસહ્ય કલંક મૂકશે અને તેથી પિતાને પણ દુ:ખ થશે એમ તેને લાગ્યું.

એવામાં જ્યોતિર્મયીના પૂજાગૃહમાં શંખઘંટાદિનો ધ્વનિ થવા લાગ્યો. જ્યોતિર્મયીના ઘરના આંગણામાં કેટલાક કીર્તન કરનારા

લોકો ગાવા લાગ્યા કેઃ—

"સાચું તે સગપણ રે, સમજ મન શ્યામતણું;
બાકી સહુ જુઠું રે, કશું નથી કામતણું.
માત તાત સુત ભ્રાત ને ભગિની, સગાં સહોદર સોય;
કુળ કુટુંબ ને સખા ગોત્ર ને જ્ઞાતિ એમાં ત્હારું છે નહીં કોઇ.
સગું એ તો સરવે રે, સુખ તે દામતણું.
જનની જનક એવાં કર્યાં કેટલાં, ત્હેં જેટલી ધરી દેહ;
લેણાદેણીનો સંબંધ તૂટયો, ત્યારે મૂકી ગયાં તેહ.
કોઇએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશ્રામતણું. સાચું તે૦
તને આ હરિવિણ હેત ધરીને, કોણ આપે મનુષ્ય અવતાર,
પશુ પક્ષી ફેડીને આપ્યો, તને ભજનતણો અધિકાર;
ભજે તેને આપે રે, પદ નિજ ધામતણું. સાચું તે૦
અણું આસક્તિ કેમ હુંમા રાખીશ, માયા મનથી છોડ:
નિશ્ચિત થઇ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીશું જોડ;
દયા દિલ રજની રે, રટણ કર રામતણું. સાચું તે૦"

ભજન સમાપ્ત થયું. આ સંગીતનો ધ્વનિ શાન્તિલતાના હૃદયમાં જાણે કે પ્રતિધ્વનિત થવા લાગ્યો. રાત્રે શય્યામાં સૂઈ રહ્યા છતાં તેને નિદ્રા આવી નહિ શય્યામાં કાંટાઓ બિછાવ્યા હોય એમ તેને લાગ્યું. તે સ્વગત વિચારવા લાગીઃ—" હું નિર્દોષ, નિષ્કલંક અને સચ્ચરિત્ર છું એવી મ્હારાં માતાપિતાની તો ખાત્રી છે; પરંતુ સમાજના લોકો શું કહેશે? દુષ્ટ માણસોનાં દુર્વાકયો મ્હારાં માતાપિતાને સાંભળવાં પડે તેના કરતાં હું ઘેર ન જાઉં એ જ વિશેષ ઉત્તમ છે. હું ઘેર નહિ જઉં એટલે મ્હને મરી ગયેલી ધારીને કોઇ મ્હારી નિંદા કરશે નહિ. વળી શત્રુનું મૃત્યુ થાય છે તો પણ મનુષ્ય-

જાતિના અંતરમાં થોડી ઘણી દયા ઉપજે છે. મ્હારા પિતા જો કે સમાજની પરવાહ કરે એવા નથી; છતાં મ્હારું કર્ત્તવ્ય પાળવાને માટે હું બંધાયલી છું. પિતાના સહજ પણ અપમાનનું કારણ થવાને હું ઇચ્છતી નથી. જો મ્હારા ગૃહત્યાગથી તેમનું કલ્યાણ થતું હોય તો મ્હારે એમ શામાટે ન કરવું? માતા પિતાને માટે હું મ્હારું આ તુચ્છ જીવન સુદ્ધાં અનાયાસે વિસર્જન કરી શકું તેમ છું."

એક પ્રકારના નૂતનભાવથી શાન્તિલતાનો પ્રાણ પૂર્ણ થઇ ગયો. એક તરફ સંસારનું અનંત શૃંખલાબંધન—પિતા માતાનો અપાર સ્નેહ, ભાઇ ભગિનીનો નૈસર્ગિક પ્રેમ વગેરે હતું ત્યારે બીજી તરફથી એક શક્તિ પોતાના પ્રબળ આકર્ષણથી શાન્તિલતાને પોતાના તરફ આકર્ષતી હતી. આ આકર્ષણથી તેના સર્વાંગની પ્રત્યેક નસ જાણે કે તૂટી જવાનો પ્રયત્ન કરતી હતી. માતાપિતાની ચિન્તા કરતાં કરતાં શાન્તિલતા અતિ અસ્થિર બની ગઇ. તેનાં નેત્રોમાંથી ઉષ્ણ અશ્રુધારાઓ વર્ષવા લાગી. માતા પિતાને ઉદ્દેશી, તે પોતાના મનમાં ને મનમાં કહેવા લાગી:—"આ જીવનમાં તમારા ચરણો સિવાય બીજું કાંઇ હું જાણતી નથી આ અભાગિની વિધવાએ આપની ચરણસેવા કરી શાન્તિ મેળવવાનો વિચાર રાખ્યો હતો; પરંતુ વિધાતાએ મ્હારો વિચાર પાર ઉતાર્યો નહિ. હે માતાપિતા! તમે મ્હને સદાને માટે વિદાય આપો. પાષાણ જેવું હૃદય કરી તમારી શાન્તિ હમેશાંને માટે તમારો ત્યાગ કરી જાયછે.

આમ બોલીને શાન્તિલતા શાન્ત રુદન કરવા લાગી શાન્તિલતાએ સંસારશ્રમનો પરિત્યાગ કરી સંન્યાસિની સાથે પુણ્યક્ષેત્ર નાશિકમાં જવાનો દૃઢ નિશ્ચય કર્યો.

અદ્યાપિ રાત્રિનો અંત આવ્યો નહોતો. પેલા સ્વપ્નમાં જન-

વામાં આવેલો જ્યોતિર્મય પુરુષ શાન્તિલતાને તેના સંકલ્પિત માર્ગે ચાલાવતો હતો. ભક્તિપૂર્વક તેને નમસ્કાર કરીને શાન્તિલતાએ કહ્યું: "દેવ! ઘણાં સંકટોમાંથી આપે મ્હારું સંરક્ષણ કર્યું છે, આ માર્ગમાં પણ આપ મ્હને સહાયતા કરો."

બીજે દિવસે શાન્તિલતા સંન્યાસિનીની સાથે પવિત્ર નાશિક ક્ષેત્ર તરફ ચાલી ગઇ. જ્યોતિર્મંથી ચંદ્રશંકરનું શિરનામું જાણતી નહોતી તેથી આ સંબંધીના સમાચાર તે તેમને પહોંચાડી શકીનહિ.



## પ્રકરણ ૩૦ મું.—નવીન તપસ્વિની.

યથાસમયે સંન્યાસિનીની સાથે શાન્તિલતા નાશિક જઇ પહોંચી. નાશિકનું અનુપમ સૌન્દર્ય જોઇને પણ તે પ્રાણાધિક આત્મીય સ્વજનોની વિયોગવેદનાને ભૂલી શકી નહિ.

એ સ્થળે શાન્તિલતા સંન્યાસિનીના આશ્રમમાં રહેવા લાગી. તેણે જોયું કે સંન્યાસિનીનું હૃદય વિશ્વપ્રેમથી પરિપૂર્ણ હતું. તે શાન્તિલતાના ઉપર કન્યા તુલ્ય સ્નેહ રાખતી હતી, તથા તેને ધર્મનો અમૃતમય ઉપદેશ આપતી હતી; છતાં કોઇ પણ રીતે શાન્તિલતા શાન્તિ મેળવી શકતી નહોતી. તેણે ઘણી વખત પોતાના પિતાને એક પત્ર લખવાનો વિચાર કર્યો; કિન્તુ પાછું પિતાને કાંઇ દુઃખ થાય તો! એવી આશંકાથી તેણે પત્ર લખ્યો નહિ. તેણે પોતાના મન સાથે વિચાર્યું:—"લોકો પુત્રશોકને પણ કાળક્રમે ભૂલી જાય છે. મ્હને મરી ગયેલી સમજીને કાળક્રમે તેઓ મ્હને પણ ભૂલી જશે."

જીવનમાં શાન્તિ કેવી રીતે મેળવવી તેનો જ વિચાર રાત્રિ દિવસ શાન્તિલતા કરવા લાગી. તે અધિક ઉત્સાહથી ઇશ્વરનું

ધ્યાન ધરવા લાગી, અને સંન્યાસિની પાસેથી જ્ઞાનોપદેશ મેળવવા લાગી.

વિદ્યાનંદ ન્યાયશાસ્ત્રી નામનો એક વૃદ્ધ પંડિત શાન્તિલતાને વિવિધ પ્રકારનું શિક્ષણ આપવા લાગ્યો. એ સંન્યાસિનીના પિતાનો સ્નેહી હતો.

આવા રીતે એક વર્ષ વીતી ગયું. વસન્તના મનોરંજક સૌન્દર્યથી વસુંધરાદેવી સુશોભિતા બની ગઈ. પ્રકૃતિએ પણ આકર્ષણીય નૂતન સૌન્દર્ય ધારણ કર્યું. શાન્તિલતા સ્નાન કરવાને માટે સરિતાતટ ઉપર ગઈ હતી. એ દિવસે શુક્લપક્ષની ત્રયોદશી હતી. શાન્તિલતા વિચારવા લાગીઃ—" અરેરે ! એક વર્ષથી મ્હેં મ્હારી કુસુમ અને પ્રમોદને જોયાં નથી. શું આ જીવનમાં હવે હું તેમને કદાપિ નહિ જોઈ શકું ? મ્હારાં માતા પિતા પણ કેવી સ્થિતિમાં હશે ?" આ વાર્ત્તાનું સ્મરણ થતાં જ શાન્તિલતાનાં નેત્રોમાંથી અશ્રુધારા વર્ષવા લાગી. પોતાના બન્ને હાથ જોડીને તે બોલીઃ—" હે પ્રભુ ! મ્હને દુઃખ દેવુ હોય તો બેલાશક દેજો; પરંતુ મ્હારાં માતાપિતા અને ભાઇ ભગિનીને કુશળતામાં રાખજો."

આમ કહી શાન્તિલતાએ પાછળ દૃષ્ટિ ફેરવી તો તે પોતાની પાસે જ જ્યોતિર્મયી અને તેની માતાને ઉભી રહેલી જોઇ શકી; તેથી આશ્ચર્ય પામીને તેણે પૂછ્યુંઃ—જ્યોતિર્મયીબ્હેન ! તમે અહીં ક્યારનાં આવ્યાં છો ?"

જ્યોતિર્મયીઃ—ગઇ કાલે જ આવી છું. હવે જીવનપર્યંત આ પુણ્યક્ષેત્રમાં રહેવાનો મ્હારો વિચાર છે.

શાન્તિલતાઃ—ઘણી જ આનંદજનક વાત. તમે અમારા આશ્રમમાં ચાલો.

પછીથી સર્વ સ્નાન કરી આશ્રમમાં ગયાં. જ્યોતિર્મયીની માતાએ પૂછ્યું:—"આશ્રમનું ખરચ કેવી રીતે ચલાવવામાં આવેછે?"

શાન્તિલતા:—સંન્યાસિનીના પિતાના શિષ્યો સઘળું ખરચ ચલાવે છે. ઇશ્વરેચ્છાથી કોઇ પણ પ્રકારનો અભાવ રહેતો નથી. જો તમે પણ અહીં રહેશો તો અમને અત્યાનંદ થશે.

પછી સંન્યાસિનીએ પણ જ્યોતિર્મયી તથા તેની માતાને પોતાના આશ્રમમાં રહેવાનો આગ્રહ કર્યો; તેથી તેઓ તેના આગ્રહને વશ થઇ આશ્રમમાં જ રહેવા લાગ્યાં.

થોડા દિવસ વીતી ગયા પછી સંન્યાસિનીએ શાન્તિલતાને કહ્યું:—"બ્હેન ! થોડા સમયમાં જ હવે મ્હારે સિદ્ધાશ્રમમાં ગુરુદેવની પાસે જવાનું છે."

શાન્તિલતા:—ત્યારે મ્હને કૃપા કરી મંત્ર દીક્ષા આપો.

સંન્યાસિનીએ તે જ દિવસે શાન્તિલતાને મંત્ર દીક્ષા આપી, અને કહ્યું:—"બ્હેન ! લોકહિતને માટે જે નિષ્કામ કર્મ છે તે જ ધર્મ છે. એ સર્વશ્રેષ્ઠ ધર્માનુસાર જ તું વર્તજે. ત્હારા હાથે અનેક મંગળકાર્યો થશે. પ્રભુનો મંગળ ઉદ્દેશ સમજીને જ હું તને મ્હારી સાથે આ પવિત્ર ક્ષેત્રમાં લાવી છું; નહિ તો લાવત નહિ. પરોપકારમાં તું ત્હારું જીવન ઉત્સર્ગ કિંવા સમર્પણ કર. ત્હારાં માતાપિતા અને ભાઇ ભગિની સાથે સત્વર ત્હારું મિલન થશે. હવે હું વિદાય થાઉં છું."

શાન્તિલતાએ સજળનયને સંન્યાસિનીના ચરણોમાં પ્રણામ કર્યા. આશ્રમની વ્યવસ્થા શાન્તિલતાને સ્વાધીન કરી સન્યાસિની ચાલી ગઈ. તેના ગુરુદેવની ઉમ્મર સો વર્ષ કરતાં પણ વધારે હતી.

થોડા સમયમાં જ શાન્તિલતાએ પોતાનું અધ્યયનકાર્ય પૂર્ણ કરી પરોપકારપૂર્ણ કાર્યો કરવા માંડ્યાં.

## પ્રકરણ ૩૧ મું.—બિમારી.

જ્યેષ્ઠ માસ હતો. કુસુમ અને સુશીલા રાત્રિના લગભગ આઠ વાગ્યે વિશ્રામાલયની બારી પાસે બેઠાં હતાં. જ્યોત્સ્નાના નિર્મળ પ્રકાશે બારીમાંથી વિશ્રામગૃહમાં પ્રવેશ કર્યો હતો. વિશ્રામગૃહના દીપકને તેમણે બુઝાવી નાંખ્યો હતો. બન્ને જણાં શાન્ત હતાં. થોડા સમય પછી સુશીલાએ કહ્યું:—" કુસુમબ્હેન ! "

કુસુમઃ—કેમ શું છે બ્હેન ?

સુશીલાઃ—તમારો ચોટલો છૂટો છે તે બાંધુ કે ?

કુસુમઃ—ના ના-કાંઇ જરૂર નથી.

સુશીલાઃ—હવે તમે દરેક વાત પ્રત્યે બેદરકાર કિંવા વિરક્ત રહો છો. આટલી ન્હાની ઉમ્મરમાં સંન્યાસિની થવું છે કે શું ?

કુસુમે કશો ઉત્તર આપ્યો નહિ. તેને કશું સારું લાગતું નહોતું. તે ચિન્તામગ્ન સ્થિતિમાં બેસી રહી.

સુશીલાએ કુસુમને ગાઢ આલિંગનપાશમાં બાંધી દઇને કહ્યું:—" કુસુમ ! શું વિચારે છે ? "

કુસુમ કાંઇ બોલી નહિ. તેનાં નેત્રમાંથી એક અશ્રુબિંદુ સુશીલાના હાથ ઉપર પડ્યું. સુશીલાએ તેને પોતાના બન્ને હાથમાં જ દબાવી રાખી. તે એકાગ્રદૃષ્ટિથી એનું મ્હોં જોવા લાગી. એ મુખમુદ્રા ઉપર ચંદ્રકિરણો પ્રકાશી રહ્યાં હતાં. સુશીલાએ જોયું કે, એ કેવી સુંદરતા હતી ! એ સુંદર રક્તબિંબાધર ઉપર તેણે ધીમે ધીમે એક ચુંબન કર્યું. પછીથી તેણે કહ્યું:—" શું રુદન કરવાને માટે જ ઇશ્વરે આ સુંદર મુખ બનાવ્યું છે ? "

કુસુમ નિરુત્તર જ રહી. સુશીલાએ પણ થોડા સમય સુધી

સુધ રહ્યા પછી કહ્યું:—"ઘણા દિવસથી કુસુમકાન્તભાઇ આવતા નથી."

આ સમયે કુસુમે કહ્યું:—"સુશીલાબ્હેન! મ્હને દુઃખ થાય તો તેની મ્હને ચિન્તા નથી; કિન્તુ તેઓ સંપૂર્ણ નિર્દોષ હોવા છતાં દોષપાત્ર ઠર્યા એથી જ મ્હને દુઃખ થાય છે. આ પ્રકાર સંબંધી હજી સૂધી તેઓ કાંઇ જાણતા જ નથી."

સુશીલા:—એ તો હું પણ જાણું છું.

કુસુમ:—તેઓ ઇચ્છા થાય ત્યારે અહીં આવી શકતા હતા. તેમજ મ્હારાં માતાપિતાનો પણ તેમના ઉપર અપાર પ્રેમ હતો. એ વિશ્વાસ અને પ્રીતિનો સંબધ હમ્મેશાંને માટે વિચ્છિ થયો છે. તેમનું હૃદય કેટલું બધું નિર્મળ છે એ કોઇ સમજી શકયું નથી.

સુશીલા:—કુસુમબ્હેન! સત્ય કદાપિ લાંબા વખત સૂધી છુપાઇ રહેતું નથી. તે કાળક્રમે અવશ્ય પ્રકાશે છે. ધર્મ પોતાનો મહિમા પોતે જ પ્રદર્શિત કરે છે. ન્યાયરક્ષક પરમાત્મા સર્વદા વિદ્યમાન છે. તેઓ કુસુમકાન્તભાઇના ગૌરવનું સંરક્ષણ અવશ્ય કરશેજ.

કુસુમ:—હું પણ એમ જ સમજું છું; છતાં તેમના માટે મ્હારો પ્રાણ વ્યાકુળ કેમ બની જાય છે એ હું સમજી શકતી નથી.

સુશીલાએ કાંઈ વિચાર કરી સ્નેહસૂચક મધુર સ્વરે કહ્યું:—"કુસુમબ્હેન! હું એક વાત કહું કે? તમે મ્હારા ઉપર ક્રોધે તો નહિ ભરાઓને?"

કુસુમ:—શી વાત તમારે કહેવી છે, બ્હેન?

સુશીલા:—અદ્યાપિ તમારી પાસે વિચાર કરવાનો વખત છે. તમે કેવું કઠિન કાર્ય કરવાને તૈયાર થયાં છો એ વિચારી જુઓ. તેમના હૃદયનો ભાવ શો છે એ સંબંધી તમે કાંઇ જાણતાં જ નથી!

કુસુમઃ—સંસારમાં અનેક વિષયો એવા છે કે જેને લોકો કઠિન સમજે છે; પરંતુ ખરી રીતે એ ઘણા સહેલા હોય છે. નદી જો કે અનેક હરકતો વેઠીને સાગરને મળવા ત્વરિતગતિથી દોડી જાય છે; કિન્તુ તેની એ ગતિ સ્વાભાવિક નથી કે ? એની એ ત્વરિતગતિમાં બાધા કરવામાં આવે છે તો એ ગતિ વિશેષ ઉદ્દામ બની જાય છે. પ્રકૃતિની સ્વાભાવિક ગતિ કઠિન હોતી જ નથી, એને અટકાવવી જ કઠિન છે.

સુશીલાઃ—પરંતુ તેઓ તમને ચ્હાય છે એમ શા ઉપરથી કહી શકાય ?

કુસુમઃ—સુશીલાબ્હેન ! નદી જ્યારે સકળ હૃદય અને મન સમર્પણ કરી, ઉચ્છ્વસિત આવેગથી સાગર તરફ ગમન કરે છે ત્યારે સાગર તેને ચ્હાય છે કે કેમ એવી ચિંતા તે કદાપિ કરે છે કે ? એ બદલો મેળવવાની આશા રાખતી જ નથી. માત્ર ચ્હાવામાં જ તે આનંદ અનુભવે છે. જે પ્રેમ બદલો મેળવવાની ઇચ્છા રાખે એ પ્રેમનું મૂલ્ય શું ? નિષ્કામ સ્નેહ સંસારનો વ્યાપાર ધંધો નથી—તે પોતે પોતાની જાતથી જ પરિતૃપ્ત રહે છે.

સુશીલાએ કુસુમનાં આ આંતરિક ભાવસૂચક વચનો સાંભળી મનમાંને મનમાં તેની ઘણી પ્રશંસા કરી. સુશીલા સુશિક્ષિતા નહોતી; છતાં તેની ધારણાશક્તિ ઘણી પ્રબળ હતી, તથા પ્રકૃત પ્રેમ શી વસ્તુ છે એ વિષય તેનાથી અજ્ઞાત્ નહોતો. એ સમજી શકી કે કુસુમ સ્વર્ગનું પારિજાત પુષ્પ છે. પૃથિવીની ધુળથી વિધાતાએ તેને ઉત્પન્ન કરી નથી. તે વિશેષ કાંઇ બોલી નહિ.

આવા સમયે એક દાસીએ ત્યાં આવીને કહ્યું:—“ બ્હેન ! બાપાજી તમને બોલાવે છે.”

કુસુમ ધીમેથી ઉઠી પિતા પાસે ગઇ. તેણે જઇને જોયું તો પિતાને તાવ આવેલો જણાયો. ચંદ્રશંકર પલંગમાં સૂઇ રહ્યા હતા. પાર્વતી પણ એ સ્થળે હાજર હતી. કુસુમ મલિન મુખે પિતાના પલંગ પાસે ઉભી રહી. પિતાના વિવર્ણ શુષ્ક મુખ તરફ જોઇને તે વ્યથિતા થઇ. સ્નેહસૂચકસ્વરે ચંદ્રશંકરે કહ્યું:—"કુસુમ અહીં આવ."

કુસુમ પલંગ ઉપર બેસી પિતાની ચરણ સેવા કરવા લાગી. પ્રભાતકાળથી જ શરીર બગડ્યાથી ચંદ્રશંકર આજે કચેરીમાં ગયા નહોતા.

આ સમયે એક નોકરે આવીને કહ્યું:—ડિટેક્ટિવ દેવપ્રસાદભાઇ નીચે આવીને ઉભા રહ્યા છે."

ચંદ્રશંકરે કહ્યું:—"તેમને અહીં લઇ આવ."

નોકર ચાલ્યો ગયો. પાર્વતી ત્યાંથી બીજા ખંડમાં જતી રહી. અલ્પકાળમાં જ દેવપ્રસાદ ચંદ્રશંકર પાસે આવી પહોંચ્યો. એક આસન ઉપર બેસીને તેણે કહ્યું:—"આપની સાથે કેટલીક જરૂરની વાતચિત કરવાને હું આજે અત્રે આવ્યો હતો; પરંતુ આપનું શરીર બિમાર હોય એમ લાગે છે."

ચંદ્રશંકરઃ—લૂંટારાઓના કેસનો ચુકાદો થઈ ગયો કે નહિ?

દેવપ્રસાદઃ—આજે જ ચુકાદો થઈ ગયો છે. લૂંટારાઓમાંના કેટલાકને દેશનિકાલની અને કેટલાકને જીવનપર્યન્ત સખ્ત કેદની સજા થઇ છે.

ચંદ્રશંકરઃ—લૂંટારાઓને મુખે મ્હારી શાન્તિલતા સંબંધી કાંઇ હકીકત જાણવામાં આવી નથી કે?

આ હકીકત કહેવાની દેવપ્રસાદની ઇચ્છા નહોતી; તેથી તેણે કહ્યું:—"આજે એ સઘળી વાત જવા દ્યો. વિશેષ વાતચિત કરવા-

માં આવશે તો કદાચ આપનું માથું દુઃખશે. આજે તો હું વિદાય થાઉં છું."

આમ કહી દેવપ્રસાદ આસન ઉપરથી ઉઠયો. ચંદ્રશંકરે તેનો હાથ પકડીને કહ્યું:—"લૂંટારાઓએ શું શું કહ્યું છે એ હકીકત મ્હને આજે જ કહો. મ્હને સામાન્ય તાવ આવ્યો છે. તમારે ભય રાખવાનું પ્રયોજન નથી."

નિરુપાયે દેવપ્રસાદ પુનઃ આસન ઉપર બેઠો. ચંદ્રશંકરે કહ્યું:—"મ્હારી અધીરતામાં વધારો થતી જાય છે. તમે મ્હને સઘળી સત્ય હકીકત સત્વર કહો?"

દેવપ્રસાદ કહેવા લાગ્યો:—"લૂંટારાઓએ જે કબુલ કર્યું છે તે ઉપર ન્યાયાધીશ સાહેબ અવિશ્વાસ મૂકી શક્યા નથી. લૂંટારાઓએ એમ કહ્યું છે કે, શાન્તિલતાને એક વૃક્ષ નીચે બેશુદ્ધાવસ્થામાં જ સુવાડી તેઓ પાસેના એક ખાડામાં છુપાઈ બેસી, લૂંટનો માલ વહેંચી લેતા હતા; થોડા સમય પછી તેઓ જ્યારે એ વૃક્ષ પાસે ગયા ત્યારે ત્યાં તેઓ શાન્તિલતાને જોઇ શક્યા નહિ. વળી શાન્તિલતા એટલી વહેલી શુદ્ધિમાં આવે એ અસંભવનીય હતું. કોઇ જંગલી પ્રાણી તેનો જીવ લઇ તેને ગંભીર અરણ્યમાં ઉપાડી ગયું હશે. લૂંટારાઓએ આખી રાત્રિ અરણ્યમાં શાન્તિલતાની શોધ કરી હતી; પણ તેનો પત્તો લાગ્યો નહોતો. ન્યાયાધીશ સાહેબે એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે, એ અરણ્યમાં શાન્તિલતાનું મૃત્યુ જ નીપજેલું હોવું જોઇએ."

ચંદ્રશંકરે પોતાનાં નેત્રો મીચ્યાં. તેમના હૃદયને ભેદી નાંખીને જાણે કે નેત્રોમાંથી અશ્રુજળ ઉછાળા મારવા લાગ્યું. તેમણે પોતાના મનમાં ને મનમાં કહ્યું:—"અરેરે! મ્હારી શાન્તિના વિયોગે મ્હને

સમસ્ત જગત્ અંધકારપૂર્ણ દેખાય છે. ”

પછીથી દેવપ્રસાદ ચાલ્યો ગયો. કુસુમ ત્યાં બેઠી બેઠી શાન્ત રુદન કરવા લાગી. પાર્વતીની ચિંતાનો પાર રહ્યો નહિ. એ રાત્રે ચંદ્રશંકરનો તાવ ઘણો વધી ગયો.



## પ્રકરણ ૩૨ મું.—આઘાત પ્રત્યાઘાત.

દુઃખ કદાપિ એકલું આવતું નથી. તે જ્યારે આવે છે ત્યારે સામટું જ આવે છે. આટલા માટે જ જો એક્કાદ સંકટ ઉપસ્થિત થયું હોય તો બીજા સંકટની સ્હામે ટક્કર ઝીલવાની તૈયારી રાખવી પડે છે.

ચાર દિવસથી ચંદ્રશંકરને તાવ આવતો હતો. દિવસે દિવસે તાવ પ્રબળ થતો હતો. તે ઉપરાંત બીજી વિક્રિયા પણ જણાવા લાગી હતી. ચોથે દિવસે ડૉક્ટરે એવો અભિપ્રાય દર્શાવ્યો કે, તાવ છે તેમજ ન્યુમોનિયા થાય એવાં ચિહ્નો પણ જણાય છે.

આ વાર્ત્તા જાણવામાં આવતાં ચંદ્રશંકરના ઘરનાં મનુષ્યોના શોકનો પાર રહ્યો નહિ.

જ્યેષ્ઠ માસ હોવાથી સખ્ત તાપ પડતો હતો. મનુષ્ય તેમજ પશુપંખીઓ સુદ્ધાં ગ્રીષ્મના ઉકળાટથી આકુળ વ્યાકુળ બની ગયેલાં જોવામાં આવતાં હતાં; તેથી આવા સમયે રોગીને વિશેષ કષ્ટ થાય એ સ્વાભાવિક છે જ.

ચંદ્રશંકર શ્રીમંત તેમજ પ્રતિષ્ઠિત અધિકારી હતા. દાસદાસીઓથી તેમનું મકાન પરિપૂર્ણ હતું. વડોદરામાં તેમના ઓળખીતા બંધુ બાંધવો ઘણા હતા. ઘણાં માણસો તેમની તબિયત જોવા આવતાં હતાં. અને બે ચાર કલાક બેસી ચાલ્યાં જતાં હતાં. સં-

સારરૂપી નાટકશાળામાં શ્રીમંતનું ગૃહ એક દર્શનીય અંકસ્વરૂપ છે. તેનાં દર્શકો ઘણાં હોય છે; પરંતુ ત્યાં દર્શકોનો પ્રાણ ક્યાં હોય છે! ડૉક્ટરો કિંવા વૈદ્યો દ્રવ્ય લઇને ઔષધાદિ આપી જાય છે, અને મનમાં ને મનમાં વિશેષ દ્રવ્ય કેવી રીતે પ્રાપ્ત કરવું તેની ચિંતા કર્યા કરે છે.

ચંદ્રશંકરનું કુટુંબ સંસારમાં સર્વત્ર જાણે કે અંધકાર જોવા લાગ્યું. સર્વ પોતપોતાની શક્તિ અનુસાર સેવા ચાકરી કરવા લાગ્યાં. સેવા ચાકરી પણ ઉત્તમ પ્રકારે કોણ કરે ! કુસુમનું શરીર પણ તેને તાવ આવી ગયા પછી દુર્બળ રહેતું હતું. આખો દિવસ તેનું માથું દુખ્યા કરતું હતું. પાર્વતીનું સ્વાસ્થ્ય તો સ્વભાવતઃ સારું રહેતું જ નહિ. હમ્મેશાં રાત્રે તેને થોડો ઘણો તાવ આવતો હતો. હવે એકલી સુશીલા શું કરે ! એ પણ અદ્યાપિ કુસુમના જેવી બાળિકા જ હતી. આવા સમયે દાસ દાસીઓદ્વારા પણ સફળ કાર્યો થઇ શકે ખરાં કે !

પાર્વતીએ સજળનયને કહ્યું:—"અરેરે ! જ્યારે ખોટો સમય આવે છે ત્યારે ચોતરફથી ખોટાં જ લક્ષણો જોવામાં આવે છે. આવા સંકટ પ્રસંગે કુસુમકાન્તભાઇ પણ આપણને ભૂલી ગયા છે!"

બીજે દિવસે તો ચંદ્રશંકર બેશુદ્ધ બની ગયા; તેથી અતિશય આકુળ બની જઇને કુસુમકાન્તને બોલાવી લાવવા માટે મોકલ્યો.

અજ્ઞાનાંધકારમાં અથડાતું મનુષ્ય હરેનિશ જે કાંઇ કરે છે, તેને ઇશ્વરનું લીલાચક્ર કોઇ પણ જાણી શકે નહિ એવી રીતે ચુર્ણ વિચુર્ણ કરી નાંખે છે. ઇશ્વરની અપાર અને અકળ લીલાને સમજી શકવાનું સામર્થ્ય મનુષ્ય જાતિમાં નથી.

લગભગ પાંચ વાગે કુસુમ પિતાના ઉશિકા પાસે બેસીને તેમના મસ્તક ઉપર જળસિંચન કરતી હતી. પાર્વતી ત્યાં બેસી રહી હતી. સવ કોઇ શાન્ત હતું. ચંદ્રશંકર ક્વચિત્ શુદ્ધિમાં આવતા હતા તો ક્વચિત્ બેશુદ્ધ બની જતા હતા. એવામાં કુસુમકાન્તે એ ઓરડામાં પ્રવેશ કર્યો. તેને જોવાં જ પાર્વતીએ સજળનયને અને કરૂણાપૂર્ણ કંઠે કહ્યું:—"ભાઇ આવ્યા કે! આવો અને જુઓ કે, અમારા ઉપર કેવું મ્હોટું દુ:ખ આવી પડયું છે!"

શ્રમિત થઇ ગયેલો અને પસીનાથી ભીંજાઇ ગયેલો કુસુમકાન્ત એક ખુરસી ઉપર બેઠો. પાર્વતીએ પૂર્વવત્ સ્વરે કહ્યું:—"ભાઇ! આવા સમયે તમે પણ અમને ભૂલી ગયા છો ને?"

કુસુમકાન્ત:—સભાનાં કાર્યો એટલાં બધાં વધી ગયાં છે કે, અલ્પકાળનો અવકાશ પણ હું મેળવી શકતો નથી. વિશેષતઃ આ બિમારીના સમાચાર પણ હું જાણતો નહોતો.

પાર્વતી:—તમે તો મ્હારા પ્રમોદ જેવા છો. સભાના કાર્ય કરતાં તમારે આ કાર્ય તરફ સવિશેષ ધ્યાન આપવું જોઇએ.

કુસુમકાન્ત:—યથાશક્તિ સેવા શુશ્રુષા કરવાને હું તૈયાર છું.

કુસુમ એટલી બધી શર્માઇ ગઈ હતી કે જો પૃથિવી જગ્યા આપે તો તેમાં સમાઇ જવાનો તેનો વિચાર હતો. પિતાના મસ્તક ઉપર જળ છાંટવાની કિંવા ત્યાંથી ઉઠી ચાલ્યા જવાની શક્તિ પણ તેનામાં રહી નહોતી.

કુસુમકાન્તે પાર્વતી તરફ જોઇને પૂછયું:—"કેટલા દિવસથી આવી તબિયત છે?"

પાર્વતીએ ઉત્તર આપ્યો:—"લગભગ ચાર પાંચ દિવસથી. આજે તો ઘણોખરો સમય તેઓ બેશુદ્ધાવસ્થામાં સૂઈ રહેવામાં જ

પસાર કરે છે."

આ સમયે ડૉકટર આવી પહોંચ્યા, તથા વિશેષ ધ્યાનથી રોગીની તપાસ કરવા લાગ્યા. અંતે તેમણે કહ્યું:—"રોગીના જીવનનું સંરક્ષણ કરવાને માટે ઔષધ કરતાં પથ્ય અને શુશ્રુષા પ્રત્યે સવિશેષ ધ્યાન આપવાની આવશ્યકતા છે. સેવા ચાકરીમાં બીલકુલ હરકત કિંવા વાંધો પડવો જોઇએ નહિ."

આમ કહી પ્રિસ્ક્રિપ્શન લખી આપી ડૉકટરસાહેબ વિઝિટ ફી લઇ ચાલ્યા ગયા.

કુસુમકાન્તને ઉદ્દેશીને પાર્વતીએ કહ્યું:—"કુસુમકાન્તભાઇ! તમને વધારે શું કહું! એમને આરામ થાય ત્યાં સુધી તમારે અહીં જ રહેવું પડશે."

કુસુમકાન્ત આ વાર્તાને સંમત થયો આથી કુસુમના અંતરમાં અપાર આનંદ ઉપજ્યો!

કુસુમકાન્ત ચંદ્રશંકરને ત્યાં રહી તેમની સેવા ચાકરી કરવા લાગ્યો. રોગીનાં કાર્યોમાંથી કુસુમકાન્ત સહજ પણ વિશ્રામ મેળવી શકતો નહોતો. તે સમસ્ત રાત્રિ જાગ્રત રહીને ચંદ્રશંકરને ઔષધ પાતો હતો.

કુસુમકાન્તની અપાર અને અતુલનીય સેવા શુશ્રુષા જોઇ ચંદ્રશંકરના ઘરનાં સઘળાં માણસો આશ્ચર્યચકિત બની ગયાં. તેની દુઃખ સહન કરવાની શક્તિ, સ્થિર, ગંભીર, તેજસ્વિની મૂર્ત્તિ વગેરેએ સર્વના અંતરમાં ઘણી શ્રદ્ધા ઉત્પન્ન કરી.

સુશીલા અને કુસુમ રાત્રિ દિવસ પાસે રહીને કુસુમકાન્તને તેનાં સકળ કાર્યોમાં સહાયતા કરતાં હતાં. પિતાની બિમારીમાં કુસુમને નિરુપાયે લજ્જાનો ત્યાગ કરવો પડયો. આવા સંકટસાગર-

માં લજ્જાને સ્થાન ક્યાંથી હોઇ શકે ?

કુસુમકાન્તના ચંદ્રશંકરને ત્યાં આવી રહ્યાને બે ત્રણ દિવસ થઇ ગયા; કિન્તુ ચંદ્રશંકરની પ્રકૃતિમાં બિલકુલ પરિવર્ત્તન થયેલું જોવામાં આવ્યું નહિ. અધિક રાત્રિપર્યંત કુસુમકાન્ત કોઇને પણ રોગીની પાસે બેસી રહેવા દેતો નહિ. કર્મ જ જેના જીવનનો સહચર હતું, સેવાવ્રત જ જેનો પ્રાણ હતો તે આવો અપાર અને આશ્ચર્યજનક પરિશ્રમ કરે એ સર્વાંશે સંભવિત છે જ.

કુસુમ પિતાને સત્વર આરામ થાય એ માટે રાત્રિ દિવસ ઇશ્વર પ્રાર્થના કર્યા કરતી હતી. એવામાં કુસુમકાન્તના એક પ્રકારના વ્યવહારથી કુસુમનું હૃદય ઘણું દુઃખિત થવા લાગ્યું.

કુસુમકાન્તનો કુસુમના પ્રત્યે એક પ્રકારનો ભિન્નભાવ જોવામાં આવતો હતો. તે જાણે કે કુસુમને પરમનુષ્ય સમજતો હતો. તે કુસુમની સાથે એકાન્તમાં વિશેષ સમય સુધી બેસી રહેતો નહિ તેમજ તેની સાથે વિશેષ વાતચિત પણ કરતો નહિ. આમ છતાં પિતા બિમાર હોવાથી કુસુમકાન્ત સાથે બેસી પિતાની સેવા સુશ્રુષા કરવાને માટે કુસુમને તેની પાસે બેસી રહેવું પડતું હતું; કિન્તુ કુસુમકાન્ત તેને કોઇ પણ કાર્ય કરવાને કહેતો નહિ. તે પોતાને જે કાંઇ કહેવું હોય તે સુશીલાને કિંવા કોઇ દાસીને જ કહેતો હતો; તેથી કુસુમ સ્વગત વિચારવા લાગી:—" મ્હારા પ્રત્યેના સામાન્ય સ્નેહનો પણ એમણે ત્યાગ કર્યો છે કે શું ?"

આવી ચિન્તાથી કુસુમ ઘણી વ્યગ્ર અને ચિન્તાતુર રહેવા લાગી. ઘાત પ્રત્યાઘાત એક પ્રકારનું નૈસર્ગિક સત્ય છે. તમે જેના ઉપર આંતરિક પ્રેમ રાખતા હશો તેના પ્રત્યે એક પ્રકારનો સ્નેહાધિકાર કિંવા પ્રેમાધિકાર, ગુપ્ત રીતે તમારા અંતરમાં પ્રવેશ કર્યા

સિવાય રહેશે નહિ. બાહ્ય જગતની માફક આંતર્જગતમાં પણ આવા પ્રકારના આઘાત પ્રત્યાઘાત જોવામાં આવે છે. એ પ્રકૃતિનો સ્વાભાવિક નિયમ છે. પ્રેમની ગંભીરતાનો પરિચયકર્તા છે.

પતિપ્રાણા સતી સાધ્વી પાર્વતી તો આવા ભીષણ સંકટ પ્રસંગે માત્ર ઇશ્વર ઉપર વિશ્વાસ મૂકી પોતાના દુઃખદ દિવસો પસાર કરતી હતી.



## પ્રકરણ ૩૩ મું.—આત્મત્યાગ.

કુસુમકાન્ત જો કે અનેક કાર્યોમાં ગુંથાયલો રહેતો; તો પણ તેનું લક્ષ્ય નિરંતર સ્વદેશહિત તરફ રહેતું હતું. શાન્તિદાયિની માતૃમૂર્ત્તિ તેના હૃદયનું એક માત્ર ધ્રુવનક્ષત્ર હતું. એ માતૃધ્યાનથી તે પોતાના મનને સંસારના સઘળા વિષયોમાંથી ઘણે ઉંચે લઇ જતો હતો. એ સ્થળે તે અને તેની માતૃમૂર્ત્તિ સિવાય બીજું કોઇ નહોતું. એ સ્થળે સમસ્ત એક હતું. ત્યાં ધનવાન્, દીન, પાપી કિંવા સાધુના વચ્ચે કશો પ્રભેદ નહોતો. કુસુમકાન્ત જાણે કે નિષ્કામ યોગીના માફક એક પ્રકારની મહા સાધનામાં મગ્ન રહી સર્વની પ્રીતિને આકર્ષતો હતો.

ચંદ્રશંકરની બિમારીના સમયમાં કુસુમકાન્ત તેમના ઘરનાં સઘળાં માણસો સાથે જેવો હળીમળી ગયો તેવો પહેલાં હળીમળી ગયો નહોતો. પહેલાં આવો અવકાશ પણ તેને મળ્યો નહોતો. તે આ સમયે એમ સ્પષ્ટ સમજી શક્યો કે, ચુંબક જેવી રીતે લોઢાને આકર્ષે, પૂર્ણિમાની ચંદ્રકળા પ્રશાન્ત મહાસાગરના જળરાશીને જેવી રીતે આકર્ષે તેવી જ રીતે એક તરુણ હૃદય, તેના માતૃધ્યાનમગ્ન પ્રાણને ઘણે ધીમે ધીમે મધુર આકર્ષણથી પોતાના પ્રત્યે

આકર્ષે છે, એ બાળિકા હોવા છતાં તેના આકર્ષણનો પ્રભાવ કાંઇ સામાન્ય નહોતો. કુસુમકા તે પોતાના મનને વિશેષ સંયમમાં રાખી, અન્ય એક શક્તિનો આશ્રય સ્વીકારી એ આકર્ષણની શક્તિનો પરાભવ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

આ નવીન સંગ્રામ કોની સાથે હતો ! આ શું રાજશક્તિ હતી કિંવા સમાજશક્તિની કોઇ દુષિત રીતિનીતિ અથવા કુસંસ્કારની વિરુદ્ધ સંગ્રામ હતો ? આજે ભ્રાન્તિવશતઃ કુસુમકાન્ત સમજી શક્યો નહિ કે, નારીશક્તિ સિવાય પુરુષ અપૂર્ણ રહે છે—માત્ર અર્દ્ધાંગ રહે છે; કિન્તુ એક દિવસે તેને એ શક્તિ સમક્ષ પોતાનું શિર ઝુકાવવું પડશે—એક દિવસે તેને પોતાના આ અપરાધનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે.

ચંદ્રશંકરના કુટુંબ ઉપર ઉપરાઉપરી સંકટો આવી પડતાં હતાં; છતાં પાર્વતીએ પોતાના ધૈર્યનો ત્યાગ કર્યો નહોતો. પરમાત્મામાં હૃદય સ્થિર રાખીને તે ધીરજથી સ્વામીની સેવા કરતી હતી, તથા આવા પ્રકારનું બીજાનું સંકટ આવી પડેલું હોવા છતાં સર્વ પ્રકારનાં સાંસારિક કર્ત્તવ્યો તે ધૈર્ય તેમજ નિષ્ઠાથી કરતી હતી. વિવિધ પ્રકારના દુઃખાગ્નિમાં તેનો પ્રાણ સળગતો હોવા છતાં તેની સ્નેહધારા સર્વના ઉપર સમાન ભાવથી પડતી હતી.

કુસુમ સુશીલાની સાથે માતાના છાયાસ્વરૂપિણી થઇને માતાના પ્રત્યેક કાર્યમાં સહાયતા કરતી હતી. વિધાતા, એ સરળ કોમળ પ્રાણ ઉપર ગંભીર દુઃખનો ભાર મૂકીને જાણે કે ભાવિ કાર્યક્ષેત્રને માટે તેને લાયક બનાવતા હતા.

આજે પ્રાતઃકાળે ડૉક્ટરે આવીને કહ્યું:—"રોગીની સ્થિતિમાં ફેરફાર થયો છે. હવે ભય રાખવાનું કારણ નથી."

આજે ચંદ્રશંકરનો તાવ ઉતરી ગયો હતો. ડૉકટરનાં આશા-જનક વાક્યો સાંભળી સર્વની ચિન્તા થોડા ઘણા અંશે દૂર થઈ.

રાત્રે લગભગ બાર વાગ્યા પછી પાર્વતી, કુસુમ અને સુશીલા-ની સાથે પોતાના શયનગૃહમાં ગઇ. આજે રાત્રે ઉજાગરો કરવાની કશી જરૂર નહોતી. કુસુમકાન્તને પણ આજે સૂઇ જવાને માટે ડૉ-ક્ટરે કહ્યું હતું. રાત્રે એક વાગ્યા પછી એક ગાદલામાં કુસુમકાન્ત સૂઇ ગયો. બે ચાર દિવસથી તે અલ્પકાળને માટે પણ નિદ્રાસુખ અનુભવી શક્યો નહોતો; તેથી સૂઇ રહેતાંની સાથે જ તે ગાઢ નિ-દ્રાને આધીન થઇ ગયો.

રાત્રિના ત્રણ વાગ્યા. સર્વ નિદ્રાધીન થઇ ગયાં હતાં. પ્રકૃતિએ પણ ગંભીરતા તેમજ શાન્તિ ધારણ કરી હતી. એવામાં એકાએક કશો અવાજ થવાથી કુસુમ અને સુશીલા જાગી ઉઠ્યાં. ચંદ્રશંકર બેશુદ્ધ અવસ્થામાં જાણે કે કાંઇ બકતા હતા. સુશીલાએ શય્યામાંથી ઉઠીને કહ્યું:—"કુસુમબ્હેન ! તમે ઉઠશો નહિ હું જ જાઉં છું."

શયનગૃહનું દ્વાર ખુલ્લું હતું. સુશીલા ઉઠી ત્વરથી ચંદ્રશંકરના શયનગૃહમાં ગઇ. કુસુમની આંખો ઘેરાયલી હોવાથી તે શય્યામાં સૂઇ રહી.

ચંદ્રશંકરના શયનગૃહમાં પ્રવેશ કરતાંની સાથે સુશીલાએ જે દેખાવ જોયો તેથી તેનું મસ્તક ભ્રમિત થઇ ગયું. તેણે જોયું કે જ-મીન ઉપર બિછાવેલા એક ગાદલામાં કુસુમકાન્ત સૂઇ રહ્યો હતો એક ભયંકર કાળો સર્પ તેની છાતી ઉપર પડ્યો રહી, તેના મસ્તક ઉપર પોતાની ફણાને વિસ્તારી રહ્યો છે. કુસુમકાન્તનો જમણો હાથ સ-ર્પને સ્પર્શ કરીને તેની છાતી ઉપર ગોઠવાયલો હતો કુસુમકાન્તનું અનુપમ રૂપમાધુર્ય જોઇ સર્પનો પ્રાણ પણ મુગ્ધ બની ગયો હતો કે

શું? સર્પ જાણે કે કુસુમકાન્તના દેહ ઉપર આનંદથી નૃત્ય કરી રહ્યો હતો.

કેવું ભીષણ સંકટ! જો આવી સ્થિતિમાં કુસુમકાન્ત પોતાની છાતી ઉપરનો હાથ સહજ પણ હલાવે તો સર્પ તેને દંશ કરે તેમ હતો.

ક્ષણમાત્રમાં જ સુશીલાએ પોતાના કર્ત્તવ્યનો નિશ્ચય કરી લીધો. સુશીલા સમયસૂચકતા વાપરી ધીમે ધીમે સર્પની પાછળ ગઇ. પછી શાન્તિથી તેમજ સાવધાનતાથી એ મૃત્યુના દૂત પાસે જઇ, એક વખત ઈશ્વરના મંગળજનક નામનું સ્મરણ કરી, પોતાના જીવનની સઘળી માયા મમતાનો ત્યાગ કરી, પોતે પહેરેલા વસ્ત્રનો અડધો ભાગ પોતાના જમણા હાથ ઉપર લપેટી તેણે એ હાથમાં સર્પનું મસ્તક દઢતાથી પકડી લીધું અકસ્માત્ સંકટમાં સપડાઇ, સર્પ પણ પોતાનો પ્રાણ બચાવવાને માટે સુશીલાના હાથ ઉપર વીટળાઇ ગયો.

પાછું રોગીને કોઇ પણ પ્રકારનું દુઃખ ન થાય એ માટે ત્વરિતગતિથી પાર્વતીના ગૃહ પાસેના એક ખાલી ઓરડામાં જઇ સુશીલા બૂમો પાડવા લાગી. એની બૂમોથી સર્વની ઉંઘ ઉડી ગઇ. પાર્વતી અને કુસુમ સત્વર સુશીલા પાસે ઉપસ્થિત થયાં. સર્વે શું કરવું તેની મ્હોટી ચિન્તામાં પડી જઇ, સ્તબ્ધ બની જઇને ત્યાં ઉભાં રહ્યાં.

આ સમયે આખા મકાનમાં હાહાકાર થઇ રહ્યો. નોકર ચાકરો ઉપર દોડી આવ્યા. સુશીલા કહેવા લાગી:—"હવે હું સર્પને મ્હારા હાથમાં પકડી રાખી શકતી નથી. મ્હારો હાથ ધીમે ધીમે નિર્બળ બની જાય છે."

ભયંકર સર્પ પોતાના પૂંછડાથી સુશીલાના હસ્તનું દઢતાથી

આકર્ષણ કરતો હતો. સુશીલાએ કહ્યું:—"મ્હારા હાથનાં હાડકાં સુદ્ધાં ભાંગી જશે એમ મ્હને લાગે છે. મ્હને અપાર દુ:ખ થાયછે."

એવામાં એક હિન્દુસ્તાની નોકરે એક હથિયારથી સર્પને સત્વર કાપી નાંખ્યો. પછીથી સર્વેએ ચંદ્રશંકરના શયનગૃહમાં જઇને જોયું તો હજી સૂધી કુસુમકાન્તને તેમણે ઉંઘતો જોયો. તેજસ્વી લૅમ્પનો ઉજ્વળ પ્રકાશ તેના મુખમુદ્રા ઉપર પડયો હતો, અને તેથી તેના અંગની લાવણ્યમયી દેહકાન્તિ વિશેષ મનોહારિણી બની ગઇ હતી. તેના અધરોષ્ઠ ઉપર હમણાં પણ મધુર સ્મિતહાસ્ય વિકાસી રહ્યું હતું. લલાટ ઉપરનાં સ્વેદામ્બુઓ શિશિરબિંદુઓની માફક શોભતાં હતાં. કુસુમે એ અતુલનીય સૌન્દર્યસુધાનું દર્શન એકાગ્રદૃષ્ટિથી કરવા માંડયું. તેનાં નેત્રો જાણે કે એ સૌન્દર્ય સિવાય બીજું કાંઇ જોવાની અભિલાષા રાખતાં જ નહોતાં; છતાં માતા પાસે હોવાથી કુસુમ ઘણા સમય સુધી એ અપૂર્વ રૂપસૌન્દર્યનું દર્શન કરી શકી નહિ.

પાર્વતીએ મૃદુ સ્વરે કહ્યું:—બે ચાર દિવસથી કુસુમકાન્તભાઇ સતત ઉજાગરો કરે છે; તેથી આજે તેઓ ગાઢ નિદ્રાને આધીન થયા છે. એમના નિદ્રાનો ભંગ ન થાય એની સાવધાનતા રાખજો.

આ સમયે કુસુમે પોતાના મનમાં ને મનમાં વિચાર્યું:—"વાસ્તવિક રીતે સ્નેહ અંધ છે! આટલા ગરબડાટને કોલાહલથી પણ જેમની નિદ્રાનો ભંગ થયો નથી તેઓ સામાન્ય અવાજથી જાગી ઉઠશે એવી આશંકા, માતા સ્નેહને વશ થઇને જ કરે છે. કુસુમકાન્તે કયા મંત્રબળથી મ્હારી માતાનો આટલો સ્નેહ સંપાદન કર્યો છે એ હું સમજી શકતી નથી."

પાર્વતી સ્વગત વિચારવા લાગી:—"પૂર્વજોના અપાર પુણ્ય-

બળને લીધે જ આજે ભગવાને તેમનું સંરક્ષણ કર્યું છે, સુશીલાએ જ એમના જીવનનું સંરક્ષણ કર્યું છે. હું મ્હારી સુશીલાના ઋણનો બદલો કેવી રીતે વાળી શકીશ ?"

કુસુમકાન્તે ઉશિકું નહિ હોવાથી પોતાનો જમણો હાથ મસ્તક નીચે રાખ્યો હતો. આવો પ્રકાર જોઇ પાર્વતીએ કહ્યું:— "અરેરે ! ભાઇના મસ્તક નીચે ઉશિકું નથી ! હું ઉશિકું મૂકું છું.

આમ કહીને તેણે ઉશિકું લઇ આવી, ઘણી જ સાવધાનતાથી કુસુમકાન્ત જાગી ન ઉઠે એવી રીતે તેનું મસ્તક ઉંચકી, તેનો હાથ ખસેડી ઉશિકું ગોઠવવા માંડ્યું; પરંતુ આ પ્રકારથી કુસુમકાન્ત જાગી ઉઠ્યો અને શય્યામાં બેઠો થઇ ગયો.

પાર્વતીએ અસ્થિર બની જઇને કહ્યું: —"ભાઇ ! ઉઠવાની કાંઇ જરૂર નથી. હજી થોડો સમય સૂઇ રહો—આંખો ઘણી લાલચોળ થઇ ગઇ છે."

કુસુમકાન્તઃ—ના, હવે મ્હારે ઉંઘવું નથી.

પાર્વતીએ બની ગયેલી ભયંકર ઘટનાનું વિસ્તારથી વર્ણન કર્યું કુસુમકાન્તે આશ્ચર્ય તથા શ્રદ્ધાપૂર્ણ હૃદયે સુશીલાને કહ્યું:— "દેવિ ! આજે તમે મ્હને જીવનદાન દીધું છે. આજથી તમે મ્હને તમારો સહોદર સમજજો."

સુશીલાએ સલજ્જભાવથી ઉત્તર આપ્યો:—"મ્હેં માત્ર મ્હારું કર્ત્તવ્ય બજાવ્યું છે. વળી પ્રથમથી જ હું તમને મ્હારા સહોદર ભાઇ જ સમજું છું—અને ચિરકાળ સુધી એમ જ સમજીશ."

પાર્વતીએ પ્રેમપૂર્વક સુશીલાનો હાથ પકડીને કહ્યું:—"કુસુમકાન્તભાઇ ! મ્હારી સુશીલાને લીધે જ હું તમને પુનઃ પ્રાપ્ત કરી શકી છું. સુશીલાને હું મ્હારી કુસુમ સમાન સમજું છું અને સદા

સમજીશ."

આ સમયે કુસુમ પિતાના ચરણો પાસે બેઠી. ચંદ્રશંકરની નિદ્રા કિંવા તંદ્રાનો પણ ભંગ થયો હતો; કિન્તુ દુર્બળતાને લીધે તેઓ કશું બોલી શકતા નહોતા. એ પુણ્યપ્રતિભાવાન્ મુખમંડળ રોગની મલિન છાયાથી આચ્છાદિત થઇ ગયું હતું. કુસુમ પોતાની હૃદયવ્યથા કોઇ પણ રીતે શાન્ત કરી શકતી નહોતી. તેણે પોતાના મનમાં ને મનમાં કહ્યું:—"હે વિધાતા! મ્હારાં કયા પાપોના પરિણામે તમે મ્હને આવી સજા કરી છે. જો મ્હારું જીવન આપતાં પણ પિતા આરોગ્ય મેળવી શકે તેમ હોત તો અવશ્ય હું તેમ કરત!"



## પ્રકરણ ૩૪ મું.—અગ્નિપરીક્ષા.

ગત પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યાને ત્રણ ચાર દિવસ વીતી ગયા હતા. ચંદ્રશંકરનો તાવ ઉતરી ગયો હતો; છતાં તેમની દુર્બળતા દૂર થઇ નહોતી. રાત્રિના અગીઆર વાગ્યા હતા. ચંદ્રશંકર નિદ્રાધીન થઇ ગયા હતા. પાર્વતી કુસુમકાન્તને સૂઇ રહેવાનું કહી સુશીલા અને કુસુમને સાથે લઇને પોતાના શયનગૃહમાં ચાલી ગઇ. હમણાંની ભયંકર ઘટના, કુસુમકાન્તના હૃદયનું મહત્વ અને તેનો નિઃસ્વાર્થ પરોપકારી ભાવ વગેરેનો વિચાર કરતી કરતી તે સૂઇ ગઇ.

કુસુમકાન્ત એક ખુરસી ઉપર બેઠો બેઠો વિચારવા લાગ્યો:—"મા આનંદમયિ! સંસારના ધનવાનો, દીનદરિદ્રો, પુણ્યશાળી અને પાપીઓ સર્વ તમારી આગળ સમાન છે. તમારા મંદિરમાં મહા-

પાપી પણ મુક્તિનો અધિકારી છે. હું માત્ર તમારું કાર્ય કર્યે જ-ઇશ. એનો વિચાર કરનાર હું કોણ છું! તમારો પ્રહન સેવક થઇ શકું એવો આશીર્વાદ મેળવવાને જ હું ઇચ્છું છું."

ટેબલના ઉપર અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત આદિ ભાષાઓના અનેક ગ્રંથો વ્યવસ્થિત રીતે ગોઠવેલા હતા. કુસુમકાન્તની જ્ઞાનસ્પૃહા પણ ઘણી પ્રબળ હતી. રોગીની સેવા ચાકરીમાં ગુંથાયલો હોવાથી વાંચવા લખવાનો અવકાશ તેને મળ્યો નહોતો. આજે જો કે તે નિદ્રાધીન થવાને ઉત્સુક બની ગયો હતો; છતાં એક બે પુસ્તકો વાંચવાની આકાંક્ષાનો ત્યાગ તે કરી શક્યો નહિ.

કુસુમકાન્તે એક ગ્રંથ પોતાના હાથમાં લીધો. એ પાશ્ચાત્ય સુપ્રસિદ્ધ કવિ શેક્ષપિયરનો રચેલો એક કાવ્યગ્રંથ હતો. કુસુમકાન્ત એકાગ્રચિત્તે એ કાવ્યગ્રંથ વાંચવા લાગ્યો.

પાસે જ એક મ્હોટો લૅમ્પ સળગતો પડયો હતો. એવામાં એક પતંગ લૅમ્પની ચીમનીની આજૂબાજૂ ફરવા તેમજ ઉડવા લાગ્યું. તેને જોઇને કુસુમકાન્તે સ્વગત વિચાર્યું:—"હે પતંગ! મનુષ્યની માફક ત્હારી પણ શું બળી મરવાની ઇચ્છા છે? તું આ પ્રાણહારક દીપશિખાની આજૂબાજૂ શામાટે ઉડયા કરે છે? શું મૃત્યુમાં જ તું આનંદ માને છે? વિકસિત થયેલા પુષ્પના જેવું ત્હારું આ રૂપ સૌન્દર્ય ક્ષણ માત્રમાં બળી જઇ ભસ્મીભૂત થઇ જશે એનો તને વિચાર છે?

અગ્નિની સમશિખા હોય છે; કિન્તુ સળગતા વાસાગ્નિની શિખા સાત હોતી નથી, વીસ હોતી નથી પરંતુ અગણિત હોય છે. સમસ્ત વિશ્વમાં તેની શિખાઓનો વિસ્તાર થયેલો હોય છે. સેંકડો—હજારો—કરોડો મનુષ્યો પતંગની માફક એ અગ્નિશિખાઓની ચારે તરફ ફર્યા

કરે છે. મૃત્યુ પામવાને માટે ઉન્મત્ત બની જઇ નૃત્ય કર્યા કરે છે. અગ્નિનો સ્પર્શ થાય છે તોપણ-તેઓ બળે છે; તોપણ એ અગ્નિ પાસેથી દૂર થતાં નથી. તેમની મૃત્યુની આશાનો તેઓ ત્યાગ કરતાં નથી. હું આવા સળગતા અગ્નિમાં બળી ન મરું તો સારું. વાસનાનો ત્યાગ કરવો એ જ ખરો સંયમ અને ખરું હૃદયબળ છે."

આટલું બોલી કુસુમકાન્તે આંગ્લકવિવર શેક્ષપિયરનો ગ્રંથ પાછો યથાસ્થાને મૂકી દઈ એક બીજો ગ્રંથ હાથમાં લીધો. એ કુમારસંભવ નામનો ગ્રંથ હતો. એ ભારતવાસીની પોતાની સંપત્તિ હતી.

કુમારસંભવમાં ગૌરીના રૂપનું વર્ણન વાંચતાં વાંચતાં કુસુમકાન્ત મુગ્ધ બની ગયો. તે એ ગ્રંથનું બીજું પૃષ્ઠ ફેરવવા ગયો એવામાં કોઇ વસ્તુ તેના જોવામાં આવી. એ વસ્તુ જોતાંની સાથે જ કુસુમકાન્ત આશ્ચર્યચકિત અને સ્તંભિત બની ગયો. એ વસ્તુ બીજી કોઇ નહિ; કિન્તુ કુસુમે તેની માતાને જે પત્ર લખ્યો હતો તે જ પત્ર હતો. કુસુમે ભૂલથી એ પત્ર કુમારસંભવ ગ્રંથમાં મૂકી દીધો હતો. આજે દૈવક્રમે એ પત્ર કુસુમકાન્તના જોવામાં આવ્યો. તેણે જોયું કે, એ પત્રમાં કુસુમે માત્ર ત્રણ જ લીટીઓ લખેલી હતી. કુસુમનો હૃદયભાવ એ ત્રણ જ લીટીઓમાં સર્વાંશે પ્રકાશી નીકળ્યો હતો. એ પત્ર વાંચી રહેતાંની સાથે જ કુસુમકાન્તના આશ્ચર્યની સીમા રહી નહિ. તેના અંતરમાં આજ સુધી જે એક પ્રકારનો સંશય હતો તે સંપૂર્ણ દૂર થયો. તે સ્વગત વિચારવા લાગ્યો:—"આ શું કુસુમના અંતરનો ગંભીર ઉંડો ભાવ હશે કે તરુણ હૃદયની એક પ્રકારની ચંચળતા હશે ? પ્રેમ તો સ્વર્ગની વસ્તુ છે. જ્યાં પ્રેમ હોય છે ત્યાં જ આત્મત્યાગ હોય છે. જેઓ આવા પ્રકારનો આત્મત્યાગ કરવાને સમર્થ હોય છે તેઓ આ મૃત્યુલોકમાં

દેવત્વ મેળવે છે. જો કુસુમનો આ ભાવ તેના યુવાન્ હૃદયની ઉત્તેજના કિંવા ચંચળતા ન હોય તો ખરેખર એ માનવી નથી. આ ધન, માન, વિલાસ અને લાલસાપૂર્ણ સંસારમાં એ નારી સ્વરૂપિણી દેવી છે. એક ક્ષુદ્ર બાળિકાના હૃદયમાં આટલું બધું અસામાન્ય બળ ક્યાંથી આવ્યું ? એની ઉમ્મર માત્ર સોળ જ વર્ષની છે. આટલી ન્હાની ઉમ્મરમાં આટલી દૃઢતા હોય એ આશ્ચર્યકારક છે. ત્યારે શું ચિત્તોડનો જ્યોતિષશાસ્ત્રી સત્યવાદી હશે ? તેણે ઈંદ્રજાળ વિદ્યાનો ચમત્કાર નહિ બતાવ્યો હોય ? તે શું ખરેખરો યોગસિદ્ધ મહાપુરુષ હશે ? ભવિષ્યનું અંધકારમય રહસ્ય ચિત્રસ્વરૂપમાં તેણે મ્હને બતાવ્યું છે. હે ભગવાન્ ! તમારી આ વિચિત્ર તેમ જ અકળ કળાને હું પામર પુરુષ કળી શકતો નથી. હું કુસુમનું કલ્યાણ થાય એમજ ઇચ્છું છું. એનું કલ્યાણ કેવી રીતે કરવું એ સંબંધીના વિચારો હું વારંવાર કરું છું. હવે એનો આ નવીન ભાવ એના હૃદયમાં દૃઢ થઇને એના સંસારસુખના કંટકસ્વરૂપ ન થાય એટલું મ્હારે જોવાનું છે."

આજે સઘળા બનાવો કુસુમકાન્તે જાણે કે દિવ્યદૃષ્ટિથી જોઇ લીધા. કુસુમની સરમાળ મૂર્ત્તિ, તેની કરુણાપૂર્ણ ઉદાસ દૃષ્ટિ તેમજ તેની દુર્બળતા આદિનું ખરું કારણ આજે તે સહેલાઇથી સમજી શક્યો. તે પુનઃ સ્વગત કહેવા લાગ્યોઃ—"મ્હારા આજ સુધીના બેદરકારી ભરેલા વ્યવહારથી તે ઘણી દુઃખિતા થઇ છે એ ગંભીર હૃદયવ્યથાને લીધે દુઃખિતા થઈ છે કે સ્વર્ગીય પ્રેમથી ઉપજેલા અભિમાનના પરિણામે દુઃખિતા થઇ છે ? વાસ્તવિક રીતે એ બન્નેથી જ તે દુઃખિતા થઇ હશે. જ્યાં પ્રેમની ગંભીરતા વિશેષ હોય છે ત્યાં અભિમાન ઉત્પન્ન થયા સિવાય રહેતું નથી. અરેરે ! જો મ્હેં

ઇચ્છયું હોત તો હું અવશ્ય તેનું સાંત્વન કરી શક્યો હોત; કિન્તુ એથી ભવિષ્યમાં તેનું અનિષ્ટ ન થાત કે? હું માતૃસેવક છું–ભારત માતાનો ભક્ત છું. માતૃસેવામાં જ મ્હેં મ્હારું જીવન સમર્પણ કર્યું છે; છતાં પરમાત્મા મ્હને શામાટે આવી અગ્નિ પરીક્ષામાં નાખે છે એ હું સમજી શકતો નથી."

આ પ્રકાર બની ગયા પછી કુસુમકાન્ત કુસુમની સાથે ભિન્નભાવ રાખવા લાગ્યો નહિ. તેના હૃદયનું મહત્વ અને તેની નિઃસ્વાર્થ સેવા જોઇને કુસુમનો પ્રાણ ભક્તિપૂર્ણ બની ગયો. તે વિચારવા લાગી:—"એ દેવતા જ છે લોકોમાં દેવતાનું દર્શન થઇ શકતું નથી. દેવતાને ઉદ્દેશી લોકો તેમના પવિત્ર ચરણોમાં અર્ધ્ય આપીને કૃતાર્થ થાય છે. હું મનમાં ને મનમાં એમની અર્ચના કરી શકું એટલે બસ છે. હું તદ્દન મૂર્ખ છું; તેથી જ કેટલીક વખતે તેમના ઉપર ક્રોધે ભરાઉં છું અને અભિમાનને મ્હારા અંતરમાં સ્થાન આપું છું."

કુસુમકાન્તના ચારિત્ર્ય સૌન્દર્યથી ચંદ્રશંકર અને પાર્વતી મુગ્ધ બની ગયાં હતાં.

આજે કુસુમકાન્ત પોતાના આશ્રમમાં ચાલ્યો ગયો હતો. મધ્યાન્હકાળના બે વાગ્યા હતા. કુસુમ પિતાની શય્યામાં બેસી પિતાને ચાયુ ઢોળતી હતી.

સુશીલા પોતાના વિશ્રામગૃહમાં એકલી બેસી રહી હતી. એક સુંદર પ્રિયમુખનું તે ધ્યાન ધરી રહી હતી તે અંતરમાં વિચાર્યા કરતી હતી કે:—"તેઓ કેવી સ્થિતિમાં છે! મ્હને તેમના કશા સમાચાર મળતા નથી. તેમના સમાચાર જાણવાને માટે મ્હારો જીવ અસ્થિર બની ગયો છે. તેઓ મ્હારો ત્યાગ કરીને સુખી થયા છે;

છતાં તેમનું એક વખત દર્શન કરવાને માટે મ્હારું મન અધીરું કેમ બની ગયું છે. હે નારાયણ! જો મ્હેં મનથી પણ કોઈ પણ પાપકાર્ય કર્યું ન હોય તો તમે મ્હારા સ્વામીદેવતાને સુખી રાખજો."

"સુશીલા! અહીં તું એકલી બેસી રહી છે બ્હેન!" આમ બોલતાં પાર્વતીએ એ વિશ્રામગૃહમાં પ્રવેશ કર્યો. સુશીલાની ચિન્તાગ્રમ મુખકાન્તિનું દર્શન કરીને, વ્યથિત ચિત્તે તેને પોતાની છાતી સરસી ચાંપી પાર્વતીએ કહ્યું:—"બ્હેન! શી ચિન્તા કરે છે?"

ઉભરાઈ જતા અશ્રુવેગને અટકાવીને અવરુદ્ધ કંઠે સુશીલાએ કહ્યું:—"ના બા! હું કશી ફિકર ચિન્તા કરતી નથી."

બરાબર આ સમયે કુસુમકાન્તે એ વિશ્રામગૃહમાં પ્રવેશ કરીને કહ્યું:—"બા!"

પાર્વતી માતા વિનાનાં સંતાનોની માતા જ હતી. તેને 'બા' કહીને કુસુમકાન્ત અપાર આનંદ અનુભવતો હતો. પાર્વતીએ કહ્યું:—"આવ ભાઈ!"

આજે પ્રેમથી જ પાર્વતીએ એકાએક તેને એકવચનનો ઉપયોગ કરીને બોલાવ્યો; એથી કુસુમકાન્તને પણ ઘણો આનંદ થયો. સ્મિતમુખે તેણે કહ્યું:—"બા! તમે જ્યારે મ્હને તમારા પ્રમોદ જેવો જ ગણો છો ત્યારે હવેથી મ્હને પ્રમોદની માફક જ બોલાવશો. એથી મ્હને વિશેષ આનંદ થશે."

આમ કહી પેટના સંતાનની માફક કુસુમકાન્ત પાર્વતીની પાસે બેઠો. પરિશ્રાન્ત થયેલો પથિક સખ્ત તાપથી અકળાઇ જઇને, એક સુશીતળ વૃક્ષની છાયા નીચે બેસી જેવી રીતે પોતાનો સકળ શ્રમ દૂર કરે તેની રીતે જ આ માતૃરૂપિણી સ્નેહમયી છાયામાં બેસી કુસુમકાન્ત એક પ્રકારની નિર્મળ શાન્તિ અનુભવવા લાગ્યો.

પાર્વતીએ કહ્યું:—" ભાઇ ! સુશીલા તેના સ્વામીના કશા સમાચાર નહિ મળવાથી ઘણી ચિન્તામગ્ન રહે છે. શરમને લીધે એ ત્હારી પાસે કાંઇ કહી શકતી નથી."

કુસુમકાન્ત:—ચિન્તા કરવાનું પ્રયોજન નથી. હું કોઇ પણ રીતે તેમના સમાચાર મંગાવીશ. અરેરે ! એમણે કેવી ક્રૂરતાનું દર્શન—

વચ્ચે જ સુશીલાએ કહ્યું:—" ના, તેઓ ક્રૂર નથી મ્હારી ભાગ્યદેવીની ક્રૂરતાથી જ હું દુ:ખ ભોગવું છું." આમ કહી તે શાન્ત રુદન કરવા લાગી.

કુસુમકાન્તે શરમાઇ જઇને કહ્યું:—"સુશીલાબ્હેન ! મ્હને ક્ષમા આપો. મ્હારા આ વાકયથી તમારા અંતરમાં વેદના થશે એવો વિચાર પહેલાં મ્હારા અંતરમાં ઉપજ્યો નહોતો. તમે ચિન્તા કરશો નહિ. હું સત્વર તમારા સ્વામી ઉપર પત્ર લખીશ."

સુશીલાની અદ્‌ભુત પતિભક્તિનું દર્શન કરી કુસુમકાન્ત અને પાર્વતી ઘણું આશ્ચર્ય પામ્યા.



## પ્રકરણ ૩૫ મું.—કલંકમોચન.

થોડા દિવસ પછી ડૉકટરે ચંદ્રશંકરની તપાસ કરી એવો અભિપ્રાય દર્શાવ્યો કે:—" શારીરિક દુર્બળતા દૂર કરવાને માટે એક વખત હવાફેર કરવા જવાની ઘણી જરૂર છે."

ડૉકટરના અભિપ્રાય ઉપર પૂરતો વિચાર કરી સર્વેએ નાશિક તરફ હવાફેર કરવા જવાનો વિચાર કર્યો.

બપોરના ત્રણ વાગ્યા હતા. ચંદ્રશંકર પલંગમાં સૂઇ રહ્યા હતા.

પાર્વતી પણ તેમની પાસે બેસી રહી હતી. ચંદ્રશંકરે કાંઇ વિચાર કરીને કહ્યું:—"ખરેખર, કુસુમકાન્તનું ચરિત્ર ઘણું ઉત્તમ છે. હું તેના સ્વભાવનું સૌન્દર્ય જોઇ મુગ્ધ બની ગયો છું. એના પ્રયત્ન, પરિશ્રમ અને સેવાથી જ આ પ્રસંગે મ્હારા જીવનનું સંરક્ષણ થયું છે. કુસુમકાન્તનું ઋણ હું આ જીવનમાં વાળી શકું તેમ નથી."

પાર્વતી:—સત્ય છે. એનું ચરિત્ર અત્યુત્તમ છે.

ચંદ્રશંકર:—કુસુમનો પેલો પત્ર વાંચીને હું કુસુમકાન્તના ઉપર સહજ વિરક્ત થયો હતો; કિન્તુ એના વ્યવહારથી મ્હને એટલો બધો આનંદ ઉપજ્યો છે કે, જેનું વર્ણન હું કરી શકતો નથી. મ્હારી વિરક્તિના સ્થાને પ્રીતિ અને શ્રદ્ધાએ સ્થાન મેળવ્યું છે.

પાર્વતી:—કુસુમ સંબંધીના પ્રકારમાં એ સર્વાંશે નિર્દોષ છે.

ચંદ્રશંકર:—ત્હેં કેવી રીતે જાણ્યું!

પાર્વતી:—કુસુમે સુશીલાને એમ કહ્યું હતું કે, આ સંબંધી કુસુમકાન્ત કાંઇ જાણતો નથી. મ્હને પણ એ વાર્ત્તા સત્ય હોય એમ લાગે છે; કેમકે કુસુમકાન્ત લગભગ પંદર દિવસ સુધી આપણે ત્યાં રહી ગયો છે. એ દિવસોમાં તેમને બન્નેને ગુપ્ત વાતચિત કરવાના સુયોગો પ્રાપ્ત થયા હતા. મ્હેં પણ એ પ્રકાર તરફ ધ્યાન આપ્યું હતું. એમની પરીક્ષા કરવાના હેતુથી મ્હારે કૌશલનો ઉપયોગ પણ કરવો પડ્યો હતો; છતાં એ પંદર દિવસમાં તેમણે એક બીજાંની સાથે કશી વાતચિત કરી નથી. હૃદયનો ભાવ કોઈ પણ મનુષ્ય વિશેષ દિવસો સુધી છુપાવી શકતું નથી. કુસુમકાન્તમાં સહજ પણ ચંચળતા જોવામાં આવી નથી. તેનું હૃદય સર્વદા સ્થિર અને શાન્ત જોવામાં આવતું હતું, અને આવે છે.

ચંદ્રશંકર:—આ તો આશ્ચર્યજનક વિષય કહેવાય!

પાર્વતીઃ—ત્યારે તમે કુસુમને કુસુમકાન્તના હસ્તમાં સમર્પણ કરી તેમને બન્નેને સુખી કરો.

ચંદ્રશંકરઃ—હવે મ્હને એમ કરવામાં બીજી કશી અડચણ નથી; માત્ર કુસુમકાન્તે પૈસા કમાવા તરફ ધ્યાન આપવું જોઇએ.

પાર્વતીઃ—એ સંસારબંધનમાં બંધાશે એટલે કુટુંબનું ખરચ નિભાવવાને માટે જરૂર પૈસા કમાવા તરફ ધ્યાન આપશે.

ચંદ્રશંકરઃ—એ તો ભવિષ્યની વાર્તા કહેવાય. મ્હેં એમ સાંભળ્યું છે કે, શિલ્પકળાનું શિક્ષણ મેળવવા એ અમેરિકા જનાર છે. મ્હારા મત પ્રમાણે એ અમેરિકા નહિ જતાં વિલાયત જઇને બેરિસ્ટરની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ આવે તો સારું. વળી એ એવો પ્રતિભાસંપન્ન યુવક છે કે તે સત્વર એક હોશિયાર બેરિસ્ટર થઇ શકશે એવી મ્હારી દૃઢ માન્યતા છે.

પાર્વતીઃ—મ્હારા અંતરમાં પણ એ માટે બિલ્કુલ સંદેહ નથી.

ચંદ્રશંકરઃ—જો એ બેરિસ્ટરની પરીક્ષા આપવાને સંમત થાય તો તેનું સઘળું ખરચ હું વેઠી લઇશ. તેને એમ સમજાવવાની આવશ્યકતા છે કે, બેરિસ્ટરો પણ સ્વદેશનું ઘણું કલ્યાણ કરી શકે છે. એ સ્વતંત્ર વ્યવસાયથી પણ સ્વદેશનું ઘણું હિત સાધી શકાયછે.

પાર્વતીઃ—જો એને એમ સમજાવી શકાય તો ઘણું સારું.

ચંદ્રશંકરઃ—ત્યારે તું આજે જ નોકર મોકલીને તેને અત્રે બોલાવી મંગાવ.

પાર્વતીઃ—એની સાથે ઘણી સાવધાનતાથી વાતચિત કરજો. એનું આત્મસંમાનજ્ઞાન ઘણું પ્રબળ છે. અસંમાનનો અનુભવ થયાથી તેણે પ્રિન્સિપાલની એક જ વાતમાં વિશ્વવિદ્યાલયનો ત્યાગ કર્યો હતો. જો આપણા તરફથી એ સહજ પણ અસંમાન અનુ-

ભવશે તો એ કદાપિ આપણા મકાનમાં પગ સુદ્ધાં મૂકશે નહિ.

ચંદ્રશંકરઃ—ઠીક; એ માટે તું બિલ્કુલ ચિન્તા રાખીશ નહિ.



## પ્રકરણ ૩૧ મું.—આશ્ચર્યજનક સંયોગ.

બીજે દિવસે કુટુંબ પરિવારસહિત ચંદ્રશંકર નાશિક જવામાટે સવારની ફાસ્ટટ્રેનમાં બેઠા. કુસુમકાન્તને પણ તેમણે પોતાની સાથે લીધો હતો. ટ્રેન પ્રબળ વેગથી પ્રચંડ ધ્વનિ કરતી માર્ગક્રમણ કરતી હતી.

ચંદ્રશંકરે કુસુમકાન્તને ઉદ્દેશીને કહ્યું:—"ભાઇ ! તમારી સેવા તેમજ પરિશ્રમથી જ આ પ્રસંગે મ્હારા જીવનનું રક્ષણ થયું છે."

કુસુમકાન્તઃ—આપ મ્હારા પિતૃતુલ્ય છો. આપની સેવા કરવી એ મ્હારું પરમ કર્ત્તવ્ય છે.

ત્યાર પછી ચંદ્રશંકર કુસુમકાન્ત સાથે વિવિધ પ્રકારની વાતચિત કરવા લાગ્યા. ચંદ્રશંકરે કુસુમકાન્તને બેરિસ્ટરની પરીક્ષા આપવા જવાની ભલામણ કરી. જો બેરિસ્ટરો ઇચ્છે તો તેઓ સ્વદેશનું કેટલું બધું કલ્યાણ કરી શકે, કેટલા દીન દરિદ્ર માણસો ઉપર ઉપકાર કરી શકે એ તેમણે કુસુમકાન્તને સમજાવ્યું; કિન્તુ એ વ્યર્થ થઇ પડયું.

કુસુમકાન્તે કહ્યું:—"શિલ્પકળાની ઉન્નતિ થયા સિવાય દેશની દરિદ્રતા દૂર થઈ શકે તેમ નથી. દેશના પ્રતિભાશાળી પુરુષોએ જો શિલ્પોન્નતિને માટે પ્રયત્ન કર્યો હોત તો ભારતવર્ષની આજકાલ આવી દીન હીન અને કંગાલ હાલત જોવામાં આવત નહિ. જો હું બેરિસ્ટર થાઉં તો પુષ્કળ દ્રવ્ય કમાઇ શકું એમાં કશો સંદેહ નથી;

કિન્તુ તેથી દેશ ઉપર વિશેષ શો ઉપકાર થાય તેમ છે ? એવા વ્યક્તિગત સ્વાર્થ પ્રત્યે ખરા સ્વદેશ સેવકોએ લક્ષ્ય આપવું જોઇએ નહિ. જ્યાં સુધી વ્યક્તિગત સ્વાર્થનું વિસર્જન નહિ થાય ત્યાં સુધી સ્વદેશોન્નતિ પણ નહિ જ થાય. જે ભારતવર્ષ શિલ્પવાણિજ્યના પ્રસાદથી એક દિવસે કમળાદેવીની લીલાભૂમિ સ્વરૂપ હતો એજ ભારતવર્ષ શિલ્પવાણિજ્યના અભાવે આજે અન્નહીન બની ગયું છે !"

ચંદ્રશંકરે કહ્યું:—" માન મર્યાદા તરફ પણ ધ્યાન આપવું જોઇએ ને ? દેશ ઉપર ઉપકાર કરવાને માટે દ્રવ્યની પણ જરૂર છે. જો તમે બેરિસ્ટર બનીને વિશેષ દ્રવ્ય મેળવી શકો તો જેઓ વિદેશથી શિલ્પકળાનું શિક્ષણ મેળવી આવે તેમને દ્રવ્ય સંબંધીની ઘણી સારી સહાયતા કરી શકો. વળી જો તમે બેરિસ્ટર થવા વિલાયત જાઓ તો તમારું સઘળું ખરચ હું ઉપાડી લેવાને તૈયાર છું. "

કુસુમકાન્તે નમ્રતાસૂચક સ્વરે કહ્યુ:—" આપના આવા અનુગ્રહથી હું કૃતાર્થ થયો છું મહાશય ! આપ મ્હને જે દ્રવ્યની સહાયતા કરવાને ઇચ્છો છો એ દ્રવ્ય જો આપ દુષ્કાળ ફંડમાં આપશો તો હું વિશેષ કૃતાર્થ થઇશ તેથી અનેક માણસોનું કલ્યાણ થાય તેમ છે "

કુસુમકાન્તનાં આવાં વિરુદ્ધતાસૂચક વચનો સાંભળીને ચંદ્રશંકર તેના ઉપર સહજ વિરક્ત થયા; છતાં તેમણે પોતાનો વિરક્તભાવ અંતરમાં જ શમાવી દીધો.

* * * *

યથા સમયે ચંદ્રશંકર સર્વની સાથે નાશિક જઈ પહોંચ્યા. અનેક યુગયુગાંતરની સ્મૃતિને સાથે લઈ નિર્મળ સરિતા ગોદાવરી આ મહાતીર્થના ચરણો ધોઇ, વહેતી ચાલી જતી હતી.

ગોદાવરીના કિનારા ઉપર આવેલા એક સુંદર મકાનને ભાડે રાખી ચંદ્રશંકર કુટુંબ પરિવાર સહિત ત્યાં રહ્યા. કુસુમકાન્ત પણ એ મકાનમાં જ તેમની સાથે રહેવા લાગ્યો.

બીજે દિવસે પ્રભાતકાળે કુસુમકાન્ત આ પુણ્યક્ષેત્રનું દર્શન કરવાને બ્હાર નીકળી પડ્યો. એ પ્રથમ દેવદર્શન કરવા લાગ્યો.જેવો તે મંદિરમાં પ્રવેશ કરી દેવદર્શન કરતો હતો એવામાં એક નવીન પ્રકાર તેના જોવામાં આવ્યો.

એ મંદિરની પાસે જ ભગવાં વસ્ત્રોથી વિભૂષિતા થયેલી, છૂટા કૃષ્ણકેશકલાપવાળી, અલૌકિક રૂપલાવણ્યવતી એક નવયુવતી સંન્યાસિની ધ્યાનમગ્ન સ્થિતિમાં બેઠી હતી. કુસુમકાન્તે વિચાર્યું:—"આ કોણ છે? આ સંન્યાસિનીને હું પિછાનતો હોઉં એમ મ્હને લાગે છે." આમ વિચારી સહજ અગ્રેસર થઇ તેણે એ સંન્યાસિનીની મુખમુદ્રાનું લક્ષ્યપૂર્વક દર્શન કર્યું. દર્શન કરતાં જ તેનો ભ્રમ દૂર થયો. આશ્ચર્યચકિત બની જઇને તેણે જોયું કે, એ સંન્યાસિની દેવી શાન્તિલતા જ હતી.

જો કોઇ પ્રેતપુરીમાંથી આ મૃત્યુલોકમાં આવે, અને લોકોના અંતરમાં જે ભાવ ઉપજે તેવો જ ભાવ આ પ્રસંગે કુસુમકાન્તના અંતરમાં ઉપજ્યો. તે આશ્ચર્ય તથા આનંદથી અધીર બની ગયો.

શાન્તિલતાના ધ્યાનનો ભંગ ન થાય એવા હેતુથી કુસુમકાન્ત થોડે દૂર ઉભો રહ્યો થોડા સમય પછી શાન્તિલતાના ધ્યાનનો ભંગ થયો. કુસુમકાન્તે જોયું કે, સઘળાં મનુષ્યો સંન્યાસિની શાન્તિલતાને પ્રણામ કરે છે.

ધ્યાનભંગ થયા પછી થોડા સમયે એ બ્રહ્મચારિણીએ કુસુમકાન્તના મુખ તરફ જોયું. એ દૃષ્ટિ ઘણી સ્નિગ્ધ, ઘણી પવિત્ર અને

થવી સ્થિર હતી. એ કાંઇ પણ બોલ્યા સિવાય આશ્ચર્યચકિતા બ-
નીને ઉભી જ રહી.

કુસુમકાન્તે નમ્રતાથી કહ્યું:—" મ્હને ઓળખી શકયાં છો કે?

મસ્તક નમાવી શાન્તિલતાએ ઉત્તર આપ્યો:—" હા. આપ
અહીં કયાંથી આવ્યા છો ? "

કુસુમકાન્તઃ—વડોદરાથી.

શાન્તિલતાએ અધીરતાસૂચકસ્વરે પૂછ્યું:—" મ્હારે ઘેર તો
સર્વ ખુશી આનંદમાં છે ને ? "

કુસુમકાન્તઃ—તેઓ સર્વ અહીં આવેલાં છે.

આ સમાચાર સાંભળી શાન્તિલતા અતિ આનંદિતા થઇ. તેણે
પૂછ્યું:—" માતા પિતા કુશળતમાં છે ને ? મ્હારી કુસુમ અને
પ્રમોદ મઝામાં છે ને ?

કુસુમકાન્તઃ—હા, સૌની શારીરિક સ્થિતિ સારી છે.

શાન્તિલતાઃ—તેઓ કયાં ઉતર્યાં છે ?

કુસુમકાન્તઃ—અમારું નિવાસ સ્થાન અહીંથી કાંઇ વિશેષ દૂર
નથી. તેઓ તમારા માટે ઘણી ચિન્તા કર્યા કરે છે.

શાન્તિલતાઃ—મ્હારી કુસુમનો વિવાહ થયો છે કે ?

આ પ્રશ્નથી કુસુમકાન્તના અંતરમાં સહજ આઘાત થયો.
નમ્રસ્વરે તેણે ઉત્તર આપ્યો:—" ના."

કુસુમકાન્તે જોયું કે, શાન્તિલતા સંન્યાસિની થયેલી હોવા છતાં
ને સંસારના સ્નેહબંધનને છિન્ન કરી શકી નથી. તેણે પૂછ્યું:—
" તમે અહીં કેવી રીતે આવી શકયાં ? "

શાન્તિલતાઃ—એ વાર્તા ઘણી વિસ્તૃત છે આપ આશ્રમમાં
ચાલો એટલે ત્યાં આપણે શાન્તિથી સઘળી વાતચિત કરીશું.

કુસુમકાન્ત શાન્તિલતાની સાથે સાથે તેના આશ્રમમાં ગયો, તથા શાન્તિલતાનો આશ્રમ જોઇ એ મુગ્ધ બની ગયો. એ આશ્રમ પાસેથી જ ગોદાવરી નદી વહી જતી હતી. આશ્રમની આજૂબાજૂ એક ન્હાનો કિન્તુ મનોહર ઉદ્યાન આવેલો હતો. વિવિધ પ્રકારની પુષ્પલતાઓ ઉદ્યાનમાં પોતાની સૌગંધનો વિસ્તાર કરી રહી હતી. વૃક્ષો ઉપર વિવિધ પક્ષીઓ બેસી મધુર ગુંજારવ કરી રહ્યાં હતાં. આ આશ્રમમાં પ્રકૃતિદેવી જાણે કે શોભામયી અને આનંદમયીના સ્વરૂપથી વિરાજી રહી હતી.

વિકસિત પુષ્પોના જેવી કેટલીક કોમળાંગી બાળિકાઓને કુસુમકાન્ત ત્યાં જોઇ શક્યો. શાન્તિલતાના સદ્‌ગુણોથી મુગ્ધ થઇને શિલ્પજ્ઞાન અને ધર્મજ્ઞાન પ્રાપ્ત કરાવવાને માટે અનેક માતાપિતાઓએ પોતાની કુમારિકા કન્યાઓને આ આશ્રમમાં રાખી હતી. આ વાર્ત્તાનો ઉલ્લેખ અમે પૂર્વે કરી ગયા છીએ.

ઘણી નિરાધાર વિધવાઓ અને દીન હીન બાળક બાળિકાઓનું આ આશ્રમમાં પ્રતિપાલન થતું હતું. શાન્તિલતા જાતે જ સર્વને શિક્ષણ આપતી હતી.

કુસુમકાન્ત શાન્તિલતાના અલૌકિક સેવાધર્મનું દર્શન કરીને વિસ્મિત બની ગયો. તેણે વિચાર્યું: —" માત્ર પ્રેમ જ જગત્‌માં અન્યને પોતાનું કરી શકે છે. આ પ્રેમમયી—સ્નેહમયી શાન્તિલતા પોતાના સ્નેહથી સર્વના સ્નેહને અને શ્રદ્ધાને સંપાદન કરી શકી છે.

કુસુમકાન્ત શાન્ત અને શ્રદ્ધાપૂર્ણ હૃદયે આશ્રમની સઘળી કુટિરોનું દર્શન કરવા લાગ્યો. એ કુટિરોમાં જોવા જેવું શું હતું? સાજ સજ્જા તો બિલકુલ ન્હોતી. મૃગચર્મ, કુશાસન અને સામાન્ય વ્યવહારોપયોગી વસ્તુઓ જ હતી; છતાં તેણે બીજું જે કાંઇ જોયું

તેથી એ વિશેષ વિસ્મિત બની ગયો. એક કુટિરમાં તે ભારતના સંસ્કૃત જ્ઞાનભંડારને જોઇ શક્યો. ગીતા, ભાગવત આદિ ભક્તિગ્રંથ, વેદ, વેદાન્ત, ઉપનિષદ્ આદિ ધર્મગ્રંથ, ષડ્દર્શન અને અનેકવિધ પુરાણુસંહિતા આદિ હિન્દુનો ગૌરવ ભંડાર એ કુટિરમાં સુવ્યવસ્થિત રીતે સાચવી રાખેલો હતો.

કુસુમકાન્ત પોતાના મનમાં ને મનમાં શાન્તિલતાની પ્રશંસા કરી વિચારવા લાગ્યોઃ—"આ અસામાન્ય પ્રતિભાશાલિની રમણીરત્ન સ્વદેશનું જે કાર્ય કરે છે તેની તુલનામાં મ્હારું કાર્ય કાંઇ ગણુનામાં નથી.

બીજી એક કુટિરમાં જતાં કુસુકાન્તે તેમાં ત્ર્યંબકેશ્વરની મૂર્તિનું દર્શન કર્યું. એ મૂર્તિની પાસે જ એક પરમ રૂપવાન સુસજ્જિત નવયુવકની પ્રતિમૂર્ત્તિ પણ તેના જોવામાં આવી. કુસુમકાન્તે આશ્ચર્ય પામી શાન્તિલતાને પૂછ્યુંઃ—"આ કોણ છે?"

શાન્તિલતાનાં નયનયુગલમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. નમ્ર સ્વરે તેણે કહ્યુંઃ—"એ મ્હારા પ્રાણુના દેવતા છે આ સંસારમાં થોડા દિવસને માટે હું તેમનું સહવાસસુખ મેળવી શકી હતી." આટલું બોલતાં બોલતાંમાં શાન્તિલતાનો કંઠ રુંધાઇ ગયો.

કુસુમકાન્તે વ્યથિત ચિત્તે કહ્યુંઃ—"મ્હને ક્ષમા આપો. મ્હેં અજાણ્યે આપને દુઃખી કર્યાં છે."

પછીથી તેણે વિષયને બદલવાના ઉદ્દેશથી કહ્યુંઃ—"તમે કેવી રીતે લુચ્ચા બદમાશ લૂંટારાઓના પંઝામાંથી છૂટી અહીં આવ્યાં છો એ જાણવાને માટે હું ઘણો ઉત્સુક બની ગયો છું."

સઘળું અથેતિ વર્ણુન કર્યા પછી શાન્તિલતાએ કહ્યુંઃ—"સઘળી ઇશ્વરની કરુણા છે. મનુષ્ય માત્ર નિમિત્ત સ્વરૂપ છે."

કુસુમકાન્તઃ—હા, સત્ય છે; કિન્તુ મનુષ્યમાં ભક્તિબળ હોવું જોઇએ. તમે ભક્તિબળથી જ ભગવાનની કરુણાને મેળવી શક્યાં છો.

પછીથી કુસુમકાન્તે સુવર્ણમુદ્રિકાના દર્શનથી શુરુ કરીને સુશીલાના ઉદ્ધાર સુધીની સઘળી હકીકત વિસ્તારથી શાન્તિલતાને કહી સંભળાવીને જણાવ્યું:—"પુરષ્કાર તરીકે દેવપ્રસાદભાઇને વિશેષ અધિકારની પ્રાપ્તિ થઇ છે."

સ્વામીનું સ્મૃતિચિહ્ન ગૂમ થયું નથી જાણી શાન્તિલતા અતિ પ્રસન્ન થઇ. વાતચિતમાં ને વાતચિતમાં મધ્યાન્હનો સમય થયો. કુસુમકાન્તે કહ્યું:—"હવે હું વિદાય થાઉં છું."

પિતા, માતા, ભાઇ, ભગિની વગેરેને મળવા માટે શાન્તિલતા અધીરી બની ગઈ હતી; પરંતુ આરતિનો સમય થયેલો હોવાથી તેણે કુસુમકાન્તને થોડો સમય રોકાવા માટે કહ્યું. કુસુમકાન્તે કહ્યું:— "હું તેમને સર્વને સત્વર અહીં લઈ આવું છું."

આમ કહી કુસુમકાન્ત શાન્તિલતાની રજા લઇ ચાલ્યો ગયો, અને આ શુભ સમાચાર તેણે શાન્તિલતાનાં માતા, પિતા, ભાઇ, ભગિની આદિને નિવેદન કર્યા. તેની પૂર્વકથા અને વર્ત્તમાન જીવન કથા પણ તેણે તેમને ટૂંકમાં કહી સંભળાવી. એ સઘળી હકીકત સાંભળી રહ્યા પછી, એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં સર્વ શાન્તિલતાને મળવા ચાલ્યાં ગયાં.

દુઃખ પછી સુખ, વિયોગ પછી મિલન, વિપદ પછી સંપદ કેવા આનંદજનક અને સુખજનક હોય છે એ સર્વ કોઇ જાણે છે. શાન્તિલતા માતાપિતાના ચરણોમાં નમી પડી આનંદાશ્રુઓ વિસર્જન કરવા લાગી. તેમણે પણ પોતાની પ્રાણાધિકા પુત્રીને છાતી સરસી ચાંપીને અશ્રુજળથી તેનું મસ્તક ભીંજાવ્યું. શાન્તિલતાએ

ઘણા દિવસ પછી માતાપિતા તેમજ ભાઇ ભગિનીને મળી સ્વર્ગ-સુખ અનુભવ્યું.

ચંદ્રશંકરે કહ્યું:—"બ્હેન! આ ત્હારું કર્ત્તવ્ય કહેવાય કે? તું શામાટે નિષ્ઠુરતાથી અમારો ત્યાગ કરી અહિં ચાલી આવી?"

શાન્તિલતા:—પિતાજી! આપના ચરણો એ જ મ્હારું સ્વર્ગ છે. આ સંસારમાં એ સિવાય બીજું એક પણ સ્વર્ગ નથી; પરંતુ મ્હારા લીધે જનસમાજમાં આપની નિંદા નહિ થવા દેવાની ઇચ્છાથી જ હું કઠોર હૃદય કરી અહિં ચાલી આવી છું.

ચંદ્રશંકરે સજળનયને કહ્યું:—"બ્હેન ત્હારા કરતાં સમાજ શું વિશેષ છે? આટલા દિવસ સુધી મ્હારા ગૃહમાં અંધકાર હતો. તું જ આપણા ઘરનો પ્રકાશ છે. અમારી વૃદ્ધાવસ્થામાં ત્હારે ધર્મતઃ અમારો ત્યાગ કરવો જોઇએ નહિ."

શાન્તિલતા:—પિતા! મ્હને ક્ષમા આપો. આપનો ત્યાગ કરી હું જે દુઃખ ભોગવું છું તે આપને હું કેવી રીતે જણાવી શકું?

પાર્વતીએ શાન્તિલતાને પોતાના ખોળામાં બેસાડીને કહ્યું:—"બ્હેન! તું આટલી બધી નિર્દય કેમ થઇ?"

શાન્તિલતા કાંઇ બોલી નહિ સ્નેહમય સ્વર્ગમાં આજે જીવનની સાર્થકતા મેળવી તે વાક્યહીન બની ગઇ.

ચંદ્રશંકર અને પાર્વતી શાન્તિલતાને લઇ પોતાના મકાનમાં ગયાં. જ્યોતિર્મયીને આશ્રમનો કાર્યભાર સોંપી શાન્તિલતા થોડા દિવસ સુધી માતાપિતાની પાસે રહી.

## પ્રકરણ ૩૭ મું.—પ્રેમનો પ્રભાવ કિંવા ધર્મનો મહિમા.

ચંદ્રશંકર અને પાર્વતીએ શાન્તિલતાને પ્રાપ્ત કરીને જાણે કે મૃતદેહમાં નવજીવન મેળવ્યું. કુસુમની તો વાત જ શી કરીએ! તેના અંતરનો આનંદ અમે નિર્જીવ શબ્દોદ્વારા વર્ણવી શકવાને અસમર્થ છીએ.

ઘણા દિવસના વિયોગ પછી મિલન થયું હતું. આટલા બધા આનંદમાં પણ શાન્તિલતા પોતાના અંતરમાં કુસુમને માટે ગંભીર વેદના અનુભવતી હતી; છતાં એ વિષય તે કોઇને જાણવા દેતી નહિ. સુશીલાદ્વારા તેણે સઘળી હકીકત સાંભળી હતી.

સૂર્યદેવ સંધ્યાસુંદરીને સ્નેહાલિંગન કરવાને અસ્તાચળમાં ઉતરી પડયા હતા. શાન્તિલતા એક એકાન્ત ઓરડામાં વિચારમગ્ન સ્થિતિમાં બેસી રહી હતી. દેવમંદિરોમાં થતી આરતિઓનો ગંભીર ધ્વનિ અને ઘંટાનાદ સાંભળવામાં આવતો હતો. આકાશમંડળમાં બે ચાર તારકો પ્રકાશી રહ્યા હતા. શાન્તિલતાએ પણ દેવાધિદેવનું ધ્યાન ધર્યું.

થોડા સમય પછી, પોતાના બન્ને હાથ જોડીને કુસુમને માટે તે પ્રાર્થના કરવા લાગી કે:—"હે અનાથના નાથ! હે કૃપાસિંધુ! પુષ્પ તમને અતિપ્રિય છે તેથી આ અવિકસિત બાળિકા પુષ્પ તમારા ચરણોમાં અર્પિત થયું છે. પ્રભો! કૃપાભાવે એને ગ્રહણ કરો." આટલું બોલતાં બોલતાંમાં તો શાન્તિલતાનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં.

પતિવિયોગિની સુશીલા કુસુમના સરળ પ્રણય તથા શાન્તિલતા અને પાર્વતીની સ્નેહામૃત ધારાથી અભિષિક્ત થઇને દિવસે દિવસે નવજીવન મેળવવા લાગી.

ચંદ્રશંકર, પાર્વતી અને શાન્તિલતાના આગ્રહથી કુસુમકાન્ત થોડા દિવસ સુધી નાશિકમાં રહ્યો. પ્રમોદ તો કોઈ પણ પ્રકારે તેનો ત્યાગ કરતો નહોતો. સમસ્ત દિવસ તે છાયાની માફક કુસુમકાન્તની સાથે ફર્યા કરતો હતો.

નાશિકની હવા અનુકૂળ આવવાથી ચંદ્રશંકરે પેન્સન લઇ નાશિકમાં જ જીવનનો અવશિષ્ટ સમય વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો, અને તે પ્રમાણે તેમણે રિપોર્ટ પણ લખી મોકલ્યો.

કુસુમકાન્તને એવો અનુભવ થયો કે, શાન્તિલતાનો પ્રાણ પ્રેમથી પરિપૂર્ણ છે. તેનો ભગવત્ પ્રેમ અતુલનીય છે. એનો પ્રાણ જેને સ્પર્શ કરે છે તે આ માયાવી મૃત્યુલોકમાં સ્વર્ગીય આનંદ અનુભવે છે.

કુસુમકાન્તે વિચાર્યું:—"શાન્તિલતાએ બે દિવસમાં જ મ્હને પોતાનો કરી લીધો છે; જાણે કે હું એનો સહોદર ભાઇ જ કેમ ન હોઉં! આ વિશ્વબ્રહ્માંડ જાણે કે એનું પોતાનું જ છે. આવી રીતે પારકાને પોતાનું કરનાર એક પણ મનુષ્ય મ્હેં સંસારમાં જોયું નથી."

વાસ્તવિક રીતે શાન્તિલતા તેનાં પિતામાતાના ગૃહમાં જ્યોતિસ્વરૂપિ હતી. એ જ્યોતિ ઘણી જ પવિત્ર અને શાન્તિદાયિની હતી.

કુસુમકાન્ત થોડા દિવસ નાશિકમાં રહ્યો. તેનું જીવન કર્ત્તવ્યમય હતું. કર્ત્તવ્ય જ તેના પ્રાણરૂપ હતું. નાશિકમાં રહીને પણ તે દેશહિતનાં અનેક કાર્યો કરતો હતો. કેટલાક પંડિત મહાશયોની જાહિર સભામાં જ્ઞાન તથા કર્મ અને દેશની ઉન્નતિ સંબંધી તેણે ઘણું આકર્ષક વ્યાખ્યાન કર્યું. તેની આવેગમયી, પ્રાણમયી વક્તૃતાથી શ્રોતાઓ મુગ્ધ બની ગયા.

એક દિવસે સ્હાંજે કુસુમકાન્ત પોતાના મકાનના એક એકાન્ત ઓરડામાં બેસી ગ્રંથવાંચનનું કાર્ય કરતો હતો. શીતળ વાયુ વિહરતો હતો. થોડા સમય પહેલાં વૃષ્ટિ થઇ ગઇ હતી. અવગુંઠનવતી નવવધુની માફક રવિકિરણોની રેખા સ્વચ્છ મેઘમાં છુપાઇ રહી થોડું થોડું હસતી હતી, કિંવા હે પાઠિકાઓ ! એ હાસ્ય તમારા ખોળામાં રમતા સુકુમાર બાળકના હાસ્ય જેવું હતું.

કુસુમકાન્ત ગ્રંથ વાંચવામાં ધ્યાન આપતો હતો; એવામાં તે પાસેના ઓરડામાંથી કોઇ સ્ત્રીનો કંઠસ્વર સાંભળી શક્યો. એ ઓરડામાં કુસુમ અને સુશીલા વાતચિત કરતાં હતાં. કુસુમકાન્ત પાસેના ઓરડામાં હાજર છે એવી તેમને માહિતી નહોતી. કેમકે પહેલાં તે કોઇ કાર્યને લીધે બ્હાર ગયો હતો. હમણાં જ તે બ્હારથી આ એકાન્ત ઓરડામાં આવી, ગ્રંથ વાંચવાનો પ્રયત્ન કરતો હતો. અંતે તેણે ગ્રંથ એક બાજૂએ મૂકી દઇ કુસુમ અને સુશીલાની વાતચિત સાંભળવા માંડી.

સુશીલાએ કુસુમનો હાથ પોતાના હાથમાં લઇને સ્નેહસૂચક સ્વરે કહ્યું:—"કુસુમ !"

કુસુમ:—કેમ, શું છે બ્હેન ?

સુશીલા:—જુઓ જોઇએ, આ કેવું ચમત્કારિક ગુલાબ છે ? !

કુસુમ:—હા, ઘણું ચમત્કારિક છે.

સુશીલા:—વારૂ, કહો જોઇએ કે, પુષ્પ કેમ ખીલે છે ?

કુસુમ:—મનુષ્યને સુખી કરવાને માટે.

સુશીલા:—ચંદ્રદેવ કેમ હસે છે ?

કુસુમ:—પૃથિવીને આનંદ આપવાને માટે.

સુશીલા:—ત્યારે તમે લોકોને દુ:ખ કેમ ઘો છો, બ્હેન ?

કુસુમ:—સુશીલાબ્હેન ! એ ઘણા દિવસની વાત છે. એક દિવસે મ્હેં બ્હેનને એમ પૂછ્યું હતું કે, 'વિધાતાએ પુષ્પો કેમ બનાવ્યાં છે ?' એ પ્રશ્નનો ઉત્તર બ્હેને એવો આપ્યો હતો કે, 'દેવતાના ચરણોમાં અર્પણ કરવા.' એ સમયે હું આ ઉત્તરનું રહસ્ય સમજી શકી નહોતી. હવે હું એ રહસ્ય સમજી શકી છું.

સુશીલા પોતાના પ્રાણ કરતાં પણ કુસુમને વિશેષ વ્હાલી હતી. તેથી જ તે પોતાના અંતરમાં અસહ્ય વેદના વેઠીને કુસુમનું ભાવી કલ્યાણ કરવાની ચિંતા કર્યા કરતી હતી. સુશીલાએ કુસુમને સ્નેહાલિંગન કરીને કહ્યું:—"પ્રેમમયી ભગિનિ ! તમારું દુઃખ હું જોઈ શકતી નથી; તેથી જ તમે વિરક્ત થાઓ છો તોપણ હું તમને એકની એક જ વાર્તા કહું છું."

આ સમયે કુસુમે ગંભીર સ્વરે ઉત્તર આપ્યો:—"પૃથિવી કિંવા સંસારના સુખનો ત્યાગ કર્યા સિવાય કદાપિ સ્વર્ગનું સુખ પ્રાપ્ત થતું નથી. આપણે જેને સુખ સમજીએ છીએ તે વાસ્તવિક સુખ નથી. એ સુખનું મૂલ્ય કાંઈ જ નથી."

આ વાત સુશીલા જાણતી હતી; પરંતુ સ્નેહને વશ થઈ તે જાણે કે કાંઇ જાણતી જ નહોતી. એક ગાઢ નિશ્વાસ મૂકીને તેણે કહ્યું:—"કુસુમબ્હેન ! ન્હાની ઉમ્મરમાં આટલું બધું દુઃખ તમે કેવી રીતે સહન કરી શકશો ?"

કુસુમ:—સુશીલાબ્હેન ! તમે ભૂલો છો. વાસ્તવિક રીતે એજ ખરી શાન્તિ છે.

સુશીલાઃ—હિંદુ સમાજમાં જો કોઇ કન્યા કુમારિકા રહે છે તો તેનાં માતા પિતાને સમાજનાં ઘણા વાગ્બાણો વેઠવાં પડે છે.

કુસુમ:—ત્યારે શું માત્ર વિવાહ જ મનુષ્ય જીવનનો ઉદ્દેશ છે?

જીવનનું બીજું કોઇ ઉચ્ચ લક્ષ્ય હોતું નથી ? પહેલાં આપણા ભારતવર્ષમાં આર્યમહિલાઓ કુમારિકાવ્રત પાળીને સ્વદેશનું યથાશક્તિ કલ્યાણ કરતી હતી.

સુશીલાઃ—વર્ત્તમાનકાળમાં આપણા સમાજની સ્થિતિ એવા પ્રકારની નથી.

કુસુમઃ—ધર્મ તો છે. કેવી રીતે ધર્મનો ત્યાગ કરવો ? જો તેઓ મ્હને છેક જ ભૂલી જાય—મ્હારા નામનું પણ જો તેઓ કદાપિ સ્મરણ ન કરે તો પણ તેઓ જ મ્હારા અંતરના તેમજ પ્રાણના દેવતા છે. આલોકમાં કે પરલોકમાં તેઓ જ મ્હારા જીવનાધિક પ્રભુ છે. તેમનું ધ્યાન ધરવું એ જ મ્હારી શાન્તિ છે. બીજી કાંઇ ચિન્તા કરવામાં પણ હું પાપ સમજું છું.

અંતરના આવેગને વશ થઇ, આટલું બોલી કુસુમ શાન્ત રહી. પવિત્રહ્રદયા સુશીલા પણ વિશેષ કાંઇ બોલી નહિ. કુસુમનો હાથ પકડી તે તેને સાથે લઇ નીચે ચાલી ગઇ.

કુસુમકાન્ત લક્ષ્યપૂર્વક તેમની વાતચિત સાંભળતો હતો. કુસુમનાં છેવટનાં કેટલાંક વચનો સાંભળી તે સ્તંભિત બની ગયો. એ સમજી શકયો કે કુસુમના અંતરનો પ્રેમ એ સ્વર્ગીય વસ્તુ છે. અમૂલ્ય પદાર્થ છે. કસોટીથી સોનું વિશેષ ઉજ્જ્વળ બન્યું છે. તેણે પોતાના મન સાથે કહ્યુંઃ—" કુસુમ ! આપણાં બન્નેનાં જીવન ભારતમાતાની સેવામાં સમર્પણ થાય એ જ ઉત્તમ છે. રમણી પવિત્રતાની જ પ્રતિમૂર્ત્તિ છે. જો કદાચ રમણી ધર્મની મર્યાદાનું રક્ષણ ન કરે તો પછી કોણ કરે ? "



## પ્રકરણ ૩૮ મું.—વિદાય.

કુસુમકાન્ત આજે વડોદરા રવાના થવાનો હતો. પ્રમોદકિશોર કોઇ પણ રીતે તેનો ત્યાગ કરવાને ઇચ્છતો નહોતો. કુસુમકાન્તની સાથે જવાનો પોતાના મન સાથે તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. કુસુમકાન્તે તેને ઘણું સમજાવીને સ્થિર કર્યો. કુસુમકાન્ત અહીં રહી હમ્મેશાં પ્રમોદને શિક્ષણ આપતો હતો. જો કે પ્રમોદકિશોર ઘણા ચંચળ સ્વભાવનો હોવા છતાં તેની વિદ્યાશિક્ષણની સ્વાભાવિક પ્રતિભાનું દર્શન કરીને કુસુમકાન્ત વિસ્મિત બની ગયો હતો.

કુસુમકાન્તની સુવર્ણમુદ્રિકા કુસુમે ઘણી જ સંભાળથી પોતાની પાસે રાખી હતી. એ મુદ્રિકાની તે હમ્મેશાં અર્ચના કરી અપૂર્વ શાન્તિ મેળવતી હતી. કુસુમનો પ્રાણ હવે સર્વાંશે કુસુમકાન્તમય બની ગયો હતો. એ પ્રિયમૂર્ત્તિને તેણે પોતાના હૃદય મંદિરના સિંહાસન ઉપર સ્થાપિત કરી હતી. એ અનુપમ માધુર્યની મૂર્તિ દેવભૂષણથી વિભૂષિત થઇ દિવસે દિવસે વિશેષ તેજસ્વિની થતી જતી હતી. કુસુમ એ મૂર્ત્તિની નિરંતર અર્ચના કરીને જ તૃપ્ત રહેતી હતી.

અન્તે કુસુમકાન્તની સુવર્ણમુદ્રિકા પોતાની પાસે રાખી મૂકવી એ લૌકિક-રીતિથી વિરુદ્ધ છે એમ સમજી કુસુમે એ મુદ્રિકા પ્રમોદકિશોરદ્વારા કુસુમકાન્તને મોકલી આપી.

પ્રમોદકિશોર જાણતો હતો કે, કુસુમકાન્તની સુવર્ણમુદ્રિકા ગૂમ થઇ છે; તેથી એ મુદ્રિકા આટલા દિવસ પછી પોતાની ભગિની પાસે જોઇને એ અવાક બની ગયો. આ અન્યાયને માટે તેણે ભગિનીનો થોડો ઘણો તિરસ્કાર પણ કર્યો.

કુસુમકાન્તે મુદ્રિકા હાથમાં લઇને પોતાના મન સાથે કાંઇ

વિચાર કર્યો. તેણે સ્વગત કહ્યું:—"એ સતી સાધ્વીના કરસ્પર્શ-થી આ સુવર્ણમુદ્રિકા અતિ પવિત્ર થઇ છે." પછીથી તેણે એ મુ-દ્રિકા પ્રમોદકિશોરના હાથમાં પાછી આપીને તેણે કહ્યું:—"આ મુ-દ્રિકા ત્હારી ભગિની પાસે જ રહેવા દે." મુદ્રિકાની સ્નેહપૂર્ણ સ્મૃ-તિએ જાગ્રત થઇ કુસુમકાન્તના અંતરને વ્યાકુળ બનાવી દીધું. ક્ષણ માત્રમાં જ તેણે આત્મસંયમન કર્યું. કુસુમને ઉદ્દેશીને તેણે સ્વગત કહ્યું:—" એ અમરધામનિવાસીની પુણ્યવતીના સ્નેહઆશીર્વાદ આ સંસાર–કર્મક્ષેત્રમાં શક્તિરૂપે ત્હારા શિર ઉપર વર્ષો."

કુસુમકાન્તનો વડોદરા જવાનો સમય ઉપસ્થિત થયો. કુસુમ-કાન્તે, ચંદ્રશંકર અને પાર્વતીના ચરણોમાં પ્રણામ કરી તેમની પા-સેથી વિદાય લીધી અને તેમના આશીર્વાદ સ્વીકાર્યા. પાર્વતીએ સ-જળનયને તેના મસ્તક ઉપર સ્પર્શ કરીને કહ્યું:—"ભાઇ! વારં-વાર કુશળ વર્ત્તમાન જણાવતો રહેજે."

પછીથી કુસુમકાન્તે સુશીલા પાસે જઇને વિદાય લીધી. સુ-શીલા કંઇ પણ બોલ્યા સિવાય અશ્રુધારા વર્ષાવવા લાગી.

કુસુમકાન્તે સ્નેહસૂચકસ્વરે કહ્યું:—"સુશીલાબ્હેન! રડશો નહિ. અનાથના નાથનો આશ્રય સ્વીકારીને રહો. એ દયાળુ દેવ તમારું સઘળું દુઃખ દૂર કરશે." સુશીલા ચૂપ રહી.

કુસુમકાન્તે કહ્યું:—"મ્હોટાં બ્હેન ક્યાં છે?"

સુશીલાએ ઉત્તર આપ્યો:—"તેઓ આ જોડેની ઓરડીમાં બેઠાં બેઠાં હરિ નામનો જપ કરે છે."

કુસુમકાન્ત એ ઓરડીમાં ગયો. શાન્તિલતા એ ઓરડીમાં નહોતી. જપ સમાપ્ત કરી તુળસીને નમસ્કાર કરવાને તે નીચે ગઇ હતી. ત્યાં એક બારી પાસે કુસુમ ઉભી રહી હતી. અત્યાર સુધી તે

ભગિનીના ધ્યાનમગ્ન પરમપવિત્ર મુખમંડળ તરફ ભક્તિભાવથી જોઈ રહી હતી. ભગિનીના નીચે ગયા પછી પણ ભગિનીના આદર્શ જીવનના વિચારો જ કુસુમના અંતરમાં રમી રહ્યા હતા. પોતે ભગિનીના જેવી ક્યારે થશે એનો જ તે વિચાર કર્યા કરતી હતી.

કુસુમકાન્ત એ ઓરડીમાં જઇ કુસુમની પાસે પડેલી એક ખુરસી ઉપર બેઠો. આજે કુસુમ તેને જોઇને પલાયન કરી ગઇ નહિ. લજ્જાવતી લતાની માફક તે મૌન ધારણ કરીને પાષાણ પ્રતિમાની માફક સ્થિરતાથી ઉભી રહી.

કુસુમકાન્તનું હૃદય સ્થિર હતું—સ્થિર દીપશિખાની માફક તે સ્થિર તેમજ શાન્ત હતો. વીરતાસૂચક તેજઃપુંજ મુખકાન્તિમાં સહજ પણ ચંચળતા જણાતી નહોતી. નવયુગનો નવીન કર્મસંન્યાસી શાન્ત ચિત્તે એ શોભામયીનું અપૂર્વ રૂપમાધુર્ય જોવા લાગ્યો. આ રૂપમાધુર્ય તેણે ઘણી વખત જોયલું હોવા છતાં પ્રત્યેક પ્રસંગે તે એમાં નૂતનત્વ અનુભવતો હતો. આ નૂતનત્વ કોણે આપ્યું હતું?

કુસુમકાન્ત જોવા લાગ્યો. જ્યારે અંધકારનો ધીમે ધીમે નાશ થાય છે અને જગતને ઉજ્વળ અને પ્રકાશિત બનાવનારી ઉષાદેવીનું પૂર્વાકાશમાં આગમન થાય છે એ સમયનું શોભાસૌન્દર્ય આપે જોયું છે કે? કુસુમનું સૌન્દર્ય પણ એવું જ હતું. એ ઘણું મધુર, પ્રીતિકર અને તેજોમય હતું. કૃષ્ણકેશકલાપ તેની પીઠ ઉપર ઝૂલી રહ્યો હતો. શાન્તિલતાનું સૌન્દર્ય આવું નહોતું. એ મધ્યાન્હનાં સૂર્યરશ્મિઓના જેવું અધિક તેજસ્વી હતું.

એ ઓરડીમાં સંપૂર્ણ શાન્તિ અને ગંભીરતા વિરાજી રહી હતી. કોઇ કાંઇ બોલતું નહોતું. પ્રથમ કુસુમકાન્તે જ મૌનનો ભંગ

કરીને કહ્યું:—" કુસુમ !"

કુસુમ શાન્ત જ રહી.

કુસુમકાન્તઃ—શું વિચારે છે?

છતાં કુસુમ નિરુત્તર રહી.

કુસુમકાન્તઃ—કુસુમ ! કેમ કાંઇ બોલતી નથી?

કુસુમે ઉત્તર ન જ આપ્યો.

કુસુમકાન્તઃ—કુસુમ ! મ્હારા ઉપરે ક્રોધે ભરાઇ છે?

આ સમયે સુવર્ણપ્રતિમા જાણે કે ચૈતન્ય મેળવી શકી. નમ્ર સ્વરે તેણે ઉત્તર આપ્યો:—"ના."

કુસુમકાન્તઃ—કુસુમ ! મ્હારે ત્હને કેટલીક હકીકત કહેવાની છે.

કુસુમે જીજ્ઞાસાપૂર્ણ દૃષ્ટિથી એક વખત કુસુમકાન્તની મુખમુદ્રા તરફ જોયું; પરંતુ ક્ષણમાં જ શરમથી પાછું તેણે નીચું જોયું. કુસુમકાન્ત કહેવા લાગ્યો:—" કુસુમ ! સાંભળ. બરાબર રીતે તું પોતાની પરીક્ષા કર. સાધનાનો માર્ગ ઘણો કઠિન છે. મનુષ્ય આ પૃથિવીમાં શામાટે આવે છે? સર્વ સમયના પ્રવાહમાં તણાઇ જાય છે. એ પ્રવાહની ઉપર ઉભાં રહી પોતાની ઇચ્છાશક્તિને સ્થિર રાખવી એ જ ખરું મનુષ્યત્વ છે; તેથી જ આ સંસારમાં આવ્યાનું સાર્થક થાય છે. પ્રાચીનકાળમાં ઋષિઓ અગ્નિમાં હવિ પ્રદાન કરતા હતા, એ વાર્તા ત્હેં સાંભળી છે કે? પવિત્ર યજ્ઞના અગ્નિની માફક, સાધનાના યજ્ઞમાં જીવન સમર્પણ કરવામાં આવતાં—અર્થાત્ સર્વ પ્રકારની વાસનાઓનું બળિદાન આપતાં આ મનુષ્ય લોકમાં રહીને પણ માનવ દેવત્વ મેળવી શકે છે; કિન્તુ આ માર્ગ ઘણો સંકટપૂર્ણ અને કઠિન છે. તું ત્હારી જાતને સર્વાંશે સમજવાનો પ્રયત્ન કર. રજ્જુ કિંવા દોરડાથી જેવી રીતે સર્પભ્રમ થાય છે તેવી

જ રીતે હૃદયના ભાવોને સમજવા જતાં ઘણી વખત ભ્રાન્તિ ઉ-
પસ્થિત થાય છે. એથી મનુષ્યના સર્વસ્વનો વિનાશ થાય છે—તેનો
આલોક અને પરલોક બન્ને બગડે છે."

કુસુમનું મુખમંડળ વિશેષ તેજોમય બની ગયું. તે હવે ચુપ
રહી શકી નહિ. ધીમે ધીમે તેણે ઉત્તર આપ્યો:—"હું એ જાણું
છું. આપ મ્હને બાળિકા સમજી મ્હારો તિરસ્કાર કરશો નહિ."
કુસુમનાં નેત્રોમાં જાણે કે વિદ્યુત્ ચમકી ઉઠી.

કુસુમકાન્ત એ મહિમામયી, તેજોમયી તરુણીમૂર્ત્તિ તરફ વિ-
સ્મિતદૃષ્ટિથી જોઇ રહ્યો. એ સમજી શક્યો કે એ બાળિકા કાંઇ સા-
માન્ય શક્તિ ધરાવનારી નથી કુસુમકાન્તના અંતરમાં હવે કશો
સંશય કે ભ્રમ રહ્યો નહિ તેના અંતરમાં શ્રદ્ધા ઉપજી. સજળનયને
તેણે કહ્યું:—"કુસુમ! ત્હારા માટે મ્હારા અંતરમાં કદાપિ તિર-
સ્કાર ઉપજે તેમ નથી. ત્હેં ત્હારા હૃદયમાં એક પ્રકારની અપાર્થિવ
શક્તિ મેળવી છે એ હું સમજી શક્યો છું; તેથી જ મ્હેં ત્હને આ-
ટલી હકીકત કહી છે, નહિ તો ત્હને કાંઇ કહેવાની જરૂર નહોતી.
સુવર્ણ અગ્નિમાં બળીને વિશેષ તેજસ્વી બને છે. લાકડાંઓ અગ્નિમાં
બળી ભસ્મનું સ્વરૂપ ધારણ કરે છે. કોણ કહે છે કે, રમણી અ-
બળા છે? સેંકડો વજ્રના કરતાં પણ સ્ત્રીનું હૃદયબળ વિશેષ છે.
પુરુષ કદાપિ નારીની તુલનામાં સમાન નિવડે તેમ નથી. જેવી રીતે
વિદ્યુત્ શક્તિ પૃથિવીની એક બાજૂએ બીજી બાજુએ સંચારિત થાય
છે તેવી જ રીતે નિઃસ્વાર્થ પ્રાતિયોગથી એક હૃદયની શક્તિ સેંકડો
યોજન દૂર હોય તોપણ અન્ય હૃદયમાં સંચારિત થઇ શકે છે. જો
કે તું મ્હારાથી બહુ દૂર રહીશ તો પણ ત્હારા હૃદયની મહિમામયી
શક્તિ મ્હારા હૃદયમાં પ્રવેશ કરીને, મ્હારા કર્ત્તવ્યક્ષેત્રમાં મ્હારી

સર્વ પ્રકારની દુર્બળતામાંથી મ્હારું રક્ષણ કરશે.”

આ સમયે શાન્તિલતાએ એ ઓરડીમાં પ્રવેશ કર્યો. કુસુમકાન્ત ખુરસી ઉપરથી ઉઠી ભક્તિપૂર્વક તેને પ્રણામ કરવા લાગ્યો. શાન્તિલતા સહજ દૂર ખસીને ઉભી રહી. કુસુમકાન્તે કોમળ અને મધુર સ્વરે કહ્યું:—“બ્હેન!”

શાન્તિલતા કાંઈ બોલી નહિ. કુસુમકાન્ત પોતાને ‘બ્હેન’ કહીને બોલાવે છે જાણી શાન્તિલતા અતિ આનંદિતા થઇ.

કુસુમકાન્તે કહ્યું:—“બ્હેન! હું હવે વિદાય થાઉં છું.”

શાન્તિલતાએ સજળનયને કહ્યું:—“ભાઇ! મ્હને ભૂલશો નહિ. આપના સ્નેહનું ઋણ વાળી શકાય તેમ નથી.”

કુસુમકાન્તઃ—બ્હેન! આ જીવનમાં તો હું તમને સર્વને ભૂલી શકું તેમ નથી.

શાન્તિલતાઃ—આપે જે માર્ગ સ્વીકાર્યો છે તે પ્રશંસનીય છેઃ પરંતુ કર્ત્તવ્યની દિશા કંઇ એક જ નથી. મનુષ્યને અસંખ્ય કર્ત્તવ્ય કરવાનાં હોય છે. એ કર્ત્તવ્ય કાર્યો મનુષ્યે શક્તિ અનુસાર બજાવવાં જ જોઇએ. વળી મનુષ્ય જે કાંઇ કાર્ય કરે છે તેનીખરી કર્ત્રી પ્રકૃતિ જ છે—એ જ મનુષ્યને સકળ કાર્યોમાં સહાયકારિણી થાય છે. એ પ્રકૃતિને ભગવત્ શક્તિ સમજવી જોઇએ. મનુષ્ય જો પ્રકૃતિના નેતૃત્વનો અસ્વીકાર કરે અને આત્મશક્તિ ઉપર જ અવલંબીને સઘળાં કાર્યો કરે તો તેને વારંવાર સંકટમાં સપડાવું પડે જ—અને કેટલીક વખતે એ વિફળ મનોરથ પણ થાય જ.

કુસુમકાન્ત શાન્તિલતાનાં વચનોનું તારતમ્ય સમજી લજ્જિત અને દુઃખિત થયો. એ કુસુમનાં આત્મીય જનોના દુઃખનું કારણ થયો છે, એ ભાવ તેના અંતરને વ્યથિત કરવા લાગ્યો. તેણે સ્વગત

કહ્યું:—"ભાગ્યદેવતા જ આ માટે અપરાધી છે. હું ભારતમાતાનાં ચરણોમાં વેચાઇ ગયેલો છું. હવે માતા જ એમને સર્વને શાન્તિ આપો. હું હવે શું કરી શકું તેમ છું?" સ્વગત આમ કહી પ્રકાશમાં તેણે કહ્યું:—"બ્હેન! તમને હું વિશેષ શું કહું? તમે રમણી કલ્યાણસ્વરૂપિણી છો. જ્યારે નારી, ત્યાગદ્વારા કલ્યાણને વરણ કરે છે ત્યારે વસુંધરા તેથી પવિત્રતા મેળવે છે. માતૃરૂપિણી નારીનો જ ત્યાગ સ્વીકાર પ્રથમ જોઇએ. એ માતાઓ જ પુરુષોને શિક્ષાદીક્ષા આપનારી છે. રમણી જ્યારે આવા પ્રકારના ત્યાગથી મંગળમંત્રથી દીક્ષિત થવાનો આરંભ કરશે ત્યારે અવશ્ય મૃત ભારતવર્ષમાં જ્ઞાન, ધર્મ અને સર્વ પ્રકારની સંપદથી ઉજ્વળ થશે. મ્હને આશીર્વાદ આપો કે, હું શક્તિ અનુસાર મ્હારાં સકળ કર્ત્તવ્યો બજાવી શકું."

શાન્તિલતા:—મ્હને એવી આશા છે કે, સત્વર આપનાં દર્શન ફરીથી થશે.

કુસુમકાન્ત:—જેવી ઇશ્વરેચ્છા હશે તેમ બનશે. સ્નેહના બંધનથી હું હમ્મેશાં તમારી સર્વની સાથે પ્રાણપૂર્વક બંધાઇ રહીશ. લ્યો, હવે હું વિદાય થાઉં છું.

આમ કહી કુસુમકાન્ત વિદાય થયો. કુસુમનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું; કિન્તુ મહામુશિબતે તેણે આત્મસંવરણ કર્યું.



## પ્રકરણ ૩૯ મું.—પ્રકૃત દેશભક્તિ.

સ્હાંજના લગભગ ચાર વાગ્યા હતા. વર્ષાઋતુનો દિવસ હોવાથી આકાશ મેઘાચ્છન્ન હતું. ક્વચિત્ ક્વચિત્ વાદળાંઓમાં છુપાઇ રહેલા સૂર્ય ભગવાનનાં તેજસ્વી કિરણો જોવામાં આવતાં હતાં. સ્હ-

ચારથી થોડી થોડી વૃષ્ટિ થયા કરતી હતી.

કુસુમકાન્ત તેના બેઠકખાનામાં બેસી એક વર્તમાનપત્રને માટે લેખ લખતા હતા. પાસેની એક ખુરસી ઉપર સફેદ રંગની બિલાડી બેઠી બેઠી મનુષ્યજાતિની સ્વાર્થપરાયણતાનો વિચાર કરતી હતી: કેમ કે કોઇએ તેને માટે દૂધ રાખ્યું નહોતું!

કુસુમકાન્તે લેખના મથાળા ઉપર લખ્યું કે "પ્રાચીન ભારતમાં સમુદ્રયાત્રા." આર્યજાતિ પ્રાચીનકાળમાં કેવી રીતે મ્હોટી નૌકાઓ તૈયાર કરી ભારતીય શિલ્પવાણિજ્યનો દેશ વિદેશમાં વિસ્તાર કરતી હતી એ સંબંધની વિસ્તૃત અને સપ્રમાણ હકીકત કુસુમકાન્ત આકર્ષક ભાષામાં લખતા હતા.

બરાબર આ સમયે ડિટેક્ટિવ દેવપ્રસાદે બેઠકખાનામાં પ્રવેશ કર્યો. કુસુમકાન્ત કાંઈ કહે કિંવા સંમાન આપે તે પહેલાં જ એ જે ખુરસી ઉપર બિલાડી બિરાજી હતી તે ખુરસી ઉપર બેઠા. અતિથિની આવી અશિષ્ટતાથી અસંતુષ્ટ થઇને બિલાડી ત્યાંથી પલાયન થઇ.

દેવપ્રસાદની ઉમ્મર લગભગ પાંત્રીસ વર્ષની હતી. કુસુમકાન્ત તરુણ યુવક હતા. ઉમ્મરમાં જો કે ફેરફાર હતા તો પણ દેવપ્રસાદ કુસુમકાન્તની સાથે એક મિત્ર । જેવુ વર્તન રાખતા હતા.

દેવપ્રસાદ જ્યારે કાર્યસ્થળ ઉપર હાજર રહેતા ત્યારે તેના ગંભીર તેજસ્વિતાપૂર્ણ વ્યવહારથી તેના હાથ નીચેના સઘળા નોકરોના અંતરમાં શ્રદ્ધાની સાથે ભય ઉપજતો હતો; પરંતુ તે જ્યારે બંધુમંડળમાં ઉપસ્થિત થતો ત્યારે આ એ જ વ્યક્તિ છે એમ ભાગ્યે જ કોઇ કહી શકતું હતું. એવા સમયે તેની પ્રકૃતિમાં સંપૂર્ણ ફેરફાર થઇ ગયેલો જોવામાં આવતો હતો. એ સમયે તે ઘણો જ મધુરવચની અને કોમળ હૃદયવાળો જણાતો હતો.

દેવપ્રસાદે કાંઇ પણ બોલ્યા સિવાય કુસુમકાન્તે લખેલો અપૂર્ણ લેખ બળપૂર્વક તેના હાથમાંથી લઇ લીધો. દેવપ્રસાદ તેના ઉપર આંતરિક સ્નેહ રાખતો હતો; તેથી તેમનો આવો સ્નેહમય જુલ્મ સહન કરવામાં કુસુમકાન્ત વિરક્ત થયો નહિ.

દેવપ્રસાદે લેખમાંનો થોડો ભાગ વાંચીને કહ્યું:—" પ્રાચીનકાળના ભારતવાસીઓની સમુદ્રયાત્રા સંબંધીની હકીકતનો ઉલ્લેખ પ્રાચીન ગ્રંથોમાં પણ થયેલો છે.."

કુસુમકાન્તઃ—પ્રાચીનકાળમાં ભારતવાસીઓ સમુદ્રનૌકાઓ કિંવા વ્હાણો બનાવવામાં ઘણી કુશળતા ધરાવતા હતા. એ પ્રામાણિક વાર્ત્તા છે. એ સઘળાં વ્હાણોને તેઓ દેશ વિદેશમાં લઇ જઇ વ્યાપાર કરતા હતા. આર્યજાતિ વ્હાણોમાં બેસી મહાસમુદ્રમાં મુસાફરી કરીને દેવી લક્ષ્મીનો ભંડાર ભરતી હતી એ વાર્ત્તા સર્વાંશે સત્ય છે.

દેવપ્રસાદઃ—આજ કાલ જે કોઇ વિદેશ જાય છે તેને જાતિભ્રષ્ટ થવું પડે છે.

કુસુમકાન્તઃ—આવી અંધતા અને કુસંસ્કારોનું પોષણ કરવું એ પાપ છે—એ જ હતભાગિની આર્યજાતિના સર્વસ્વના નાશનું કારણ છે.

દેવપ્રસાદઃ—પરંતુ આધુનિક નવયુવકોના અંતરમાં સ્વદેશહિતની ભાવના ઉત્પન્ન થઇ છે એ સુખનો વિષય છે

આમ કહીને દેવપ્રસાદ પાછો હાથમાંનો લેખ જોવા લાગ્યો. કુસુમકાન્તે સ્મિતમુખે પૂછ્યું:—" આજે શા કારણથી મહાશયનું આગમન અત્રે થયું છે એ હું સમજી શકતો નથી."

દેવપ્રસાદઃ—હું એક જરૂરી કારણને લીધે જ આપની પાસે

આવ્યો છું.

કુસુમકાન્તઃ—જે કારણ હોય તે કૃપા કરી પ્રદર્શિત કરોને ?

દેવપ્રસાદે હસીને કહ્યું:—" કુસુમકાન્તભાઇ ! હું તમને એક આનંદજનક ખબર આપવાને આવ્યો છું. "

કુસુમકાન્ત આશ્ચર્ય પામી મૌન ધારણ કરીને ઉભો રહ્યો.

દેવપ્રસાદઃ—એ પ્રકારથી બન્ને જણને લાભ છે; એમાં મ્હને પણ કાંઇ ઓછો લાભ નથી.

હજી પણ 'ટપક ટપક' કરતી વૃષ્ટિ પડતી હતી. કુસુમકાન્તે કહ્યું:—" આ સઘળી પ્રસ્તાવનાનો ત્યાગ કરી જે કહેવું હોય તે સત્વર કહી દ્યો ને ?"

દેવપ્રસાદઃ—લાભ વિના શા માટે કહું ? પહેલાં થોડી મીઠાઈ મંગાવીને આ મિત્રનું મ્હોં ગળ્યું કરાવો.

કુસુમકાન્ત ધીમે ધીમે અધીર બની જતો હતો. તેણે કહ્યું:—" મહાશય ! હવે ઠઠ્ઠા મશ્કરી મૂકી દઇ, સત્ય વાર્તા કહી સંભળાવી મ્હારી અધીરતા દૂર કરોને! "

દેવપ્રસાદે આ સમયે ગંભીર સ્વરે કહ્યું:—" ચંદ્રશંકર તેમની પુત્રી કુસુમ તમને સમર્પણ કરવાને ઇચ્છે છે ?"

આ ખુલાસો સાંભળી કુસુમકાન્ત આશ્ચર્યસૂચક દૃષ્ટિથી દેવપ્રસાદની મુખમુદ્રા તરફ જોઇ રહ્યો. દેવપ્રસાદે કહ્યું:—" હમણાં એક કાર્ય પ્રસંગે હું નાશિક ગયો હતો. ત્યાં ચંદ્રશંકર સાથે મ્હારી મુલાકાત થઇ હતી. આ સંબંધી આપનો શો વિચાર છે તે જાણવા માટે જ તેમણે મ્હને આ વાત કહી હતી. "

કુસુમકાન્ત નિરુત્તર રહ્યો. દેવપ્રસાદે કહ્યું:—" કુસુમકાન્તભાઇ આમ શાન્ત કેમ બની ગયા ? આ સંબંધી તમારો શો વિચાર છે ? "

કુસુમકાન્તઃ—કુસુમનો વિવાહ થઇ ગયેલો હોવા છતાં તે બંધ શા કારણથી રહ્યો ?

દેવપ્રસાદઃ—કન્યાપક્ષ તરફથી જ કેટલાંક કારણોને લીધે બંધ રહ્યો છે. તમારા સ્વભાવ અને ચરિત્રથી સંતુષ્ટ થઇને દેવી પાર્વતીએ પોતાની પ્રાણાધિકા પુત્રીનો તમારી સાથે વિવાહ કરવાની ઇચ્છા રાખી છે.

આ વચનો સાંભળી કુસુમકાન્ત પોતાના હાસ્યને અટકાવી શક્યો નહિ સ્મિત હાસ્ય કરીને તેણે કહ્યું:—"ત્યારે કન્યાનાં માતા પિતા પહેલાં ઉંઘતાં હતાં કે શું ? એકાએક મ્હારે પ્રત્યે આવો અનુગ્રહ પ્રદર્શિત કરવાનું કાંઈ પ્રયોજન ?"

દેવપ્રસાદઃ—ભાઇ ! મ્હને તો એમજ લાગે છે કે આ પ્રકારમાં કાંઈ ગુપ્ત રહસ્ય સમાઇ રહેલું હોવું જોઇએ.

કુસુમકાન્તઃ—તમને આમ લાગવાનું કારણુ ?

દેવપ્રસાદઃ—ચંદ્રશંકર હવે કાંઇ ન્હાના નથી. તેઓ વિચક્ષણ બુદ્ધિમાન્ અને પ્રવીણ પુરુષ છે; છતાં આ કાર્યમાં તેમણે ગંભીર ભૂલ કરી છે; તેથી આ કાર્યમાં બીજું કાંઇ ગુપ્ત રહસ્ય સમાયલું હોવું જોઇએ એવી મ્હારી દૃઢ માન્યતા છે.

"હા." આમ કહી કુસુમકાન્ત મનમાં ને મનમાં દેવપ્રસાદની તીક્ષ્ણ બુદ્ધિની પ્રશંસા કરવા લાગ્યો. દેવપ્રસાદે કહ્યું:—'કન્યા દેખાવમાં તો અપ્સરાના જેવી સુંદરી છે. એવી સુંદરીઓ સંસારમાં ભાગ્યે જ જોવામાં આવે છે. તમે પણુ એ સુંદરીના રૂપસૌન્દર્યનું અવલોકન કર્યું હશે ? કેમકે આપ તો કુટુંબમાં ઘણાં પરિચિત થઇ ગયા છો.

કુસુમકાન્તઃ—ખરું છે.

દેવપ્રસાદ:—ત્યારે હવે આ સંબંધી આપનો વિચાર સ્પષ્ટતાથી જણાવો. હું હવે વિશેષ સમય સુધી અહીં રોકાઇ શકું તેમ નથી. મ્હારે સત્વર એક બે કાર્યોની તપાસ કરવા જવાનું છે.

કુસુમકાન્ત ચુપકીદી ધારણ કરી બેસી રહ્યો.

દેવપ્રસાદ:—ભાઇ ! તમે કેમ કાંઇ બોલતા નથી ?

કુસુમકાન્ત:—ભારતભૂમિ—જન્મભૂમિના દુઃખથી જેનો પ્રાણ દુ:ખિત બની ગયો છે તેને માટે વિવાહનો આનંદ વિનોદ ઉચિત છે કે ?

દેવપ્રસાદ:—તમારા આવા શબ્દો સાંભળવાનો હવે મ્હને અવકાશ નથી.

કુસુમકાન્ત:—બંધુ ! હું ખરેખર, મ્હારા હૃદયની ગંભીરવેદના આપને જણાવું છું. હવે ભારતમાં કાંઇ પૂતળાંની રમત રમવાનો સમય નથી. આપ જોઇ શકતા નથી કે, જનની જન્મભૂમિ દિવસે દિવસે ગંભીર દરિદ્રતામાં નિમગ્ન થાય છે. યુવકવર્ગ તરુણી ભાર્યાનું વદનમંડળ જોઇ પોતાના કર્ત્તવ્યને ભૂલી જાય છે.

દેવપ્રસાદ:—આ સઘળી ચર્ચા પછી થશે. આ માસમાં જ વિવાહનો દિવસ નક્કી કરવા હું તેમને લખી જણાવું કે ? તમે ' હા ' કહો એટલે થયું.

કુસુમકાન્ત:—વિવાહ કરવાની મ્હારી ઇચ્છા નથી.

દેવપ્રસાદ:—ભાઇ ! હું તમારા અંતરનો ખરો ભાવ સમજી શકતો નથી.

કુસુમકાન્ત:—કોઇ અમુક માણસના અંતરનો પ્રકૃત ભાવ ન સમજી શકાય તો તે બનવા જેવું છે. અમુક વ્યક્તિની ઇચ્છા અને હૃદયભાવને સમજવાનું કાર્ય કાંઇ સહેલું નથી. કોઇ પણ પ્રકારનું

આનંદજનક કાર્ય કરવાની મ્હારી ઇચ્છા નથી.

દેવપ્રસાદઃ—એ તો હું પણ જાણું છું. આપના અંતરના મહત્વથી હું પરિચિત છું; તેથી જ હું આપને વિશેષ મ્હાણું છું; પરંતુ સત્યના અનુરોધને લીધે મ્હારે કહેવું પડે છે કે, વિવાહ કાંઇ આનંદ કિંવા મોજમઝાને માટે નથી. વિવાહ તો ભગવાનનું કલ્યાણમય વિધાન છે.

કુસુમકાન્તઃ—આપનાં વચનોની સત્યતાને હું સ્વીકારું છું; વિશેષ તર્ક કરવાની મ્હારી ઇચ્છા નથી. હું વિવાહ કરવાને ઇચ્છતો નથી તેનું બીજું પણ કારણ એક છે.

દેવપ્રસાદઃ—મ્હને એ કારણ જણાવવામાં કાંઇ અડચણ છે કે?

કુસુમકાન્તઃ—ના ના—અડચણ કાંઇ નથી. એ કારણ મ્હારી ગંભીર સાધનાને લગતું છે; એને જાહિર પરિહાસનું કારણ બનાવવાની મ્હારી ઇચ્છા નથી.

દેવપ્રસાદઃ—ત્યારે હજી પણ આપ મ્હને આપનો હિતાકાંક્ષી બંધુ સમજતા નથી કે શું! જો કે કેટલીક વખત હું આપની સાથે વિરુદ્ધ વિષયની ચર્ચા કરું છું તોપણ હું આપનો એક અકૃત્રિમ સુહૃદ છું.

કુસુમકાન્તઃ—હું પણ એમજ સમજું છું. મ્હેં જીવનપર્યન્ત કૌમાર્યવ્રતનું પાલન કરીને, સ્વદેશમાં શિલ્પવાણિજ્યની ઉન્નતિ કરવાનો, મ્હારા મન સાથે દૃઢ સંકલ્પ કર્યો છે દેશમાં વ્યાપી રહેલી ચિરદરિદ્રતા દૂર કરવાની પ્રબળ ઇચ્છા જ આ સંકલ્પનું મૂળ છે!

આ ખુલાસો સાંભળી દેવપ્રસાદ આશ્ચર્યમાં પડી ગયો, તથા મનમાં ને મનમાં આ ભારતભક્તની નિષ્ઠાની પ્રશંસા કરવા લાગ્યો.

ગંભીર સ્વરે તેણે કહ્યું:—" પ્રેમની શક્તિ વસ્તુતઃ અસામાન્ય છે. જેવી રીતે બાળસૂર્યની રેખા ઉદિત થતાં સમુદ્રના એક છેડાથી બીજા છેડા સુધી અનંત મહાસમુદ્ર એ સૂર્યકિરણોથી પ્રકાશિત બની જાય છે તેવી જ રીતે પ્રકૃત પ્રેમભક્તિ એક હૃદયમાં પ્રતિષ્ઠિત થતાંની સાથે જ તે કોટિ કોટિ હૃદયમાં વિદ્યુત્ શિખાની માફક પ્રવેશ કરે છે. ભક્તિથી જ શક્તિ મેળવી શકાય છે, અને એ સાધનાસાપેક્ષ છે; પરંતુ મ્હારો પ્રશ્ન એવો છે કે, સ્ત્રીજાતિ શું દેશની ઉન્નતિની વિરુદ્ધ છે ? "

કુસુમકાન્તઃ—ના ના–એમ નથી. આપણી કુલલક્ષ્મીઓ પણ દેશ માટે ઘણો ત્યાગ સ્વીકારે છે. તેઓ જ સ્વદેશની શક્તિ છે. ઘણી વખત પુરુષોના કરતાં અબળાઓની સેવાવ્રત તરફ વિશેષ અનુરક્તિ જોવામાં આવે છે.

દેવપ્રસાદઃ—ત્યારે આપે આવો સંકલ્પ કેમ કર્યો છે ?

કુસુમકાન્તઃ—આપ મ્હારા પ્રાણમાં જો પ્રવેશ કરી શક્યા હોત તો સમજી શકત કે, મ્હારા પ્રાણની કેવી સ્થિતિ છે। જો મ્હારા હૃદયના ટુકડાઓ કરી નાંખી માતૃસેવામાં સમર્પણ કરતાં સેંકડો અન્નવસ્ત્રવિહીન લોકોની દુર્ગતિ દૂર થાય તેમ હોત તો હું અવશ્ય તેમ કરત જનની જન્મભૂમિના દુઃખે અપાર દુઃખી થઇને જ મ્હેં આવો સંકલ્પ કર્યો છે.

દેવપ્રસાદઃ—શું આ ખરેખર આપનો દૃઢ સંકલ્પ છે ?

કુસુમકાન્તઃ—મ્હેં માતાના પાદપદ્મમાં મ્હારું હૃદય, મન તેમજ પ્રાણ સમર્પણ કર્યાં છે. એ અર્પણ કરેલો પ્રાણ હું અન્યને કેવી રીતે દાનમાં આપી શકું ? હું જનની જન્મભૂમિની આરાધ્યા દેવીની પાસે મ્હારા સઘળા સુખ તેમજ સ્વાર્થનું બલિદાન આપીશ.

બસ માતા જ મ્હારું ધ્યાન, જ્ઞાન અને સર્વસ્વ છે. માતાના કલ્યાણની ચિન્તા સિવાય મ્હારા અંતરમાં બીજી ચિન્તા નથી.

ભક્તિભાવથી કુસુમકાન્તનું હૃદય ભરાઇ આવ્યું. તેનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ સરી પડવાં લાગ્યાં.

દેવપ્રસાદે કહ્યું:—"કુસુમકાન્તભાઇ! આપની સ્વદેશભક્તિને ધન્ય છે!" આમ કહી કુસુમકાન્તને સ્નેહાલિંગન કરી, વિદાય થતાં થતાં તેણે કહ્યું:—"સ્વદેશસેવકના પવિત્ર અંગસ્પર્શથી આજે હું પવિત્ર થયો છું. કુસુમકાન્તભાઇ! આજ સૂધી હું આપના પુણ્યમય પવિત્ર હૃદયનો ભાવ બરાબર સમજી શકયો છું!".



## પ્રકરણ ૪૦ મું:–પ્રિયકાન્ત.

પિયકાન્ત સંબંધી અમે પૂર્વે ઉલ્લેખ કર્યો છે. તે કુસુમકાન્તનો સહાધ્યાયી બંધુ હોઇ કુસુમકાન્ત કરતાં ઉમ્મરે તે એક વર્ષ મ્હોટો હતો એમ. એ. કલાસમાં તેઓ બન્ને સાથે અભ્યાસ કરતા હતા. કુસુમકાન્તે પરીક્ષા થતાં પૂર્વે જ વિશ્વવિદ્યાલયનો ત્યાગ કર્યો હતો એ વાર્તા વાંચકો જાણે છે. પ્રિયકાન્તે એમ. એની પરીક્ષામાં પસાર થઇ સ્વદેશ–સેવામાં આત્મ સમર્પણ કર્યું હતું. 'હિત–સાધિની' ના આશ્રમમાં રહીને તે માસિક પત્ર ચલાવતો હતો,તથા બીજાં સત્કાર્યોમાં પણ યથાયોગ્ય સહાયતા કરતો હતો. હિન્દુસમાજની વિવિધ પ્રકારની દુર્ગતિ અને કુસંસ્કારો દૂર કરવા એ જ તેની સાહિત્યચર્યાનો ઉદ્દેશ હતો. દેશમાં શાન્તિ સ્થાપિત થઈ રહે એ માટે પિયકાન્ત યથાશક્તિ શ્રમ સેવતો હતો.

જેવી રીતે એક સૂત્રમાં સંધાઇને બે સુંદર મુક્તા સૂર્યકિરણ-

ના સ્પર્શથી સવિશેષ ઉજ્વળતા મેળવે, તેવી જ રીતે બન્ને પ્રાણુ મળીને સ્વદેશ પ્રેમની ઉજ્વળ અને નિર્મળ શોભા મેળવી શક્યા હતા; કિન્તુ આ બન્ને મિત્રોની આકૃતિ અને પ્રકૃતિમાં ઘણો ફેર હતો. પ્રિયકાન્ત કુસુમકાન્તના જેવા બળવાન્ શરીરવાળો નહોતો. તેના શરીરનો રંગ કાળો હતો. તેનું મ્હોં કુસુમકાન્તના કરતાં વિશેષ સુકુમાર, કમનીય અને શાન્તભાવ સૂચવનારું હતું. આ સિવાય તેમાં બીજું કેટલુંક વિશેષત્વ પણ હતું.

પ્રિયકાન્તને વિશેષ એકાન્ત કિંવા નિર્જનતા પ્રિય હતી. કુસુમકાન્તની માફક તે સર્વ કોઇની સાથે હળતો મળતો નહોતો. કોઇ એક પ્રકારનું સ્વાતંત્ર્ય લઇને સેંકડો લોકોમાં પણ તે જાણે કે જૂદો પડી જતો હતો. જાહિર સભામાં ભાષણ કરવાનો તેને અભ્યાસ નહોતો. તેમજ જાહિર ભાષણ કરવાની તેને અભિરુચિ પણ નહોતી. તે નિરંતર માસિકપત્રિકામાં સુંદર ભાવપૂર્ણ, જ્ઞાનપૂર્ણ અને અસરકારક લેખો લખ્યા કરતો હતો. એ લેખોના લેખક તરીકે તે પોતાનું નામ આપતો નહોતો. મિત્રમંડળમાં પણ તે ઝાઝી વાતચિત કરતો નહોતો. નિરંતર એકાન્તમાં બેસી રહી રાત્રિ દિવસ તે અંગ્રેજી સંસ્કૃત અને ગુજરાતી ગ્રંથોનું અધ્યયન લક્ષ્યપૂર્વક કર્યા કરતો હતો. આ કાર્યથી તેને આનંદ થતો હતો. આ કાર્યમાં તે સહજ પણ શ્રમ અનુભવતો નહોતો;–ઉલટો આ કાર્યથી તેને વિશેષ આનંદ થતો હતો. કેટલીક વખતે તો અધ્યયન કરતાં કરતાં તે આહાર નિદ્રાને પણ ભૂલી જતો હતો.

પ્રિયકાન્ત સ્રીજાતિથી હમ્મેશાં દૂર રહેવાનો જ પ્રયત્ન કરતો હતો. હૃદયની દુર્બળતાને લીધે તે આમ કરતો નહોતો–તેનો આવો

કુસુમકાન્તઃ—આ અબોધ બાળિકા સમસ્ત જીવનને માટે દુઃખ સાગરમાં ડૂબી મરી છે એના માટે કોણ જવાબદાર છે ?

પંડિતઃ—હિન્દુસમાજ જવાબદાર છે.

કુસુમકાન્તઃ—હિન્દુસમાજ જ્યાં સુધી બાળવિવાહને અટકાવતો નથી ત્યાં સુધી વિધવાવિવાહના કાર્યમાં તેણે શા માટે વાંધો લેવો જોઇએ ? આ ઉપરથી મ્હારું એમ કહેવું નથી કે, હિન્દુસમાજમાં વિધવાવિવાહની આવશ્યક્તા છે; પરંતુ જે બાળલગ્નના પરિણામે આપણા દેશમાં હજારો બાળિકાઓ—કે જેમને સંસાર વ્યવહારનું સહજ પણ જ્ઞાન હોતું નથી તેઓ વિધવા થાય છે, એ બાળલગ્નનો સર્વ પ્રકારનો પ્રતિબંધ ન થાય ત્યાં સુધી વિધવાવિવાહ હિન્દુસમાજે શા-માટે પ્રચલિત ન રાખવો ?

પંડિતઃ—વિધવા બ્રહ્મચારિણી રહે એના જેવો ઉત્તમ પ્રકાર બીજો એક પણ નથી.

કુસુમકાન્તઃ—હું પણ એ વાત કબૂલ કરું છું; કિન્તુ જે બાળિકા વિવાહનો અર્થ સમજતી નથી, સ્વામી સંબંધીનું જેને લેશ માત્ર પણ જ્ઞાન હોતું નથી એને વિધવા કહેવી કે કુમારિકા કહેવી ? જ્યાં કૌમાર્યને જ વૈધવ્ય ગણાતું હોય ત્યાં પુનર્વિવાહ વિધિ અનુસાર નથી કે ? વિશેષતઃ વિધવાવિવાહનું સમર્થન શાસ્ત્ર-માં પણ થયેલું છે.

પંડિતઃ—શાસ્ત્રમાં વિધવાવિવાહનું સમર્થન તો છે જ. આપણા શાસ્ત્રકારો કળિયુગને માટે વિધવાવિવાહની વ્યવસ્થા કરી ગયા છે; કિન્તુ પહેલાં આપણા પરમપવિત્ર ભારતવર્ષમાં વિધવાવિવાહ-નો પ્રચાર નહોતો.

કુસુમકાન્તઃ—સામાજિક સ્થિતિના પરિવર્ત્તનની સાથે સાથે

રીતિ નીતિના પરિવર્ત્તનની આવશ્યક્તા છે. એ વાર્ત્તા આપણા બહુદર્શી અભિજ્ઞ શાસ્ત્રકારો જાણતા હતા; તેથી જ તેઓ નવયુગને માટે વિધવાવિવાહનું વિધાન વિધિબદ્ધ કરી ગયા છે.

પંડિતઃ—વિધવાવિવાહ શાસ્ત્રસંમત અને ન્યાયાનુસાર છે એ વાર્ત્તા ઘણા સમયથી સિદ્ધ થઇ છે.

કુસુમકાન્તઃ—ત્યારે આપ આપની ભાણીનો પુનર્વિવાહ કેમ કરતા નથી?

પંડિતઃ—જો કે વિધવાવિવાહ શાસ્ત્રમાં છે; પરંતુ વિધવાવિવાહનો થોડો ઘણો પ્રચાર થતાં જ ઘણા માણસો પોતાની મ્હોટી ઉમ્મરની વિધવા ભગિનીઓ અને પુત્રીનો પણ પુનર્વિવાહ કરશે. વિધવા બ્રહ્મચર્ય પાળે એ આપણા દેશને માટે એક ગૌરવયુક્ત પ્રકાર છે. આપણા પરમપવિત્ર ભારતવર્ષની એ ગૌરવનો નાશ કરવાની મ્હારી ઇચ્છા નથી.

કુસુમકાન્તઃ—હું પણ એ ગૌરવનો નાશ કરવાની ઇચ્છા રાખતો નથી; પરંતુ કહો જોઇએ કે, પાંચ વર્ષની બાળિકા કાંઇ સમજતી નથી તેને બળપૂર્વક દુઃખી કરવી એ એક પ્રકારનું મહા પાપ કરવા બરાબર છે કે નહિ? સ્વામીની ભક્તિ એજ વિધવાનું જીવનવ્રત હોવું જોઇએ; કિન્તુ જેના હૃદયમાં સ્વામી સંબંધીની કશી ધારણા નથી તેના માટે બ્રહ્મચર્ય ઉત્તમ છે કે? આવા પ્રકારની અબોધ બાળિકાઓનો વિવાહ થાય તો તેથી સમાજનું સહજ પણ અનિષ્ટ થતું નથી. મ્હારી એવી માન્યતા છે કે, ભારતવર્ષમાં વિધવાનું બ્રહ્મચર્ય, તેની સ્વાભાવિક પવિત્રતા અને નિષ્ઠાના ઉપર પ્રતિષ્ઠિત થયેલું છે;—સામાજિક ભય ઉપર પ્રતિષ્ઠિત થયેલું નથી.

થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી પંડિત મહાશયે

કહ્યું:—" આપનાં વાક્યોની સત્યતા હું સ્વીકારું છું."

કુસુમકાન્તઃ—મહાશય ! આપે આપનું કર્ત્તવ્ય સમજીને આપની ભાણીનો પુનર્વિવાહ કરવો જોઇએ. વળી જો આપ મ્હને કહેતા હો તો હું એને માટે કોઈ સુયોગ્ય પાત્ર શોધી કાઢું.

પંડિતઃ—એ બાળિકાના પિતા ઘણા કાળથી પરલોકવાસી થયા છે. હમણાં હું જ તેનો પાલનકર્ત્તા છું. મ્હારાં ભગિનીનો શો વિચાર છે એ મ્હારે પ્રથમ જાણવું જોઇએ. તેમનો વિચાર જાણ્યા પછી હું આ પ્રકાર સંબંધી ચોક્કસ નિર્ણય કરીશ.

કુસુમકાન્ત ચુપ રહ્યો. આ સમયે એક બાળક મનુસંહિતા લઇ આવી ત્યાં મૂકી ગયો. પંડિતજી મનુસંહિતામાંથી એક બે શ્લોકનો પાઠ કરી શાસ્ત્ર સંબંધીની ચર્ચા કરવા લાગ્યા.

કુસુમકાન્તે એ ગામમાં પણ એક જાહિર ભાષણ કર્યું, અને પોતાના આકર્ષક ભાષણથી તેણે સઘળા ગ્રામવાસીઓના પ્રાણને પોતાના પ્રત્યે આકર્ષ્યો.



## પ્રકરણ ૪૨ મું.—પતિની પુનર્પ્રાપ્તિ.

હે ભ્રમિત મુસાફિર ! મરૂભૂમિમાં તું શામાટે રુદન કરે છે ! દારૂણપિપાસાથી ત્હારો જીવ જતો હોય એવી અસહ્ય વેદના તને થાય છે; પણ ભય શો છે ? ધૈર્ય ધારણ કરી રસ્તે ચાલવા માંડ, એટલે તને સત્વર સ્વચ્છ જળ મળી આવશે વિધાતાના રાજ્યમાં કાંઇ હમ્મેશાં દુઃખ ભોગવવું પડતું નથી.

ચંદ્રશંકર અને કુસુમકાન્તે મળી સુશીલાના સ્વામીને જે પત્ર લખ્યો હતો તે ઘણાં સ્થળોએ રખડી રઝળી સુશીલાના સ્વામીને

મળ્યો.

સત્યેન્દ્રપ્રસાદ ઑફિસમાંથી આવી સ્હાંજનો સમય હોવાથી વિશ્રાંતિ લેતો હતો. દિનમણિ પશ્ચિમાકાશમાં ઉતરી પડતા હતા. પૃથિવીદેવી વિશ્રામ લેવાની તૈયારી કરી રહી હતી. એવામાં પોષ્ટમેન આવી તેના હાથમાં બે પત્રો મૂકી ગયો.

પત્ર વાંચી સત્યેન્દ્રપ્રસાદ રુદન કરવા લાગ્યો. એ પત્રોમાં એક પત્ર કુસુમકાન્તનો લખેલો હતો. તેણે પોતાના પત્રમાં સુશીલાની ઘણી પ્રશંસા કરી હતી. સતીના હૃદયભેદક નિશ્વાસોનો જ જાણે કે એ પત્રમાં આબેહુબ ચિતાર હતો પત્રની સઘળી હકીકત વાંચી સત્યેન્દ્ર અંતરના આવેગને વશ થઇ રૂદન કરવા લાગ્યો. એ દિવસે તેણે કાંઇ ખાધું પણ નહિ. ચિંતામગ્ન સ્થિતિમાં બેસી રહી તે સ્નેહમયી સાધ્વી પત્ની સુશીલા સંબંધીના જ વિચારો કરવા લાગ્યો.

બીજે દિવસે આફિસમાંથી રજા મેળવી સત્યેન્દ્રપ્રસાદ વડોદરા ગયો; કિન્તુ ત્યાં કુસુમકાન્ત સાથે તેની મુલાકાત નહિ થતાં પ્રિયકાન્ત સાથે થઇ.

સત્યેન્દ્રપ્રસાદે પૂછ્યું:—"કુસુમકાન્તભાઇ ભરુચથી ક્યારે પાછા આવવાના છે?"

પ્રિયકાન્તઃ—પાંચ સાત દિવસ પછી આવશે.

સત્યેન્દ્રઃ—ચંદ્રશંકર અહીં છે કે?

પ્રિયકાન્તઃ—તેઓ થોડા સમયથી પેન્સન મેળવી નાશિક રહેવા ગયા છે.

સત્યેન્દ્ર ચિંતામગ્ન સ્થિતિમાં પાછો ચાલ્યો ગયો. પાંચ સાત દિવસ વીતી ગયા પછી પાછો તે કુસુમકાન્તને મળવા માટે આવ્યો. આ સમયે કુસુમકાન્ત સાથે તેની મુલાકાત થઇ. તેની પાસેથી સુ-

શીલા સંબંધીની સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવી તેની ઘણી પ્રશંસા કરી.

પછીથી સત્યેન્દ્રપ્રસાદ કુસુમકાન્ત, પાસેથી વિદાય થઇ આણંદ નજીક આવેલા જે ગામમાં લુંટારાઓ રહેતા હતા તે ગામમાં ગયો. કેટલાક લુંટારાઓને દેવપ્રસાદે આ ગામમાંથી કેદ પકડેલા હોવાથી તેમના બીજા બધા સાથીદારો બીજા કોઇ ગામમાં જઇને વસ્યા હતા. હજી સુધી પેલું બ્રાહ્મણ કુટુંબ આ ગામમાં રહેતું હતું. એ કુટુંબને મુખે પણ સત્યેન્દ્રપ્રસાદે પોતાની પત્નીની ઘણી પ્રશંસા સાંભળી. પછીથી સત્યેન્દ્રપ્રસાદે પોતાના ગામમાં જઇ આ સઘળી હકીકત પોતાની માતા અને ભગિનીને નિવેદન કરી. એ દુઃખપૂર્ણ તેમજ હૃદયભેદક હકીકત સાંભળવામાં આવતાં માતાએ સજળનયને કહ્યું:—"ભાઇ ! તું મ્હારા ગૃહની લક્ષ્મીને ઘેર લઇ આવ. હવે હું કોઇનું કહેતું સાંભળવાની નથી."

નિરુપાય બની શાસ્ત્રી મહાશયે સુશીલાના પ્રાયશ્ચિત્તની વ્યવસ્થા કરીને કહ્યું:—"બ્રાહ્મણ પંડિતોને થોડું ઘણું દાન કરશો એટલે થયું."

ગામના કેટલાક અગ્રગણ્ય ગૃહસ્થોએ કુસુમકાન્તનો પત્ર વાંચ્યો ત્યારે તેમણે કહ્યું:—"આવી સાવિત્રી સમાન સતી સ્ત્રી પાસે પ્રાયશ્ચિત્ત શામાટે કરાવવું જોઇએ ?"

વિના વિલંબે પત્નીને તેડી લાવવાને માટે સત્યેન્દ્રપ્રસાદ નાસિક તરફ રવાના થયો.

ભાદ્રમાસ હતો. મેઘાચ્છન્ન આકાશ ધીમે ધીમે સ્વચ્છ થતું હતું. ચંદ્રશંકર પ્રાતઃપૂજાથી નિવૃત્ત થઈ ભગવદ્‌ગીતાનો પાઠ કરતા હતા. પાર્વતી તેમની પાસે જ બેઠી હતી, એવામાં નોકરે આવીને

ખબર આપી કે, એક માણુસ તેમને મળવા માટે આવ્યો છે.

આ સમયે સુશીલા શાન્તિલતાની સાથે સ્નાનાદિ કરી દેવદર્શન કરવા ગઇ હતી. શાન્તિલતા હવે ઘણોખરો સમય પોતાના આશ્રમમાં જ પસાર કરતી હતી. દિવસમાં એક વખત આવીને તે કુસુમને અભ્યાસ કરાવી જતી હતી. શાન્તિલતા વારંવાર એમ વિચારતી હતી કે:—" વિધાતાએ અમારુ બન્ને બ્હેનોનું જીવન એક સરખું ઘડયું છે કે શું? જો કુસુમ કુમારિકા જ રહેશે તો વૃદ્ધ પિતા માતા એ અસહ્ય દુઃખ કેવી રીતે સહન કરી શકશે?" પરંતુ ચિંતા કરવાથી શો લાભ હતો? જગતમાં માત્ર ઇશ્વરેચ્છા જ પૂર્ણ થાય છે. શાન્તિલતાએ વિચાર્યું:—" ઇશ્વર પ્રેમસ્વરૂપ છે. જગતમાં પવિત્ર પ્રેમનાં જે દૃષ્ટાંતો જોવામાં આવે છે એ પ્રેમ ઇશ્વર કિંવા ભગવત્ પ્રેમનો અંશ જ છે. પ્રકૃતિ રાજ્યમાં સર્વત્ર તેનો વિકાસ થયેલો છે. કુસુમના અંતરનો પ્રેમ પણ ભગવત્ પ્રેમનો જ અંશ છે એ માટે બિલ્કુલ સંદેહ નથી; કિન્તુ કુસુમ જેવી રીતે પોતાનું જીવન પસાર કરવાને ઇચ્છે છે તેવા પ્રકારનું તેને શિક્ષણ આપવાની જરૂર છે. એણે રીતિ અનુસાર શિક્ષણ મેળવ્યું નથી. જ્ઞાનથી જ ભક્તિ અને કર્ત્તવ્યનો પાયો દૃઢ થાય છે. એને સંસ્કૃત શિક્ષણ આપવાની અતિ આવશ્યક્તા છે." આમ વિચારીને જ શાન્તિલતા હમ્મેશાં ઘેર આવીને કુસુમને શિક્ષણ આપી જતી હતી.

પોતાને કોઇ માણુસ મળવા આવ્યું છે એવા સમાચાર મળતાં જ ચંદ્રશંકર પોતાના બેઠકખાનામાં ગયા. સત્યેન્દ્રપ્રસાદ સાથે તેમની મુલાકાત થઇ. વાતચિત કરતાં તેઓ જાણી શકયા કે, આવનાર પુરુષ સુશીલાનો સ્વામી છે. તેઓ સત્યેન્દ્રપ્રસાદને વિશેષ સંમાન આપી તેને પોતાની પત્ની પાસે લઇ ગયા. સત્યેન્દ્રપ્રસાદે

પાર્વતી તેમજ ચંદ્રશંકરને પ્રણામ કરી પોતાના આગમનનું કારણ તેમને નિવેદન કર્યું. તેમણે તરત જ આ સમાચાર શાન્તિલતા અને સુશીલાને પહોંચાડવા માટે માણસ મોકલ્યો.

કુસુમ અત્યાર સુધી પિતાની પાસે ભગવદ્‍ગીતાના કર્મયોગની વ્યાખ્યા સાંભળતી હતી. એ સંબંધીનો જ તે પોતાના મનમાં વિચાર કર્યા કરતી હતી. તે હવે સત્યેન્દ્રપ્રસાદને માટે રસોઇ બનાવવાને રસોડામાં ગઇ.

સમાચાર મળતાં જ શાન્તિલતા સુશીલાની સાથે આવી પહોંચી. પ્રમોદકિશોર નિશાળે ગયો હતો. સત્યેન્દ્રપ્રસાદ વિચારમગ્ન સ્થિતિમાં એક ઠેકાણે બેસી રહ્યો હતો. કોની પ્રતિક્ષાથી તેનો પ્રાણ ક્ષણે ક્ષણે અધીર બની જતો હતો? સુશીલા એકલી જ તેની પાસે આવી પહોંચી.

સુશીલાને જોઇ સત્યેન્દ્ર આશ્ચર્યચકિત બની ગયો. આ શું એ જ સુશીલા છે? એક વર્ષ પૂર્ણ થયું નથી એટલામાં જ સુશીલામાં કેટલું બધું પરિવર્ત્તન થઇ ગયું હતું? મનુષ્યની સ્થિતિ પણ પરિવર્ત્તનકારિણી જ થાય છે. સુશીલાનાં તેજોમય નેત્રોની ચંચળતા દૂર થઇ ગંભીરતાએ ત્યાં સ્થળ લીધું હતું જે મુખ પૂર્વે યૌવનના આગમનથી ઉત્તેજિત જોવામાં આવતું હતું તે હમણાં પ્રેક્ષકના અંતરમાં ભક્તિભાવ ઉપજાવતું હતું. સુશીલા આજે યોગિની જેવી જણાતી હતી. સત્યેન્દ્રપ્રસાદના અંતરમાં એક ક્ષણને માટે એવી કલ્પના ઉપજી કે, સ્વર્ગની કોઇ દેવી તો સુશીલાનું સ્વરૂપ ધારણ કરીને આ પૃથિવી ઉપર નહિ આવી હોય!

બન્ને જણાં ઘણા સમય સુધી મૌન ધારણ કરી રહ્યાં. પશ્ચાત્તાપથી સત્યેન્દ્રપ્રસાદનું હૃદય બળી જતું હતું. તે રુદન કરતો કરતો

સુશીલાના ચરણોમાં પડી જવા લાગ્યો; કિન્તુ સુશીલાએ સત્વર તેના બન્ને હાથ ઝાલી તેને ઉભો રાખ્યો. હૃદયના પ્રબળ આવેગથી સત્યેન્દ્રપ્રસાદનો કંઠ રુંધાઇ ગયો હતો. તે કાંઇ બોલી શક્યો નહિ. તેનાં નેત્રોમાંથી સતત અશ્રુપ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો.

થોડા સમય પછી કાંઇક અંશે આત્મસંવરણ કરીને સત્યેન્દ્રપ્રસાદે ગદ્‌ગદ કંઠે કહ્યું:—"સુશીલા! મ્હને ક્ષમા આપ."

"સ્વામિન્! હું તો માત્ર આપની દાસી છું. આપને ક્ષમા આપવાનો અધિકાર મ્હને નથી. વળી આપે એવો તે શો અપરાધ કર્યો છે કે જેથી આપ ક્ષમા માગો છો?" સુશીલાએ અંતરોદ્‌ગાર કાઢ્યા.

"સુશીલા! જીવનાધિકે! મ્હારા અપરાધની ક્ષમા થઇ શકે તેમ નથી. મ્હેં ત્હારા જેવી સતી સાધ્વી પત્નીને નિષ્ઠુરતાથી ઘણી દુઃખી કરી છે. તને દુઃખી કરી હું મહાપાપી થયો છું." સત્યેન્દ્રપ્રસાદે પશ્ચાત્તાપસૂચક વચનો ઉચ્ચાર્યાં.

"ના ના—પ્રભુ! એમાં આપનો કાંઇ દોષ નથી. ભાગ્યદેવીની ભયંકરતાથી જ મ્હારે દુઃખ વેઠવું પડ્યું છે તેને આપ શું કરો? મ્હારી દૃષ્ટિમાં આપ દોષિત કે ગુન્હેગાર નથી; પરંતુ સાક્ષાત દેવતા છો." સુશીલાએ પોતાના સતીત્વ અને પતિભક્તિનો પરિચય આપ્યો

બીજે જ દિવસે સત્યેન્દ્રપ્રસાદે સુશીલાને લઇ ઘેર જવાનું નક્કી કર્યું. આજે પાર્વતી, કુસુમ, ચંદ્રશંકર વગેરેના શોકની સીમા નહોતી; કેમકે સુશીલાએ પોતાના માયાળુ અને સદય વ્યવહારથી તેમની સૌની પ્રીતિ સંપાદન કરી હતી; તેથી સુશીલાનો વિયોગ તેમને માટે દુઃખજનક થાય એમાં શું આશ્ચર્ય? છતાં સુશીલાના

દુઃખમય જીવનની અંધકારમયી રાત્રિનો અંત આવ્યો છે અને તેના સૌભાગ્યસૂર્યનો ઉદય થયો છે એ જ માત્ર તેમના દુઃખની શાન્તિ હતી.

નારી ક્ષમારૂપિણી છે; તેથી જ ક્ષમાની નારી સ્વરૂપે કલ્પના કરવામાં આવી છે. આપણે પુણ્યભૂમિ ભારતમાં જ આ ક્ષમાનો આદર્શ જોઇ શકીએ છીએ. ભારતના પ્રત્યેક ગૃહમાં આ આદર્શ શાન્તિરૂપે પ્રતિષ્ઠિત થાઓ એ જ પ્રાર્થના છે.

જે પતિએ રસ્તાની ધૂળની માફક ત્યાગ કર્યો હતો, જેણે અપમાન કરી પોતાની સતી સાધ્વી પત્નીને ઘરમાંથી કાઢી મૂકી હતી એ જ સ્વામીનાં સુખશાન્તિને માટે સુશીલાએ પોતાની સમસ્ત આત્મમર્યાદા અને આત્માભિમાન આદિનું વિસર્જન કર્યું. આ દૃશ્ય માત્ર આપણુ પરમપુનિત ભારતવર્ષમાં જ સંભવે છે. કેમ કે હિન્દુ શાસ્ત્રાનુસાર હિન્દુ નારીનો પતિ જ એક માત્ર દેવતા છે. સ્વામીનો પરિત્યાગ કરી હિન્દુ નારી અન્ય દેવતાની કલ્પના સુદ્ધાં કરી શકતી નથી. પતિ ગમે એવો હોય તો પણ તે હિન્દુનારીનો દેવતા છે. હિન્દુનારીની ગતિ એક માત્ર પતિ જ છે.

સુશીલા પોતાનું ઇચ્છિત ધન પ્રાપ્ત કરીને આનંદસાગરમાં તરવા લાગી; કિન્તુ આટલા દિવસ સુધી જેમણે તેને આશ્રય આપ્યો હતો, જેમની સ્નિગ્ધ શીતળ છાયામાં રહી તે સઘળું દુઃખ સહન કરવાને સમર્થ થઇ હતી તેમનો ત્યાગ કરી જતી વખતે સુશીલાનું હૃદય ભરાઇ આવ્યું.

પાર્વતીએ સુશીલાને પોતાના ખોળામાં બેસાડી, તેના મસ્તક ઉપર અશ્રુવૃષ્ટિ વર્ષાવતાં વર્ષાવતાં કહ્યું:—" સુશીલા ! જા બ્હેન ! તન, મન અને જીવન સમર્પણ કરીને સ્વામીસેવા કરજે. સ્વામીસેવા

ક્યાંથી પરમકૃપાળુ પરમાત્મા ત્હારા ઉપર સંતુષ્ટ થશે. સ્વામીસેવા આગળ સ્વર્ગની તુલના પણ થઇ શકતી નથી."

શાન્તિલતાએ કહ્યું:—"સુશીલા ! નિરંતર ધર્મનું રક્ષણ કરજે. સુખ દુઃખમાં ધર્મદેવતા જ મનુષ્યના સહાયકાર છે."

આ સમયે સત્યેન્દ્રપ્રસાદે એ ઠેકાણે આવીને પાર્વતીના ચરણોમાં પ્રણામ કર્યાં.

પાર્વતીએ કહ્યું:—"મ્હારી સુશીલાને વારંવાર જોઇ શકું તેમ કરજો. પ્રસંગાનુસાર તેને અહીં મોકલતા રહેજો. દયાળુ દીનાનાથ તમારા ઉભયના સંસારને સુખમય કરી તમને સ્વર્ગીય સુખનો અનુભવ કરાવો."

સત્યેન્દ્ર:—એ તમારી જ છે. તમે જ્યારે લખશો ત્યારે તે અહિં આવશે."

સુશીલાએ પોતાના સદય અને સ્નેહપૂર્ણ વર્તનથી સર્વનો સ્નેહ સંપાદન કર્યો હતો. પ્રમોદકિશોર તો સુશીલાના સ્નેહને ઘણો વશ થઇ ગયો હતો. તે સુશીલાનો ત્યાગ કરવાને ઇચ્છતો નહોતો. વળી કુસુમ અને સુશીલાનો જીવ પણ એક થઇ ગયો હતો.

કુસુમ સુશીલાને લઇને પોતાના બેઠકખાનામાં ગઇ, અને તેણે બેઠકખાનાનાં દ્વાર બંધ કરી દીધાં. બન્ને જણીઓએ એકાન્તમાં ઘણા સમય સુધી વાતચિત કર્યા કરી, તથા બન્ને જણીઓએ રુદન પણ કર્યું. અંતે બન્ને જણીઓ એક બીજીને દર અઠવાડીએ પત્ર લખવા કબૂલ થઇ. ત્યાર પછી બન્ને બ્હાર નીકળી અને સર્વના સ્નેહ આશીર્વાદ સ્વીકારી સજળનયને સુશીલા સ્વામી સાથે વિદાય થઇ.

—❋❋❋—

## પ્રકરણ ૪૩ મું.—આત્મત્યાગ કે પરોપકાર ?

શરતનો પૂર્ણચંદ્ર આટલો બધો હસી કેમ રહ્યો છે ? અહાહા ! કેવું મનોહર તેનું શોભા સૌન્દર્ય છે! વસુંધરા પણ તેજસ્વિની બની ગઇ છે. ચોતરફ જાણે કે આનંદના તરંગો ઉછળી રહ્યા છે. હે ચંદ્રદેવ! તમે આટલું બધું શોભા સૌન્દર્ય કયાંથી મેળવ્યું? કોણે તમને આટલું બધું માધુર્ય અર્પણ કર્યું? મસ્તક ઉપર પ્રચંડ તાપ-વિશિષ્ટ અગ્નિમય મૂર્ત્તિ જોઇ છે કે ! એ માર્ત્તંડદેવે જ ચંદ્રદેવને આટલું બધું સૌન્દર્ય આપ્યું છે; નહિ તો ચંદ્ર પોતે તો અંધકાર-મય છે. એના મૂળમાં શક્તિ જ છે.

જ્ઞાનનાં ઉજ્વળ તમ કિરણોથી પ્રકાશિત ન હોય તો કમ અંધકારમય હોય છે; કિન્તુ સર્વનું મૂળ ભક્તિરૂપિણી શક્તિ જ છે. એ શક્તિ સ્વરૂપને નમસ્કાર છે.

કુસુમકાન્ત ભરુચથી પાછો વડોદરા આવી જન્મભૂમિની સેવા કર્યા કરતો હતો. સતત પરિશ્રમના પરિણામે તેની પ્રકૃતિ બગડી હતી. ડૅાક્ટરે થોડા દિવસ સુધી તેને વિશ્રાંતિ લેવાની સૂચના કરી હતી નહિ તો ભયંકર હૃદયરોગ થવાનું જણાવ્યું હતું; પરંતુ ડૅા-ક્ટરની સૂચના તરફ તેનું બિલ્કુલ લક્ષ્ય નહોતું. કર્ત્તવ્યશૂન્ય થવું એ તેના સ્વભાવવિરુદ્ધ હતું. તેની છાતીમાં વારંવાર વેદના થતી હોવા છતાં તે કર્ત્તવ્ય કાર્યોમાંથી વિરામ મેળવતો નહોતો.

આવો પ્રકાર જોઇ પ્રિયકાન્ત ઘણો ચિંતાતુર બની ગયો. મિ-ત્રના સ્વાસ્થ્ય માટે તે વિશેષ સાવધાનતા રાખવા લાગ્યો. હમણાં તેનાં પુસ્તકોએ પણ થોડા સમયને માટે વિશ્રાંતિ મેળવી.

આશ્વિન માસનો અંત આવ્યો હતો. શારદીય નિર્મળ ગગન મનુષ્યના ભાગ્યદોષથી આજે ઘનઘટાથી આચ્છન્ન થયેલું હતું. દી-

પોત્સવી સમીપ આવી પહોંચી હતી.

આજે પ્રભાતકાળથી સંધ્યાકાળ સુધી સૂર્યદેવ વાદળાંઓમાં લુપ્તપ્રાય રહ્યા હતા. સંધ્યાકાળથી જ થોડી થોડી વૃષ્ટિ થવાલાગીહતી.

આજે રાત્રે કોઈ આત્મીયને ત્યાં પ્રિયકાન્તને નિમંત્રણ હતું. નિરુપાયે જ તેણે નિમંત્રણ સ્વીકાર્યું હતું, નહિ તો નિમંત્રણ સ્વીકારવાની તેની સહજ પણ ઇચ્છા નહોતી. સંધ્યાકાળ પછી, નિમંત્રણ ઉપર જતી વખતે તેણે કુસુમકાન્તને કહ્યું:—“આજે હવે મ્હાર જાઇશ નહિ. ઘણો ઠંડો વાયુ ફુંકાય છે. તું આજે વ્હેલો સૂઇ જજે.”

આમ કહી તે એક ગૃહસ્થની સાથે ચાલ્યો ગયો. એ ગૃહસ્થ પ્રિયકાન્તની નવી માતાનો નિકટનો સંબંધી હતો.

રાત્રે લગભગ અગીઆર વાગ્યે પ્રિયકાન્ત આશ્રમમાં પાછો આવ્યો. રસ્તે આવતાં આવતાં તેણે વિચાર્યું:—“કુસુમકાન્ત કદાચ ઉંઘી ગયો હશે.” છતાં ખાત્રી કરવાના હેતુથી શયનમંદિરમાં જતાં જ તેણે જોયું કે, કુસુમકાન્ત ત્યાં નહોતો. શયનમંદિરમાં બેસીને પ્રિયકાન્ત વિવિધ પ્રકારની ચિંતા કરવા લાગ્યો. આશ્રમમાં સર્વત્ર તેણે કુસુમકાન્તની શોધ કરી; કિન્તુ તેનો પત્તો ન જ લાગ્યો. પાછો તે શયનમંદિરમાં બેસી ચિંતા કર્યા કરતો હતો એવામાં કુસુમકાન્ત આવી પહોંચ્યો. તેનાં સઘળાં વસ્ત્રો સંપૂર્ણ ભીંજાઇ ગયાં હતાં.

પ્રિયકાન્તે અતિશય આશ્ચર્ય પામીને વિરક્તિસૂચકસ્વરે કહ્યું:—“અત્યારે તું ક્યાં ગયો હતો? ત્હારાં કપડાં ક્યાં ભીંજાયાં?”

કુસુમકાન્તે કહ્યું:—“સંધ્યાકાળ પછી હું જરૂરના કાર્યાર્થે એક સ્થાને ગયો હતો. રસ્તે આવતાં મ્હેં જોયું કે, હલકી જાતનો

એક માણુસ મરવા પડ્યો હતો. એક બિંદુ જળને માટે તે આ-ર્ત્તનાદ કર્યા કરતો હતો."

પ્રિયકાન્તઃ—પછી ?

કુસુમકાન્તઃ—તેની પાસે રહી અત્યાર સુધી મ્હેં તેની સેવા સુશ્રૂષા કરી. એ માણસનું મૃત્યુ નિપજ્યાથી સરકારી માણસો તેને ઉપાડી ગયા છે.

પ્રિયકાન્તઃ—ત્હારાં કપડાં કેવી રીતે ભીંજાયાં ?

કુસુમકાન્તઃ—એક સપ્ત ઝાપટું પડયું હતું એ તું નથી જા-ણતો કે ? એ દીન દરિદ્ર અનાથ માણુસ એક ભાંગી તૂટી ઝુંપડી-માં રહેતો હતો. એ ઝુંપડીની છાપરીનો કેટલોક ભાગ ખુલ્લો હો-વાથી ઝુંપડીમાં પણ જળ પડતું હતું. હું આત્મરક્ષણ કરી શકું એવું એક પણ સાધન મ્હારી પાસે નહોતું; કેમ કે મ્હારી છત્રી મ્હેં તેના ઉપર ધરી રાખી હતી.

પ્રિયકાન્તઃ—એ ઝાપટું પડ્યાને તો લગભગ બે કલાક થઇ ગયા છે. શું ત્હેં ત્યારથી ભીંજાયલાં કપડાં પહેરી રાખ્યાં છે ?

કુસુમકાન્તઃ—હું શું કરું ? એ માણુસ મરવાની અણી ઉપર હોવાથી એવા સમયે હું તેનો ત્યાગ કરી આશ્રમમાં કેવી રીતે આવી શકું ?

પ્રિયકાન્ત શાન્ત રહ્યો. તેણે વિચાર્યું કે, કુસુમકાન્તના આ-જના કાર્યથી તેનું સ્વાસ્થ્ય વિશેષ બગડ્યા સિવાય રહેશે નહિ. અંતે તેણે સ્વગત કહ્યું:—"ઇશ્વરે જેને કર્મક્ષેત્રમાં બોલાવી લીધો છે તેનું શરીરરક્ષણ તેઓ જ કરી શકે તેમ છે; તથાપિ મ્હારે એક મિત્ર તરીકેનું મ્હારું કર્ત્તવ્ય બજાવવું જોઇએ."

પછીથી બન્ને મિત્રો સૂઇ ગયા. સૂઈ રહ્યા પછી પ્રિયકાન્તે કહ્યું:—" ભાઇ ! શરીરને સાચવવાના કાર્યમાં તું આટલો બધો બેદરકાર કેમ રહે છે? જો તું હમ્મેશાં આમ જ કરીશ તો ત્હારું શરીર કેટલા દિવસ સુધી ટકશે ?

કુસુમકાન્તઃ—જો માતૃદેવીના કાર્યમાં આ જીવનનો અંત આવે તો એના જેવું મહત્ સૌભાગ્ય બીજું કયું હોઈ શકે?

બીજો કોઇ ઉત્તર નહિ જડી આવ્યાથી પ્રિયકાન્તે કહ્યું:—" કુસુમને માટે તો ત્હારે ત્હારા શરીરનું રક્ષણ કરવું જ જોઇએ."

કુસુમકાન્તઃ—ભાઇ ! હવે ઉંઘી જા. લગભગ બાર વાગ્યા છે.

આ વાક્ય તરફ દુર્લક્ષ્ય કરીને કુસુમકાન્તે કહ્યું:—" જો સાંભળ, સાધ્વી નારીનો ત્યાગ કરવો એ ભીષણ અપરાધ છે એવું આપણા શાસ્ત્રકારો જણાવી ગયા છે. ઇશ્વરના વિધાનનું ઉલંઘન કોઇ કરી શકતું નથી.

આવા પ્રકારના વિરુદ્ધ તર્કથી કુસુમકાન્ત ધીમે ધીમે વિરક્ત બની જતો હતો. તેણે અકળાઇ જઇને કહ્યું:—" ત્હારે આજે મ્હને ઉંઘવા દેવો નથી કે શું? હું તને વિનંતિ કરીને કહું છું કે તું હવે ચુપ રહે."

પ્રિયકાન્ત ચૂપ રહ્યો. કુસુમકાન્ત ઘણો થાકી ગયેલો હોવાથી તે સત્વર નિદ્રાધીન થઈ ગયો; પરંતુ પ્રિયકાન્તનાં નેત્રોમાં શીઘ્ર નિદ્રા આવી નહિ; તેણે ઉંચી દૃષ્ટિ કરી, પોતાના બન્ને હાથ જોડી પ્રાર્થના કરી કે:—" હે પ્રભો ! કુસુમકાન્તનો જો કાંઇ અપરાધ થયો હોય તો ક્ષમા કરશો, અને સકળ સંકટોમાંથી તમે તેનું સંરક્ષણ કરજો."

હજી શયન-મંદિરનો દીપક હોલવી નાંખ્યો નહોતો. ઉપર

પ્રમાણે પ્રાર્થના કરી પ્રિયકાન્તે બંધુના સુંદર વદન તરફ એક વખત જોયું. પછી તે પોતાના મનમાં ને મનમાં ચિંતા કરવા લાગ્યો:—" આ મોહન સૌન્દર્યરાશીથી હું દિવસે દિવસે વિશેષ મુગ્ધ બની જાઉં છું. આ મોહ છે કે શાન્તિ? હું તો કાંઇ સમજી શકતો નથી. આનો ત્યાગ થાય તો હું બચી શકું તેમ નથી. ક્ષણે ક્ષણે મ્હને એમ લાગે છે કે, આ અમૃતમય મૂર્તિને કોઇ મ્હારી પાસેથી લઇ જાય છે. એવું એક સ્થાન છે કે જ્યાં મૃત્યુ પછી અમરત્વ મેળવી શકાય છે. એ સ્થળે રોગ નથી, શોક નથી—વિયોગ નથી. એ સ્થાને વૃદ્ધાવસ્થા નથી, મૃત્યુ નથી;—માત્ર આનંદ, શાન્તિ અને મિલન છે; પરંતુ આ પૃથિવીના દીર્ઘ વિયોગના દિવસો હૂં કેવી રીતે સહન કરી શકીશ? એ કલ્પના પણ મ્હારે માટે અસહ્ય થઇ પડે છે. આ કદાચ મોહ હોય તો પણ હૂં આ મોહનો ત્યાગ કરી શકું તેમ નથી. આ સુંદર પરમ પવિત્ર મુખનું દર્શન કરીને હું એ સુંદર અને પવિત્ર શિવસ્વરૂપના ધ્યાનમાં મગ્ન થઇશ." આમ કહી પ્રિયકાન્ત કુસુમકાન્ત પાસે બેસી ભગવત્ ધ્યાન ધરવા લાગ્યો.

પ્રિયકાન્તનો ભાવ સહેલાઇથી સમજવાની શક્તિ કોઇનામાં નહોતી. તે આ વિચિત્ર વિશ્વપટમાં પોતાને છુપાવી રાખવાનો જ પ્રયત્ન કર્યા કરતો હતો. જ્યારે ગંભીર રાત્રે અનંત જગત્ સુપ્ત અને નિસ્તબ્ધ થઇ જતું ત્યારે પ્રિયકાન્ત બ્રહ્મધ્યાનમાં નિમગ્ન થઇ રહેતો હતો. લોક એમજ સમજતા હતા કે, તે પણ ઉંઘ્યા કરે છે. અતિ ઉચ્ચ ધર્મતત્વમાં દિન પ્રતિદિન તે અગ્રેસર થતો હતો; કિન્તુ બંધુઓની સાથે એ સંબંધી તે વિશેષ ચર્ચા કરતો નહિ. તેનો પ્રાણ શાન્ત પ્રેમથી પરિપૂર્ણ હતો; એ જાહિર કરવાને તે ઇચ્છતો નહોતો. કુસુમકાન્તને તે કેટલો બધો ચ્હાય છે એ પણ કોઇ

જાણે એમ તે ઇચ્છતો નહોતો; છતાં તીક્ષ્ણબુદ્ધિસંપન્ન ભાવગ્રાહી કુસુમકાન્ત પાસે કાંઇ અવિદિત નહોતું. તે જાણતો હતો કે, પ્રિયકાન્ત આ મૃત્યુલોકમાં દેવતા છે.”

બીજે દિવસે જ કુસુમકાન્તને સખ્ત તાવ આવ્યો.



## પ્રકરણ ૪૪ મું.—પંડિત મહાશયનો ગૃહસંસાર.

કુસુમકાન્ત સખ્ત તાવ આવ્યાથી શય્યાવશ થયો હતો. પ્રિયકાન્ત સિવાય બીજા પણ બે ત્રણ બંધુઓ તેની પાસે હાજર હતા. એવામાં કુસુમકાન્તના નામનો એક પત્ર પોષ્ટમેન આવી આપી ગયો. પ્રિયકાન્ત એ પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો. એ પત્ર આમોદના પંડિત મહાશયનો હતો. તેમણે લખ્યું હતું કેઃ—

“પરમ સ્નેહી બંધુશ્રી,

વિ૦ વિ૦ કે, ઘણા દિવસથી આપના કુશળ વર્ત્તમાનના સમાચાર જાણી શકયો નથી તેથી અપાર દુઃખિત છું. વચ્ચે વચ્ચે શારીરિક અને માનસિક સ્થિતિના મંગળ સમાચાર જણાવવાની કૃપા કરશો. વિધવાવિવાહ સંબંધી આપે જે વાસ્તવિક અને સર્વથા સત્ય હકીકત કહી હતી, એ સંબંધી સંપૂર્ણ વિચાર કરી તેનું તારતમ્ય હું સમજી શકયો છું. આપ અહીંથી ગયા ત્યાર પછી થોડા જ દિવસે મ્હારી ભગિનીનું કૉલેરાના ભયંકર રોગથી મૃત્યુ થયું છે. મ્હારી ભાણી કિશોરીનો પુનર્વિવાહ કરવાનો મ્હેં મ્હારા મન સાથે દૃઢ નિશ્ચય કર્યો છે. જો આપ એને માટે કોઇ સુયોગ્ય પાત્ર શોધી કાઢશો તો હું આપનો ઘણો આભારી થઇશ. એ સંબંધી આપની સાથે આવેલા આપના મિત્રને પણ આપ ભલા-

મણુ કરશો. એજ વિનંતિ.

લિ૦ શુભેચ્છક.

હરિશંકર પંડિતના સ્નેહવંદન."

કુસુમકાન્તે પોતાના એક સ્નેહી પાસે આ પત્રનો પ્રત્યુત્તર લખાવ્યો કે:—"શ્રીમાન્ માન્યવર પંડિત મહાશય!

સવિનય વિનંતિ કે, કુસુમકાન્તભાઇના નામ ઉપર આપે જે પત્ર લખ્યો છે તે પ્રાપ્ત થયો છે. હમણાં તેઓ બિમાર છે. અમે તેમને માટે અસ્થિર બની ગયા છીએ. આપે જે કાર્ય લખ્યું છે એ કાર્ય સંબંધીનો પ્રયત્ન હમણાં અમારાથી થઇ શકે તેમ નથી. એ માટે અમે દુઃખિત છીએ. યથા સમયે વિશેષ હકીકત જણાવીશું. એજ.

લી. કૃપાભિલાષી.

સત્યપ્રસાદ શર્માના ભક્તિવંદન."

કુસુમકાન્તે વિચાર્યું હતું કે, સત્યપ્રસાદ પંડિત મહાશયને અનુકૂળ પત્ર લખશે, કિન્તુ તેણે ઉપર પ્રમાણે પત્ર લખ્યો તેથી તે મનમાંને મનમાં થોડો નારાજ થયો.

હવે આ સ્થળે પંડિત મહાશયની આર્થિક સ્થિતિનો પાઠકોને થોડો ઘણો પરિચય કરાવવાની આવશ્યકતા છે. તેઓ અધ્યાપક પંડિત હતા. પોતાના ગામના અને આજુબાજુના ગામના કેટલાક વિદ્યાર્થીઓ પાસે કાંઇ પંડિત મહાશયનો પ્રતાપ સામાન્ય નહોતો; કિન્તુ ઘરમાં તેમનો કાંઇ પ્રતાપ કિંવા અભિમાનાદિ નહોતું. જો તેમની ગૃહિણીને એક વીરનારીની ઉપમા આપીએ તો એ ઉપમા સર્વાંશે તેને યોગ્ય હતી. ઘરનાં સઘળાં માણસો અને વિદ્યાર્થીઓ એ વીરનારીનો નિરંતર ભય રાખતાં હતાં.

કવચિત્ તે રણચણ્ડીનું સ્વરૂપ ધારણ કરી પાડોશરૂપી રણક્ષેત્રમાં ઉપસ્થિત થતી હતી, અને પોતાનાં વાગ્બાણોથી આડોશ પાડોશનાં માણસોને અસ્થિર બનાવી દેતી હતી. સ્વામી પણ પોતાના શાસનમાંથી બ્હાર ન જતા રહે એ માટે તે હંમેશાં સાવધાનતા રાખતી હતી પંડિત મહાશય કાંઇ કહેતા તો તે રીસ ચઢાવીને રડયા કરતી હતી, અને વારંવાર પોતાના ભાગ્યની નિંદા કરતી હતી; તેથી ભયને લીધે પંડિત મહાશય પોતાની ગૃહિણીને કાંઇ કહેતા નહોતા.

કિશોરીના માતા તેમની સગી બ્હેન હતી. પતિના મૃત્યુ પછી એક માહિને તેણે પોતાની પુત્રીસહ ભાઇને ત્યાં આશ્રય સ્વીકાર્યો હતો. જો કે શ્વસુરપક્ષમાં કિશોરીના પિતાની થોડી ઘણી સંપત્તિ હતી; પરંતુ ભગિનીને ત્યાં રહેવાની ઇચ્છા નહિ હોવાથી પંડિત મહાશયે એ સંપત્તિ વેચી નાખી જે રકમ ઉપજી હતી તે ભગિનીના નામ ઉપર એક પ્રતિષ્ઠિત બેન્કમાં વ્યાજે મૂકી હતી. પછીથી પાંચ વર્ષની નાની ઉમ્મરમાં જ ભાગ્યદેવીની ભયંકરતાને પરિણામે કિશોરી પણ વિધવા થઇ હતી.

ભાઇને ત્યાં કિશોરીની માતાને બિલ્કુલ શાન્તિ નહોતી. ભાભીના ઉપદ્રવથી તે નિરંતર અસ્થિર રહેતી હતી. નજીવા કારણને લીધે પણ કેટલીક વખત તેને ઘણું અપમાન વેઠવું પડતું હતું. એ માટે પંડિત મહાશય ઘણા નારાજ હતા; કિન્તુ તેઓ પોતાની વીરપત્નીને કાંઇ કહી શકતા નહિ. એકાન્તમાં તેઓ ભગિનીનું સાંત્વન કરતા હતા.

કિશોરીના ઉપર પંડિત મહાશયનો આંતરિક સ્નેહ હતો. કિશોરીના અંધકારમય ભવિષ્યનો વિચાર ઉપજતાં તેઓ ઘણા

દુઃખી થતા હતા. કિશોરી ભવિષ્યમાં ઉચ્ચ આદર્શ મેળવી શકે એ હેતુથી તેઓ તેને લક્ષ્યપૂર્વક સંસ્કૃત અને સ્વભાષા ગુજરાતીનું શિક્ષણ આપવા લાગ્યા. કિશોરી પણ ચપળ અને ચાલાક બાળિકા હોવાથી તે સત્વર શિક્ષણ મેળવવા લાગી પછીથી બાર વર્ષની ઉમ્મરેજ એ અભાગિની માતૃવિયોગિની થઇ. ચિરદુઃખિની કિશોરી જાણે કે અગાધ દુઃખસાગરમાં ડૂબી ગઇ.

કિશોરીના ઉપર તેની મામી ઘણો દ્વેષ કરવા લાગી. નિરંતર તે કિશોરીનું, તેને "અભાગિની" કહીને દુઃખ વધારવા લાગી. પ્રત્યેક મંગળકાર્યથી એ તેને દૂર રહેવાની આજ્ઞા કરતી હતી. કિશોરી ઉમ્મર લાયક થવાથી તે પણ હવે આ સઘળું સમજતી હતી. એ સમજી કે સંસારના સકળ મંગળ કાર્યોથી વિધાતાએ તેને વિમુખ કરી છે. આ કયા મહાન્ અપરાધની ભયંકર સજા હતી ? આવી ચિંતા કરીને કિશોરી ઘણી વખત એકાન્તમાં રુદન કર્યા કરતી હતી. કિશોરીના દુઃખથી પંડિત મહાશયનું હૃદય વિદિર્ણ થતું હતું; કિન્તુ કેવી રીતે તેનું સાંત્વન કરવું એ તેઓ વિચારી શકતા નહિ.

આ સંબંધી તેમણે કુસુમકાન્તની સલાહ પ્રમાણે વર્તવાનો નિશ્ચય કર્યો, તથા વિચાર્યું કેઃ—"જો હું કુસુમકાન્તની સલાહ પ્રમાણે નહિ વર્તું તો મ્હારી કિશોરીનું શું થશે ? મ્હારા મૃત્યુપશ્ચાત તે કયાં જઇને આશ્રય મેળવશે ? જો કે એનો વિવાહ કર્યાથી લોકો થોડી ઘણી નિંદા તો કરશે; પરંતુ માત્ર નિંદાના ભયને લીધે મ્હારે તેનું સમસ્ત જીવન દુઃખમય કરવું જોઇએ નહિ. લોકો તો ચાર દિવસ નિંદા કરીને પાછા શાન્ત થઇ જશે" આમ વિચારી, કિશોરીનો પુનર્વિવાહ કરી પોતાના ગામમાંજ તેને એક મકાન બંધાવી આપવાનો પંડિત મહાશયે નિશ્ચય કર્યો.

નવું ઘર બંધાવવા જતાં ઘણું જ ખરચ થાય તેમ હોવાથી તેમણે પોતાના મકાનની પાસે જ કિશોરીના નામથી એક મકાન વેચાણુ રાખ્યું; કિન્તુ આ વિષય તેમણે ગુપ્ત રાખ્યો. તેમની પત્નીએ એમ સાંભળ્યું કે, તેના સ્વામીએ એક મકાન વેચાણુ રાખ્યું છે. પોતાના બાળબચ્ચાંને રહેવાને માટે એક નવીન મકાન થયું વિચારી. તે ઘણી આનંદિતા થઇ.

એક દિવસે મકાનના ઓટલા ઉપર બેસીને પંડિત મહાશય કેટલાક કાગળ પત્રો તપાસતા હતા. એવામાં સત્યપ્રસાદ શર્માએ લખેલો પત્ર પોષ્ટમેનદ્વારા તેમને મળ્યો. એ પત્ર વાંચી, એક ગાઢ નિશ્વાસ મૂકી પંડિત મહાશયે સ્વગત કહ્યું:—"હાય ભાગ્ય"

ગૃહિણી પાસે જ બેસીને પુત્રીનું માથું ઓળતી હતી; તેણે અધીરતાથી પૂછ્યું:—"કેમ, શું થયું છે?"

"તું હંમેશાં મ્હારા ભાગ્યની નિંદા કર્યા કરે છે, અને હું એક દિવસે પણ મ્હારા ભાગ્યની નિંદા ન કરી શકું કે?"

ગૃહિણીના રોષનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું:—"અહિં હું એક ગુલામડીના જેવી પણ નથી કે શું?"

ગૃહિણીના વાકયનો ઉત્તર નહીં આપતાં પંડિતજીએ કહ્યું:—"કિશોરિ! જળ લાવ જોઇએ." કિશોરી ત્યાં હાજર નહોતી.

ગૃહિણીએ મ્હોં વિકૃત કરીને કહ્યું:—"ક્યાં છે કિશોરી? આખો દિવસ કિશોરી, કિશોરી કહેતાં મ્હોં તો સુકાતું નથી. તમે જ બહુ લાડ લડાવીને છોકરીને આળસુ બનાવી દીધી છે."

પંડિત મહાશય વિરક્ત બની જઇને પોતાના વિદ્યાર્થીઓ પાસે ચાલ્યા ગયા. ગૃહિણી પતિની ચિંતાનું કારણ કળી શકી નહિ. તેને એક પણ અક્ષર લખતાં વાંચતાં આવડતો નહિ હોવાથી તેણે કહ્યું:—"ચંપક! આવેલો કાગળ વાંચ જોઇએ."

તેનો દશ વર્ષનો પુત્ર ચંપક વિદ્યાભ્યાસ કરતો હતો. તેણે પત્ર વાંચીને કહ્યું:—"વડોદરાથી કુસુમકાન્ત નામના જે ભાઈ આવ્યા હતા તેઓ બિમાર છે."

ગૃહિણી ચિન્તામગ્ન બની ગઇ. તે પુત્રીનું માંથું ઓળી રહી એટલે પુત્રીએ કહ્યું:—"કેમ બા ? તું વારંવાર કિશોરી બ્હેનનો તિરસ્કાર કેમ કરે છે ? એ બિચારી ત્હારું સઘળું કામકાજ નથી કરતી કે ? આમ હોવા છતાં તું તેને આળસુ કેમ કહે છે ?"

માતાએ રોષાવેશમાં કહ્યું:—"મ્હારી વાતમાં ત્હારે ડહાપણ ડોળવાની કાંઇ જરૂર નથી સમજી?"

પુત્રી:—પણ બ્હેન હવે રાત્રિ દિવસ રડયા કરે છે; તું એને કાંઈ કહીશ નહિ.

માતા:—મ્હારા કરતાં એના તરફ ત્હારી વિશેષ મમતા છે, કેમ ! મ્હેં તને ન્હાનપણથી ઉછેરી મ્હોટી કરી છે; છતાં તું મ્હારા ઉપર સરદારી ચલાવે છે ! "

આમ કહીને માતાએ પુત્રીના બરડા ઉપર જોરથી એક હાથ ઠોકયો. પુત્રી રડતી રડતી ત્યાંથી ચાલી ગઇ.



## પ્રકરણ ૪૫ મું.—કમનસીબ કિશોરી.

કલકલ નિનાદ કરતી કર્ણપ્રિય સંગીત ગાતી ગાતી સરિતા, સમુદ્ર સ્વામીને આલિંગન કરવા માટે પ્રબળગતિથી વહેતી ચાલી જતી હતી. સુશીતળ વાયુ ફુંકાતો હતો. સરિતાના સ્વચ્છ જળમાં પ્રત્યેક ક્ષણે અનંત તરંગો ઉત્પન્ન થઇને પુનઃ અલ્પકાળમાંજ વિલીન થઇ જતા હતા. દુઃખિની આર્યવિધવાઓ સરિતાના આ

સંગીતને રુદનધ્વનિ સમજે છે ત્યારે વિરહિણી વધૂઓ આ સંગીતને વિયોગસંગીત સમજે છે.

સરિતાના બાંધેલા ઘાટ ઉપર બેહું મૂકીને બે ન્હાની બાળિકાઓ સરિતાના સ્વચ્છ જળમાં સ્નાન કરતી હતી. આ બન્ને બાળિકાઓમાંની એક બાળિકાની અંગકાન્તિ ચંપકના જેવી હતી. એ બાળિકા બીજી કોઇ નહિ; કિન્તુ હતભાગિની કમનસીબ કિશોરી જ હતી.

થોડો સમય વીત્યા પછી કિશોરીએ પોતાની સંગિનીને કહ્યું:— "લલિતા! વ્હેલી ઘેર ચાલ આપણને ઘણો વખત થઇ ગયો છે."

લલિતા માતા પાસે તિરસ્કૃતા થયેલી પંડિત મહાશયની પુત્રી હતી. તે કિશોરીનાં વાકય તરફ લક્ષ્ય આપ્યા શિવાય જળની સાથે રમત કરવા લાગી.

આ બન્ને બાળિકાઓ બાલ્યાવસ્થાથી એકઠી રમતી હતી; એકઠી જ રહેતી તેથી તેમનામાં એક બીજી ઉપર પ્રેમ ઉપજે એ સ્વાભાવિક છેજ; છતાં આ બન્ને બાળિકાઓમાં ઘણું પ્રકૃતિગત પાર્થક્ય હતું.

કિશોરી ઘણી ધીર, શાન્ત અને શરમાળ હતી. લજ્જાવતી લતાની માફક તે હમ્મેશાં પોતાની જાતને છુપાવવાનો પ્રયત્ન પોતે જ કરતી હતી. તે મ્હોં ઉઘાડીને કાંઇ કહી શકતી નહિ. ઘણોખરો સમય તેની દૃષ્ટિ નીચી જ રહેતી હતી. જાણે કે તેનો પ્રાણ પૃથિવીમાં મળી જવાની ઇચ્છા રાખતો હતો.

લલિતા કાંઇક તેજસ્વિની અને ચંચળા હતી. તે બાર વર્ષની હતી; છતાં હજી બાલ્યાવસ્થાની માફક તેને રમવું કૂદવું ઘણું ગમતું હતું. તે કોઇનો પણ અન્યાય સહન કરી શકતી નહિ ગમે

તે માણુસને સત્ય વચનો કહેવામાં તે કદાપિ સંકોચાતી નહિ. તે તેની માતાને પણ કેટલીક વખતે યોગ્ય વચનો સંભળાવી દેતી હતી.

કિશોરીનો પ્રાણ ઘણો કોમળ હતો. પારકાંનું દુઃખ તેનાથી જોઈ શકાતું નહિ. તેના આ સદ્‌ગુણને લીધે જ તે પંડિત મહાશયનો અપાર પ્રેમ પ્રાપ્ત કરી શકી હતી.

એ બન્ને બાળિકાઓને પંડિત મહાશય શિક્ષણ આપતા હતા. કિશોરી જ્યારે પોતાના અભ્યાસમાં જ સંપૂર્ણ લક્ષ્ય આપતી હતી ત્યારે લલિના પોતાની પાળેલી બિલાડી, કૂતરું આદિની સાથે રમત ગમત કરવાની કલ્પના કર્યા કરતી હતી.

કિશોરીએ કહ્યું:-"બ્હેન ! હવે આપણે સત્વર ઘેર જવું જોઈએ. હજી રસોઇ બનાવવાની છે."

આમ કહી તે પાણીમાંથી બ્હાર નીકળવા લાગી.

લલિતાએ કિશોરીની પાસે આવી પહોંચીને તેનો કમલદામ જેવો હાથ પકડીને કહ્યું:—"થોડો સમય રોકાઇ જાને બ્હેન !"

આ સમયે એ બન્ને જળમાં ઉભી રહેલી બાળિકાઓએ એક બીજીના મુખ તરફ જોઇને એક પ્રકારની અવર્ણનીય શાન્તિ મેળવી.

એકાએક કાંઇ વિચાર ઉપજતાં જ લલિતાનું હાસ્યપ્રફુલ્લ મુખ મલિન બની ગયું. ધીમે ધીમે તેણે કહ્યું:—"કિશોરી ! બ્હેન ! વારંવાર તું રડે છે કેમ ? તને રડતી જોઇને હું મ્હારા અશ્રુવેગને અટકાવી શકતી નથી."

કિશોરીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યું:—"બ્હેન ! મ્હારા માટે આ સમસ્ત સંસાર નિરાનંદમય છે. જે તરફ હું દૃષ્ટિ કરું છું તે તરફ અંધકાર જ જોઇ શકું છું. મ્હને એમજ લાગે છે કે, માતાના સ્વર્ગવાસની સાથે જ મ્હારા સર્વસ્વનો સંપૂર્ણ વિનાશ થયો છે."

લલિતા વિશેષ કાંઇ બોલી નહિ. બન્ને જણીઓ ચિંતામગ્ન મુખે જળમાંથી બ્હાર નીકળી ઘાટ ઉપર ગઇ, અને વસ્ત્રો બદલી બેડું ભરી તેઓ ઘર તરફ જવા લાગી. લલિતા ત્વરિત ગતિથી આગળ ચાલી ગઇ, અને કિશોરી ઘણે ધીમે ધીમે જવા લાગી.

જ્યારે કિશોરીની માતા અકાળે કરમાઈ ગયેલા પુષ્પના જેવા પોતાની બાળવિધવા દુહિતાને લઇ ભાઇને ત્યાં આવી પહોંચી ત્યારે, તેને બીજે જ દિવસે પંડિત મહાશયની પત્નીએ રસોઇ બનાવવાના કાર્યને રાજીનામું આપી દીધું. આડોશી પાડોશીઓની પાસે તેણે એમ કહેવા માંડયું કે, તેનો વાયુરોગ ઘણો પ્રબળ થઈ ગયો છે. અગ્નિની ગરમી તે કોઇ પણ રીતે સહન કરી શકતી નથી. જો હવે તે રસોઇ બનાવવાને ચુલ્હા પાસે બેસશે તો એક પણ દિવસ બચી શકશે નહિ. જાણે કે તેના રસોડામાં મૃત્યુદેવીનો નિષ્ઠુર દૂત તેના માટે બેસી રહ્યો હતો.

સંસારના સઘળાં કાર્યો કિશોરીની માતાને જ કરવાં પડતાં હતાં. ભાઇને ઘેર આશ્રય મેળવી એક ક્ષણને માટે પણ તે વિશ્રામ મેળવી શકતી નહિ.. તે પોતાના ભાગ્યની નિષ્ઠુરતા કિંવા ભયંકરતાની ચિંતા કરી સકળ કષ્ટ સહન કરતી હતી. અભાગિની કિશોરીનું આ અંતિમ કિંવા છેલ્લું પ્રકાશરશ્મિ પણ ચિરકાળ માટે અદ્રશ્ય થઈ ગયું.

માતાના મૃત્યુ પશ્ચાત્ કામકાજનો સઘળો ભાર કિશોરીના શિર ઉપર આવી પડયો. આ શોકસંતપ્ત અભાગિની બાળવિધવાની ઉમ્મર આ સમયે માત્ર તેર વર્ષની હતી. તે આટલી ન્હાની ઉમ્મરની હોવા છતાં તેને સંસારનાં સકળ કાર્યો સાવધાનતાથી કરવાં પડતાં હતાં. જો કે ઘરમાં એક દાસી અને એક નોકર હતાં;

પરંતુ તેમને સદા ગૃહિણીની આજ્ઞામાં રહેવું પડતું હતું; તેથી બિ-
ચારી કિશોરી જ મહા કષ્ટે સંસારનાં સકળ કાર્યો કરતી હતી.

સ્થિતિ જ સંસારમાં ઉત્તમ શિક્ષક છે. સ્થિતિના ગુણને લીધે
જ કિશોરી પોતાની આટલી ન્હાની ઉમ્મરમાં આ સકળ કાર્યો
કરતાં શીખી હતી. પરદુઃખથી દુઃખી થનારી લલિતા હમ્મેશાં છા-
યાની માફક, કિશોરીનાં કાર્યોમાં યથાશક્તિ સહાયતા કરતી હતી.

કિશોરીને નદીએથી આવતાં વિલંબ થવાથી મામીના ક્રોધનો
પાર રહ્યો નહિ. તે અગ્નિની માફક સળગી ઉઠી તેનાં નેત્રોએ બી-
ષણ સ્વરૂપ ધારણ કર્યું. તે નિષ્ઠુરતાથી ઇચ્છામાં આવે એવાં વ-
ચનો ઉચ્ચારીને કિશોરીનો તિરસ્કાર કરવા લાગી.

કિશોરીએ શાન્તિથી પોતાનાં ચક્ષુઓમાં ભરાઇ આવેલું અ-
શ્રુજળ સાફ કરતાં કરતાં રસોડામાં જઈ ગરમ પાણી મૂકી દીધું.
કિશોરીનો તિરસ્કાર થયાથી લલિતા પોતાની માતા ઉપર ઘણી વિ-
રક્ત થઇ; કિન્તુ ભયની ભાવનાથી તે પોતાની માતાને કાંઇ કહી
શકી નહિ. તે રસોડામાં જઇ કિશોરીને તેનાં કાર્યોમાં સહાયતા
કરવા લાગી.

કોઇ કાંઇ બોલ્યું નહિ; કિશોરી અને લલિતાએ મળી બનતી
ઉતાવળ કરીને યથાસમયે રસોઇ બનાવી. ચંપકનો વિદ્યાલયમાં જ-
વાનો વખત થવાથી તેણે આવીને ખાવાનું માગ્યું. કિશોરીએ તેને
થોડો સમય રાહ જોવાનું કહ્યાથી તે બ્હાર જઇને ઉભો રહ્યો. આ
સમયે તેના એક સહાધ્યયીએ રસ્તે જતાં જતાં કહ્યુંઃ—“ ચંપક !
નિશાળે ચાલ.”

ચંપકે કહ્યુંઃ—“ તું જા—હું હમણાં આવું છું.”

આ વાક્ય ગૃહિણીના સાંભળવામાં આવ્યું. તેણે તરતજ ×-

સોડામાં જઇને કિશોરીને એ ચાર કઠોર વચનો સંભળાવી દીધાં. આ સમયે લલિતા ચંપકની થાળી પીરસતી હતી. માતાના આવા દુર્વ્યવહારથી તેનાં નેત્રો લાલચોળ બની ગયાં; પરંતુ આગલે જ દિવસે બરડામાં માર પડેલો હોવાથી તે કાંઇ બોલી નહિ.

ગૃહિણીનાં તિરસ્કારપૂર્ણ વચનો પંડિત મહાશયના સાંભળવામાં આવ્યાં. તેમણે ગૃહિણી પાસે આવીને કહ્યું:—"એ તો બાળક છે. એને સહાયતા કરવાને બદલે તું વઢે છે શામાટે ?"

આ વાક્ય સાંભળવામાં આવતાં જ ગૃહિણીના રોષની સીમા રહી નહિ. તેણે અભિમાનથી અશ્રુધારાઓ વર્ષાવવા માંડી. શાન્ત ભાવ ધારણ કરી રાખીને પંડિત મહાશયે કહ્યું:—"ત્હારો સ્વભાવ જ આવો રીસાળ રહ્યો !" વિશેષ કાંઇ બોલવાથી વિપરિત પરિણામ આવશે એમ વિચારી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

ગૃહિણી પોતાની જાતે જ કહેવા લાગી:—"કોઇ કદાપિ આવું કામ કરતું હશે કે ? આવી મોંઘવારીમાં એક છોકરીનું પાલન કરવામાં કાંઇ ઓછું ખરચ થાય છે કે ? છોકરીને ન્હાનેથી મ્હોટી શું કરવા કરી છે ? તે ઘરનું કામકાજ પણ ન કરે કે ? એ છોકરીને પાળવી એ શું કાંઇ સામાન્ય વાત છે કે ? વળી થોડા વખતને માટે તેનો ભાર ઉપાડવાનો હોત તો જાણે કે ઠીક છે; પરંતુ આ ભાર તો જીવતાં સુધી ઉપાડવાના છે."

આ વચનો સાંભળતાં જ કિશોરીનું હૃદય ઘણું દુઃખિત થયું—તેની છાતી ફાટી જવા લાગી. એક દિવસે તે માતા પિતાની કેવી લાડકવાયી પુત્રી હતી ! એક દિવસે તેના પિતાને ત્યાં પણ કેટલાં નિરાધાર મનુષ્યોને આહાર મળતો હતો ! કિશોરી પોતાના પૂર્વજીવનનું સ્મરણ કરી અશ્રુ સારવા લાગી.

સર્વે જમી પરવાર્યાં એટલે કિશોરીએ લલિતાને કહ્યું:—" આજે મ્હારે કાંઇ ખાવું નથી. મ્હારું મન ઘણુંખરાબ થઇ ગયુંછે."

લલિતાએ કહ્યું:—" બ્હેન ! જો તું નહિ ખાય તો હું પણ નહિ ખાઉં ! "

કિશોરી શાન્ત રહી. અંતે બન્ને બ્હેનોએ જમી લીધું; છતાં કિશોરીનું વ્યથિત હૃદય શાન્ત ન જ થયું.

બરાબર આ સમયે કુસુમકાન્ત વડોદરામાં પોતાના આશ્રમમાં રોગશય્યામાં સૂઇ રહી, આંખો મીંચી વિચારતો હતો કે, " હે ભગવાન્ ! ચિરદુઃખિની આર્યનારીઓનું દુઃખ દૂર કરો ! "



## પ્રકરણ ૪૬ મું.—સ્પર્શમણિ.

સ્પર્શમણિ સ્વર્ગની શોભા-દેવતાની સંપદ અને કલ્પવૃક્ષનું ફળ છે. ઇંદ્રાણીના અલકદામને સ્પર્શ કરનાર ભુવન મોહન મુકુટનું અમૂલ્ય રત્ન છે. આ મૃત્યુલોકમાં કોઇએ કદાપિ સ્પર્શમણિનું દર્શન કર્યું છે કે ? એનું મનમોહન માધુર્ય કદાચ સ્વપ્નમાં જોવામાં આવ્યું હશે, એની કેટલીક અપૂર્વ કથાઓ પ્રાચીન કાવ્યોમાં સાંભળવામાં આવી હશે; કિન્તુ ચૈતન્યપૂર્ણ સ્થિતિમાં પોતાની દૃષ્ટિથી કોઇએ તેનું પ્રત્યક્ષ દર્શન કર્યું છે કે ? રાજસંમાન, ભોગવિભવ પરિત્યાગ કરી રૂપસનાતન માર્ગના ભિક્ષુક, જગદુદ્ધાર મંત્રમાં દીક્ષિત થયા, તરુણ રઘુનાથે ઇંદ્રના જેવું ઐશ્વર્ય, અપ્સરાના જેવી ભાર્યાનો ત્યાગ કરી નવજીવન મેળવ્યું, દસ્યુ રત્નાકરે દેવત્વ પ્રાપ્ત કર્યું એ એ સઘળું કોના સ્પર્શથી થયું ? જો મૃત્યુલોકમાં સ્પર્શમણિનો સ્પર્શ ન સંભવતો હોય તો કોના ગુણથી લોઢાએ સુવર્ણત્વ મેળ-

વ્યું. આજકાલ આપણા અતિ પવિત્ર ભારતવર્ષમાં પણ સ્પર્શમણિનો અભાવ નથી. દુઃખિની જન્મભૂમિરૂપિણી માતાના ખોળામાં આજે પણ સ્પર્શમણિ બિરાજી શાન્તિથી જન્મભૂમિને પવિત્ર કરે છે. આ દુર્લભ સંપદને માટે જ ભારત અર્વાચીન કાળમાં પણ જગતમાં શ્રેષ્ઠ સ્થાને કાયમ રહી શક્યું છે. આ દુર્લભ સંપદ તે વિશ્વજનીન પ્રેમ છે હે ભારતવાસીઓ ! આ અમૂલ્ય ધન તમે કદાપિ ગૂમાવશો નહિ.

એક પ્રહર થયો હતો. આશ્રમની બ્હાર ઉભા રહી પ્રિયકાન્ત, સત્યપ્રસાદ અને બીજા બે ત્રણ યુવકો વાતચિત કરતા હતા. એવામાં એક હલકી વર્ણના ભિક્ષુક જેવા માણસે આવી, તેમની પાસે રડી પડીને કહ્યું:—" કુસુમકાન્તભાઇ બિમાર છે કે શું ! એક વખત તેમનું દર્શન કરવાની મ્હારી ઇચ્છા છે "

સત્યપ્રસાદે વિરક્તભાવથી કહ્યું:—" તું કોણ છે ? તું તેમની પાસે જઇને શું કરવાનો છે ? ત્યાં વિશેષ ગરબડ કરવાની ડૉકટરની મનાઇ છે. "

સરખી સ્થિતિનાં અને સમાન વર્ણનાં મનુષ્યો પ્રત્યે સત્યપ્રસાદ નમ્ર અને મિષ્ટ વ્યવહાર રાખતો હતો; છતાં નિમ્ન વર્ણનાં ગરીબ માણસો તરફ તે કાંઇક તિરસ્કારથી જોતો હતો તેમજ વર્તતો હતો.

આવનાર માણસે કહ્યું:—" મ્હોટાભાઇ ! એક વખત તેમનું દર્શન કરવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે. "

શાન્ત સ્વભાવના પ્રિયકાન્તે કહ્યું:—" સત્યપ્રસાદ ! એને જવા દે. કુસુમકાન્ત કાંઇ આપણો એકલાનો નથી—તે જગતનાં સઘળાં મનુષ્યોનો છે. "

સત્યપ્રસાદ સહજ ગર્વિત સ્વભાવનો હોવા છતાં તે પ્રિયકાન્ત ઉપર ઘણી શ્રદ્ધા રાખતો હતો, તેથી તે કાંઈ બોલ્યો નહિ.

સત્યપ્રસાદ અને પ્રિયકાન્ત આવેલા માણસની સાથે કુસુમ-કાન્ત પાસે ગયા. કુસુમકાન્ત પાસે જઇ પહોંચી એ માણસે તેના ચરણોમાં ઢળી પડીને ગદ્‌ગદ કંઠે કહ્યું:—"મ્હોટાભાઇ! આપે મ્હને જીવનદાન દીધું છે. મ્હને પવિત્ર મંત્રથી દીક્ષિત કર્યો છે. આ-પનો ત્યાગ સ્વીકાર અને ભક્તિબળ મ્હને નવજીવનના માર્ગે લા-વ્યાં છે."

કુસુમકાન્તે આ માણસને એક વખતે ભયંકર સંકટમાંથી બચાવ્યો હતો. પ્રથમ આ માણસ ઘણો નીચ હતો; પરંતુ કુસુમ-કાન્તના સદુપદેશથી તે સુધરી ગયો હતો. હવે તે રાત્રિ દિવસ એ-કાન્તમાં હરિ નામનો જપ જપતો હતો, અને ભિક્ષા માગી પો-તાનો જીવનનિર્વાહ ચલાવતો હતો.

સત્યપ્રસાદે સઘળી હકીકત જાણવામાં આવતાં કહ્યું:—"કુ-સુમકાન્ત! ભાઇ! તું પારસમણિ છે. ત્હારા સ્પર્શથી લોહ કાંચન થાય છે. આ અધમને તું એક વખત સ્પર્શ કર."

આમ કહી તેણે શ્રદ્ધા તેમજ સ્નેહથી કુસુમકાન્તને આલિ-ગન કર્યું.

પ્રિયકાન્ત એક ખુરસી ઉપર બેસી બારીમાંથી બ્હાર જોઇ રહ્યો હતો રસ્તા ઉપર અનેક લોકોનો અવર જવર ચાલુ હતો; છતાં એ લોકો તરફ તેનું લક્ષ્ય નહોતું. તે ચિંતાપૂર્ણ દૃષ્ટિથી ગ-ગનમંડળ તરફ જોઇ રહ્યો હતો. ગગનમંડળ તરફ જોઈ રહી તેણે સ્વગત કહ્યું:—"હે પ્રભુ! તમે મંગળમય છો, અને હું ધુળ કરતાં પણ અધમ છું. શું તમે મનુષ્યોને દુઃખ સહન કરવાને જ ઉત્પન્ન

કર્યાં છે ?" આમ કહી તેણે એક ગાઢ નિ:શ્વાસ મૂકયો.

કુસુમકાન્તનું દર્શન કરવા આવેલા માણસે કહ્યું:—"ભાઇ! હું આપના કોઇ પણ કાર્યમાં સામાન્ય સહાયતા કરી શકીશ તોપણ મ્હને પોતાને કૃતાર્થ થયો સમજીશ."

કુસુમકાન્તે તેને પોતાના આશ્રમમાં રહેવાને જ જણાવ્યું. એથી એ માણસ પણ સંતુષ્ટ થયો.

*   *   *   *

કુસુમકાન્તના વ્યાધિએ દિવસે દિવસે ભયજનક સ્વરૂપ ધારણ કરવા માંડ્યું. શહેરના સુપ્રસિદ્ધ ડૉકટરો અને વૈદ્યો તેની ચિકિત્સા કરતા હતા; કિન્તુ જ્વર બિલકુલ ઓછો નહિ થતાં દિવસે દિવસે વધતો જતો હતો.

ડૉકટરોની સલાહ અનુસાર બંધુમંડળે કુસુમકાન્તને માટે સાબરમતી ઉપર એક બંગલો ભાડે રાખ્યો. એ બંગલાના માલિકે કાંઇ પણ ભાડું લીધા સિવાય ભારતભક્તના ઉપયોગાર્થે પોતાનો બંગલો તેને સ્વાધીન કર્યો.

કુસુમકાન્તે દેશને માટે પોતાનું જીવન સમર્પણ કર્યું હતું. દેશવાસીઓ શું અકૃતજ્ઞ હતા? ના ના—કુસુમકાન્તને માટે સર્વનું હૃદય અને મન દુ:ખિત થયું હતું. ડૉકટરો અને વૈદ્યો પોતાનાથી બની શકે એટલા ઉપચારો કરતા હતા. માણસો આવી કુસુમકાન્તની સેવા સુશ્રુષા કરતા હતા. મિસ ઇલિઝાબેથ પણ કુસુમકાન્ત પાસે આવીને રહી હતી.

ડિટેકિટવ દેવપ્રસાદ પણ અવકાશના સમયે કુસુમકાન્ત પાસે આવી બેસી રહેલો હતો. કુસુમકાન્તની સુંદર મૂર્ત્તિને કૃષ્ણપક્ષની શશિકળાની માફક વ્યાધિના કરાલ ગ્રાસમાં ક્ષય પામતી જોઇને તે

વ્યાકુળ તેમજ ચિંતામગ્ન બની જતો હતો. રાત્રિ દિવસ અસંખ્ય માણસો કુસુમકાન્તની તબિયત જોવાને આવતાં હતાં; કિન્તુ ડૉક્ટરોએ વિશેષ લોકોને એકત્ર થવા દેવાની મનાઇ કરી હતી.

પ્રિયકાન્તે કુસુમકાન્તની બિમારી સંબંધી ચંદ્રશંકરને એક પત્ર લખ્યો. દુર્ભાગ્યવશતઃ પોષ્ટમેનની ગફલતથી એ પત્ર તેમને પહોંચ્યો નહિ. પ્રિયકાન્તે કુસુમકાન્તની ધર્મભગિની સુશીલાને એક પત્ર લખ્યો.

* * * *

કાર્તિક માસ હતો. દિવસ જોતજોતાંમાં પસાર થઇ જતો હતો. નાશિકક્ષેત્રમાં આવેલા પોતાના આશ્રમમાં શાન્તિલતા વિવિધ કાર્યોમાં ગુંથાયલી હતી. રાત્રે બાર વાગ્યા સુધી તે ઇશ્વરોપાસના કર્યા કરતી હતી. આજ રાત્રે બાર વાગી ગયા હતા. નામનો જપ સમાપ્ત થયા પછી શાન્તિલતા એક વખત બ્હાર ઓટલા ઉપર આવીને ઉભી રહી. ચંદ્રિકા પૂર્ણ તેજથી પ્રકાશી રહી હતી. વસુંધરાદેવીએ ઘણી સુંદરતા ધારણ કરી હતી. શાન્તિલતાએ સ્વગત વિચાર્યુંઃ—"એક વખત આવો! હે મ્હારા હૃદયના શાન્તિદાતા દેવ! એક વખત આવો! આ આસમાની આકાશ સમુદ્રમાં, ચાંદનીના ઉજ્વળ તરંગોમાંથી બ્હાર આવી એક વખત આ દાસીને દર્શન દ્યો. કેટલા લાંબા સમયથી હું આપનું દર્શન કરી શકી નથી? જ્યારે આવી રીતે અદ્રશ્ય જ રહેવું હતું ત્યારે પછી દાસીને એક વખત શામાટે દર્શન દીધું હતું? શામાટે આ દાસીને બે દિવસને માટે જ સ્થાન આપ્યું હતું? જો આપનું દર્શન ન થયું હોત તો હું આ પ્રેમસાગરમાં ડૂબત નહિ. માત્ર એક વખત આવો—હું આપનું દર્શન કરીને કૃતાર્થ થઇશ."

શાન્તિલતાનાં નેત્રોમાંથી અશ્રુધારા પ્રવાહિત થવા લાગી. ને આશ્રમમાં પ્રવેશ કરી, શય્યામાં સૂતી. ક્ષીણ દીપકનો ઝાંખો પ્રકાશ ઓરડીમાં પ્રકાશી રહ્યો હતો. શાન્તિલતાના હૃદયમાં કલ્પનાબળથી એક સુંદર ચિત્ર અંકિત થતું હતું. બાલ્યાવસ્થાથી જેના ચરણોમાં તેણે દેહ મન સમર્પણ કર્યું હતું તેનાથી મૃત્યુની કરાળ મૂર્ત્તિ આ તરુણીના હૃદયને વિચ્છિન્ન કરી શકી નહોતી. એ સ્થળે જીવન મૃત્યુ એક હતું. પ્રિય હૃદયદર્પણમાં એ ચિત્ર દિવસે દિવસે વિશેષ ઉજ્જવળતાથી પ્રકાશતું હતું. એ ચિત્રની પૂજા કરી, એ ચિત્રનું ધ્યાન ધરી આ વિરહિણી વિધવાનો પ્રાણ કૃતાર્થ થતો હતો.

એકાએક પાસે જ કાંઇ અવાજ થયો. શાન્તિલતાએ ક્ષીણ પ્રકાશમાં જે કાંઇ જોયું તેથી તે સ્તંભિત બની ગઇ. તે જોઈ શકી કે, 'તેના ઇચ્છિત દેવતા તેની સ્હામે જ ઉભા રહ્યા છે. જ્યોતિ-પૂર્ણ અનુપમ લાવણ્ય જાણે કે ઉછળી પડે છે એ દુર્લભ દેવતા શાન્તિલતાના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહ્યા છે.'

શાન્તિલતા સ્તંભિત બની જઇ ઉભી થઇ ને કાંઇ બોલી શકી નહિ. થોડા સમય પછી સહજ શુદ્ધિમાં આવી એટલે તે એ જ્યોતિર્મય પુરુષના ચરણોમાં ઢળી પડી.

છાયામૂર્ત્તિ અદૃશ્ય થઈ. શાન્તિલતાની શુદ્ધિ ગુમ થઇ. તેણે બેશુદ્ધાવસ્થામાં સ્વપ્ન જોયું કે, એ જ્યોતિર્મય પુરુષે પોતાના ખો-ળામાં તેનું મસ્તક રાખ્યું છે, અને મધુર સ્વરે તે કહે છે કે, 'શા-ન્તિ! રુદન શામાટે કરે છે? હું તને ભૂલી ગયો નથી. હું હમ્મેશાં ત્હારી પાસે જ છું. સતી પતિનો ત્યાગ કરી શકતી નથી. એટલે પતિ સતીનો ત્યાગ કરી શકે કે? એ દિવસે નીચ લૂંટારાઓના પં-જામાંથી કોણે ત્હારું રક્ષણ કર્યું હતું? તું મ્હારી વાત સાંભળ. કુ-

સુમકાન્ત હમણાં ઘણો બિમાર છે. કુસુમને લઇ વિલંબ કર્યાં સિવાય તું ત્યાં જા એટલે તેનું કલ્યાણ થશે. ઇશ્વરના કાર્યમાં આળસ કરીશ નહિ." આટલું કહી મહાપુરુષ અંતર્હિત થયા. શાન્તિલતા જ્યારે જાગ્રત થઇ ત્યારે પ્રભાતકાળ થયો હતો.



## પ્રકરણ ૪૭ મું.—સુશીલાનો ગૃહસંસાર.

હજારો વર્ષ થઇ ગયાં તોપણ અદ્યાપિ વાલ્મિકીની અમૃતપ્રવાહિણી વીણાનો પ્રતિધ્વનિ બંધ પડયો નથી. ભારતના પ્રત્યેક નગરમાં, ગામમાં અને ગિરિગહ્વરમાં એ આવેગમયી, માધુર્યમયી કીર્ત્તિકથા આજે પણ શાન્ત ભાષામાં સાંભળવામાં આવે છે. અપાર મહાસમુદ્ર ઉત્તીર્ણ થઇને એ ઘણે દૂર પશ્ચિમમાં પણ પ્રતિધ્વનિત થાય છે. એ સુધામયી કથા ભારતવાસીઓના હૃદયમાં પ્રાણરૂપે પ્રતિષ્ઠિત થયેલી છે. એ ભારતનાં ગામડાંઓમાં આજે પણ સીતાના આદર્શથી સેંકડો સતી લલનાઓની ઉત્પત્તિ કરે છે.

સુશીલાને તેના પતિએ આશ્રય આપ્યો છે એ વાર્ત્તા પાઠકો જાણે છે પ્રિય પાઠક અને પાઠિકા ! ચાલો, એક વખત આપણે ગરીબ ગૃહસંસારમાં પ્રવેશ કરીએ. અહા ! દેવી કમળા ત્યાં શાન્તિસ્વરૂપે અધિષ્ઠિતા થયેલી જોવામાં આવે છે. જો કે એક શ્રીમંતના બંગલામાં જેટલા નોકર ચાકરો અને દાસીઓ હોય છે તેમાંનું કાંઇ આ ગરીબ હસંસારમાં જોવામાં આવતું નથી; છતાં આ વિલાસ શૂન્ય સ્થાને સાત્વિક આનંદ સંપૂર્ણ સુખ મેળવી શકાય તેમ છે.

સુશીલા પોતાની પ્રકૃતિના માધુર્યથી અને મહત્વથી પતિનાં સઘળાં આત્મીય સ્વજનોના હૃદય ઉપર અધિપત્ય બેસાડવાને સ-

મર્થ થઈ હતી. સર્વ તેના સદ્‌ગુણોથી મુગ્ધ બની ગયાં હતાં. તેનો સ્વાભાવિક સુંદર સ્વભાવ ધર્મભાવથી પરિપૂર્ણ થઇને પરિવારમાં એક પ્રકારની સ્વર્ગીય શાન્તિ અને આનંદનું દાન કરતો હતો. કામના જ સકળ દુઃખોનું કારણ છે. જો અનંત પિપાસામયી કામનાનો ત્યાગ કરી શકાય તો સંસારમાં રહીને પણ સ્વર્ગસુખ મેળવી શકાય જ.

સુશીલા સમસ્ત સાંસારિક સુખવાસનાઓનો ત્યાગ કરી સ્વામીની સેવા કરતી હતી. સ્વામીનાં આત્મીય સ્વજનોનાં અંતર પ્રસન્ન કરતી હતી. તેનાથી પ્રત્યેક કાર્યમાં અહિંસા, ક્ષમા અને દયા જાણે કે નિરંતર વિરાજતાં હતાં. આમ હોવાથી સત્યેન્દ્રપ્રસાદને ત્યાં કલ્યાણની સ્થાપના થાય એમાં શું આશ્ચર્ય ?

સુશીલા, સરલા ( સત્યેન્દ્રપ્રસાદની દ્વિતીય પક્ષની સ્ત્રી ) સાથે બિલ્કુલ દ્વેષભાવથી નહિ વર્તતાં તેને પોતાની સગી બ્હેન સમાન સમજતી હતી. તે તેને લક્ષ્યપૂર્વક વિવિધ પ્રકારનું સાંસારિક અને ધાર્મિક શિક્ષણ આપતી હતી. સુશીલા સાસૂની પાસે પુત્રી, નણંદની પાસે ભગિની, દાસદાસીની પાસે માતા આડોસીપાડોસીની પાસે કરુણાની મૂર્તિ અને સ્વામીની પાસે શાન્તિદાયિની હતી.

કાર્તિક માસ હતો. સત્યેન્દ્રપ્રસાદના મકાનમાં આવેલા એક ઓરડામાં બેસી કેટલીક રમણીઓ વાતચિત કરતી હતી. સુશીલા શોભાનો ચોટલો ઓળતી હતી. શોભા એના વિધવા નણંદની પુત્રી હતી. સરલા પાસે બેસીને સીવવાનું કાર્ય કરતી હતી. આડોશ પાડોશની કેટલીક સ્ત્રીઓ પણ વાર્ત્તાવિનોદમાં ભાગ લેવાને આવી હતી. નણંદ એક રામાયણ ઉઘાડી તેમાં લક્ષ્ય રોકવાનો પ્રયત્ન કરતી હતી. આજે તેને સોમવારનો ઉપવાસ હતો; કિન્તુ એ પુણ્ય-

પ્રાપ્તિનો પ્રયત્ન પરનિન્દાના પ્રવાહમાં તણાઈ જતો હતો.

એવા સમયે વિધવા સાસૂએ કહ્યું:-"વહુ બેટા !" સાસુ જમી જમી રહી હતી. સુશીલા સત્વર સાસૂ પાસે ગઇ. સાસૂએ કહ્યું:— "બેટા ! હવે રસોઇ ઢાંકી દે. કેશવ ( નણંદનો પુત્ર ) નિશાળેથી આવીને જમશે."

સુશીલાએ રસોઇ ઢાંકી દઇ રસોડું બંધ કર્યું; પછી પાછી તે મહિલામંડળમાં જઇને બેઠી.

વર્ષાની વિવિધ માર્ગોએ આગળ વધતી પ્રવાહિતા સરિતાની માફક મહિલામંડળની વાર્તાનો પ્રવાહ વિવિધ માર્ગો તરફ પ્રવાહિત થવા લાગ્યો પાર્વતી નામની એક વૃદ્ધા સ્ત્રીને તો આપણે સકળસંવાદદાયિની કહીએ તો પણ તે ઉચિત હતું. વાર્તાપ્રવાહની ગતિ એટલી બધી પ્રબળ થઇ પડી છે કે, નિરુપાયે નણંદને રામાયણ બંધ કરવું પડયું.

શોભાનો ચોટલો ઓળાઈ રહ્યો એટલે તેણે પોતાનો ઢીંગલો ઢીંગલી કાઢીને તેમનો ઘરસંસાર માંડવા તરફ લક્ષ્ય આપ્યું. થોડા સમય પછી શ્રમિત થઇ જઇને શોભાએ કહ્યું:—"હાની મામી, એક પ્યાલો ભરી પાણી લાવી આપોને."

સરલા પાણી લેવા ચાલી ગઇ; પરંતુ આવતી વખતે તે રસોડાનું દ્વાર બંધ કરવું ભૂલી ગઇ. આહારલોભી, ક્ષુધાતુર બ્રાહ્મણની માફક એક કૂતરો એટલામાં બેઠો હતો. સુયોગ સમજી જઇ, રસોડામાં પ્રવેશ કરી, સઘળું ભોજન આરોગી જઇ તેણે પોતાની ક્ષુધાને તૃપ્ત કરી.

થોડા સમય પછી કાંઇ કાર્યાર્થે સુશીલા રસોડામાં ગઇ તો તેને માલૂમ પડયું કે કૂતરાએ સઘળો આહાર ઉદરસ્થ કર્યો હતો. તેણે પોતાના મનમાં ને મનમાં વિચાર્યું કે, 'સરલાની આવી અસાવધાનતાને

લીધે સાસૂ અને નણંદ તેના ઉપર ઘણાં ક્રોધે ભરાશે.' આમ વિચારી કોઇને કાંઇ કહ્યા કર્યા સિવાય તેણે પોતાનું કર્ત્તવ્ય નક્કી કરી લીધું. સુશીલાની સમયસૂચકતા અને બુદ્ધિના ગુણુથી સરળ રક્ષણ થયું. સરલા સમજતી હતી કે, આ સંસારમાં સુશીલા તેની યથાર્થ હિતૈષિણી હતી.

એવામાં સત્યેન્દ્રપ્રસાદે ત્યાં આવી પહોંચી સુશીલાના હાથમાં એક પત્ર મૂકયો. સુશીલા એ પત્ર ઉઘાડી વાંચવા લાગીઃ—

'સવિનય નિવેદન,'—

તમે કુસુમકાન્તનાં ધર્મભગનિ છો; તેથી હું તમને જણાવુંછું કે, કુસુમકાન્તને ઘણો ભયજનક રોગ થયેલો હોઇ હમણાં તેઓ રોગશય્યામાં સૂતા છે. જો તમારી ઇચ્છા હોય ,તો કુસુમકાન્તની તબિયત જોવાને આવજો. હમણાં અમે તેમની સાથે સાબરમતી ઉપર આવેલા'શાન્તિસદન' નામના બંગલામાં રહીએ છીએ એજ.

લિ. તમારો બંધુ.
'પ્રિયકાન્ત.'



## પ્રકરણ ૪૮ મું.—સંકટજનક જીવન.

સંસાર લીલાભૂમિમાં લીલામય ભગવાન્ જીવની સાથે ક્રીડા કરે છે. આ વિચિત્ર પ્રકારના નાટયાલયમાં અસંખ્ય વીણાયંત્રોના કયા તાર સાથે કયી રાગિણીનો સ્વર બાંધેલો છે એ માત્ર ભગવાન્ જાણે છે.

માતૃભક્ત, સેવાપરાયણ, કર્મવીર કુસુમકાન્ત રોગશય્યામાં દુઃખ ભોગવતો હતો એ શું વિધાતાનો અવિચાર હતો ! આ શું પુણ્યનો પુરસ્કાર હતો ? નાના ભગવાન્ પ્રેમમય પરમકલ્યાણમય છે.

એ દુઃખ દઇને જીવને કલ્યાણના માર્ગે લઇ જાય છે. અગ્નિથી કાંચન વિશુદ્ધ થાય છે એમ અમે ઘણી વખત જણાવ્યું છે. મનુષ્ય ગમે એટલી ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થાય તો પણ તે મનુષ્ય છે. તે પગલે પગલે ભૂલે છે. દુઃખ અને વિપદ્દ્વારા જ મનુષ્ય સવિશેષ શુદ્ધિ મેળવી શકે છે. વિધાતાએ જેને વૈજયંતી ચિહ્નથી ચિન્હિત કરીને સંસારમાં મોકલ્યું છે, તેને તે આઘાત ઉપર આઘાત કરીને કર્મને ઉપયોગી કેમ ન બનાવે !

દારુણ વ્યાધિથી કુસુમકાન્તનું જીવન સંકટમય હતું. બંધુ મંડળ ધીમે ધીમે નિરાશ બની જતું હતું. ધીમે ધીમે કુસુમકાન્તનો જીવનદીપ હોલવાઇ જવાની તૈયારી કરતો હોય એવો ભાસ થતો હતો. હોશિયાર ચિકિત્સકો નિઃસ્વાર્થ ભાવથી શ્રમને નહિ સમજતાં રાત્રિ દિવસ પરિશ્રમ કરતા હતા; કિન્તુ અરેરે ! સઘળા પ્રયત્નો વ્યર્થ થઈ જતા હતા.

ધન્ય છે કુસુમકાન્ત બંધુઓને ! તેઓ કુસુમકાન્તને માટે જે કરતા હતા તે તેનાં માતપિતા અને ભાઇ ભગિની પણ કરી શકત કે કેમ એ શંકાયુક્ત વાત હતી. કુસુમકાન્ત માટે તેઓ સર્વે જાણે કે, પ્રાણ આપવાને પણ તૈયાર હતા.

ઘણા દિવસથી પ્રિયકાન્તે પોતાનાં પુસ્તકો કબાટમાં ગોઠવી દઇ કબાટને તાળું માર્યું હતું. રાત્રિ દિવસ તે કુસુમકાન્તના આરોગ્યને માટે ઈશ્વર પ્રાર્થના કર્યા કરતો હતો, અને એકાન્ત મળતાં રુદન કરી હૃદયનો ભાર હલકો કરતો હતો.

હવે દેશવાસીઓની વાત શી કહીએ ? નિરંતર ઘણા લોકો વ્યાકુળતાથી કુસુમકાન્તની તબિયત જોવા આવતા હતા; તેની સેવા કરવાની ઘણા લોકો ઇચ્છા રાખતા હતા; પરંતુ ડૉકટરોએ

કુસુમકાન્ત પાસે બિલ્કુલ ગરબડ નહિ કરવાની સૂચના કરેલી હોવાથી તેઓમાંના ઘણા નિરાશ થઇ પાછા ચાલ્યા જતા હતા; આમ છતાં જેઓ કુસુમકાન્તના ઉપર અપાર પ્રીતિ અને ભક્તિ રાખતા હતા તેઓ કેટલીક વખત ડૉકટરની આ સૂચનાને પણ અમાન્ય કરતા હતા.

હવે ઇલિઝાબેથ એ આંગ્લ મહિલાનો ભારતવાસી સાથે શો વિશેષ સંબંધ હતો ? ક્યાં ઇંગ્લેન્ડ અને ક્યાં ભારતવર્ષ ! સાત સમુદ્ર અને તેર નદીઓ ઓળંગીને તે ભારતવાસીના કલ્યાણની ચિંતા કેમ કરતી હતી ? રાત્રિ દિવસ તરફ લક્ષ્ય નહિ આપતાં કુસુમકાન્તની શય્યા પાસે બેસી રહીને તે એક કલ્યાણમયી માતાની માફક તેની સેવા ચાકરી કરતી હતી. કુસુમકાન્ત તેનો કોણ હતો? કોણે તેને ભિન્નધર્મી, ભિન્નદેશીની શય્યા પાસે ખેંચી લાવ્યું. હતું એ કાર્ય સાર્વજનિક પ્રેમનુંજ હતું.

આ આંગ્લ ધર્મયાજિકાની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હશે તથાપિ તેનામાં યૌવનનો ઉત્સાહ, ઉદ્યમ, કાર્યશીલતા આદિ સર્વાંશે વિદ્યમાન હતું. ધન્ય છે ઇશુખ્રિસ્તને ! જાતિભેદ રાખ્યા સિવાય સેવા કરવી એ, એ મહાત્માના જ શિક્ષણનું પરિણામ છે

કુસુમકાન્તની બિમારીના આરંભમાં તેનું મનરંજન કરવાને તેના બંધુઓ માતૃવંદનાનું ગાન ગાતા હતા; પરંતુ ચિકિત્સકોની વ્યવસ્થા અનુસાર હમણાં એ ગાન ગાવાનું બંધ કરવામાં આવ્યું હતું. ડૉકટરોએ એવો અભિપ્રાય પ્રદર્શિત હતો કે:—"રોગીનું હૃદય એવું નિર્બળ બની ગયું છે કે, તે કોઇ પણ રીતે ઉત્તેજિત ન બની જાય તેની સાવધાનતા રાખવાની છે. રોગીનો ભાવ ઉત્તેજિત થઇ ન જાય એ માટે પણ સચેત રહેવાની જરૂર છે."

પ્રભાતકાળે કુસુમકાન્તને થોડો તાવ આવતો હોવાથી એ સમયે તે બે ઘડી વાતચિત કરતો હતો; પરંતુ તેનું શરીર એટલું બધું દુર્બળ બની ગયું હતું કે, સત્વર તે શ્રમિત થઇ જતો હતો. સ્હાંજે તાવ ઘણો વધી જતો હતો.

લગભગ દશ વાગ્યા હતા. ડૉકટરો હમણાં જ નીચે ચાલ્યા ગયા હતા. બંધુમંડળ કુસુમકાન્તની રોગશય્યા પાસે જ બેસી રહ્યું હતું. મિસ ઇલિઝાબેથ રોગીના માથા ઉપર બરફ ઘસતી હતી. કુસુમકાન્ત કાંઇ બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ઘણા મૃદુ સ્વરે તેણે કહ્યું:-"પ્રિયકાન્ત !"

પ્રિયકાન્ત પાસે જ બેઠો હતો. તેણે સજળ નયને કુસુમકાન્તના મલિન મુખમંડળ તરફ જોયું.

કુસુમકાન્તઃ-પ્રિયકાન્ત ! સત્યપ્રસાદ ક્યાં છે ?

મિસ ઇલિઝાબેથઃ—આપ વિશેષ બોલશો નહિ. આપે કાંઇ બોલવું નહિ એવી ડૉકટરોએ આજ્ઞા કરી છે.

પ્રિયકાન્તે આ સમયે એક ગાઢ નિઃશ્વાસ મૂક્યો.

સત્યપ્રસાદે સામેથી કુસુમકાન્ત પાસે જઇ, તાવથી તપેલો તેના હાથ પોતાના બન્ને હાથમાં લઇ સ્નેહસૂચક સ્વરે કહ્યું:-"ભાઇ ! મ્હને કેમ બોલાવ્યો છે ?"

સત્યપ્રસાદ ડૉકટર હતો. તે સમજી ગયો હતો કે, કુસુમકાન્ત બચી શકે એવો સંભવ ઓછો છે. જે પ્રિયતમ બંધુ પૃથ્વીનો ત્યાગ કરી અમરધામમાં ચાલ્યા જવાની તૈયારી કરે છે, તે બંધુને પોતાના અંતકાળ વખતે જે કાંઇ બોલવાની ઇચ્છા થતી ઇચ્છામાં તે બાધા કરતો નહિ.

કુસુમકાન્તે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—પેલી વિધવા બાળિકા કિ-

શોરીની વાર્તા ત્હારા સ્મરણમાં છે કે ?"

સત્યપ્રસાદઃ—હા ભાઇ ! બરાબર સ્મરણમાં છે.

ઇલિઝાબેથઃ—એ સંબંધી હમણાં વાતચિત કરવાની શી જરૂર છે ? આવી વાતચિત કરવાથી ભાઇનું જીવન વિશેષ સંકટમય થઇ પડશે.

કુસુમકાન્તે કહ્યું:—" સત્યપ્રસાદ ! ભાઇ ! તું મ્હારી એક વિનંતિ પાળજે. તું એ વિધવા બાળિકાના વિવાહનો પ્રયત્ન કરજે.

સત્યપ્રસાદ સજળદૃષ્ટિથી બંધુ તરફ જોઇ શાન્ત રહ્યો.

મિસ ઇલિઝાબેથે કુસુમકાન્તને કહ્યું:—" હું આપને વિનંતિ કરીને કહું છું કે, આપ ચુપ રહો. આવી સ્થિતિમાં પણ આપ મ્હારું કહેવું માનતા નથી એ ઉચિત નથી."

નિરુપાયે કુસુમકાન્ત ચુપ રહ્યો. આવા સામાન્ય પરિશ્રમથી પણ તેના કપાળ ઉપર સ્વેદાણુઓ ઉપસી આવ્યાં તે મુર્ચ્છિત બની જશે એમ સર્વને લાગ્યું; તેથી મિસ ઇલિઝાબેથે સત્વર સારવાર કરી તેને સંપૂર્ણ શુદ્ધિમાં આણ્યો.

પ્રિયકાન્ત નીચે જઇ રુદન કરવા લાગ્યો. તેણે પોતાના મન સાથે કહ્યું:—" કુસુમ ! ત્હારા સુખસૌભાગ્યની નૌકા ચિરકાળને માટે અગાધ સમુદ્રમાં ડુબી જશે એમ જ લાગે છે. આ સમયે એક વખત તું આવીને ત્હારા હૃદયદેવતાનું દર્શન કેમ કરી ગઇ નહિ?

બરાબર એ જ દિવસે સુશીલા સ્વામીસહ કુસુમકાન્ત પાસે આવી પહોંચી.

સંધ્યાકાળ થયો હતો. પ્રબળ જ્વરથી કુસુમકાન્ત બેશુદ્ધ બની ગયો હતો. ડૉકટરો અને બંધુઓ હમણાં જ નીચે ચાલ્યા ગયા હતા. એકલો પ્રિયકાન્ત બંધુની પાસે બેસી રહ્યો હતો. સુશીલા ચિ-

તાતુર વદને કુસુમકાન્તની રોગશય્યાના ઉશિકા પાસે બેઠી.

અરેરે ! કુસુમકાન્તની કમનીય મૂર્તિ જાણે કે, શય્યા સાથે મળી ગઈ હતી. તેનાં બન્ને નેત્રો મીંચાયલાં હતાં. તપાવેલા સોનાના જેવો તેના અંગનો સુંદર રંગ રોગની છાયાથી તદ્દન મ્લાન બની ગયો હતો. સુશીલાએ મહા મુશિબતે અશ્રુપ્રવાહના વેગને અટકાવ્યો; કેમ કે રોગીની પાસે આંસુઓ સારવાનો કિંવા રડવાનો પ્રતિબંધ હતો. સુશીલાએ પોતાના મનમાં ને મનમાં કહ્યું:—" હે વિધાતા ! કયાં પાપોને લીધે તમે અમારા ઉપર આટલી બધી નિર્દયતા કરવા માંડી છે ? "

કુસુમકાન્તની સ્થિતિ સંબંધી ડૉકટરો શું કહે છે એ જાણવાની અધીરતાથી સત્યેન્દ્રપ્રસાદ નીચે ચાલ્યો ગયો. પ્રિયકાન્તે કહ્યું:— " કુસુમકાન્ત—કુસુમકાન્ત ! "

કુસુમકાન્તે પોતાની આંખો ઉઘાડી. પ્રિયકાન્તે કહ્યું:—"ભાઈ ! ત્હારી પાસે સુશીલાબ્હેન બેઠાં છે. "

કુસુમકાન્તે શાન્તદૃષ્ટિથી એક વખત સુશીલાના મ્હોં તરફ જોયું; કિન્તુ જ્વરની પ્રબળતાવશતઃ તેનામાં એક પણ અક્ષર ઉચ્ચારવાની શક્તિ નહોતી. પુનઃ તેણે પોતાની આંખો મીંચી દીધી.

મિસ ઇલિઝાબેથ કુસુમકાન્તના મસ્તક ઉપર બરફ ઘસતી હતી. સુશીલાએ તેને પૂછ્યું:—" કુસુમ વગેરે કેમ આવ્યાં નથી ? તેમને પત્ર નથી લખ્યો કે શું ? "

ઇલિઝાબેથ—સુશીલા ! હમણાં આ સ્થાને એ સઘળી વાતચિત કરવી ઉચિત નથી.

પાઠક પાઠિકાઓના સ્મરણમાં હશે જ કે, મિસ ઇલિઝાબેથ સુશીલાની ભૂતપૂર્વ શિક્ષયિત્રી હતી. કુસુમનું નામ સાંભળવામાં આ-

વતાં પ્રિયકાન્તનું કોમળ હૃદય જાણે કે દ્રવિભૂત થયું. તેણે મનમાં ને મનમાં કહ્યું:—" હે ભાગ્યદેવતા ! કયા અપરાધે તમે એ કોમળ કળીને તેની ખીલતી અવસ્થામાં છિન્નવિચ્છિન્ન કરી નાખવા બેઠા છો

સુશીલા:—કુસુમ આવશે કે ?

ઇલિઝાબેથ:—હમણાં તમે ચુપ રહો.

કુસુમકાન્તે એકાએક ચમકીને પોતાની આંખો ઉઘાડી. તેની દૃષ્ટિ જાણે કે કોઇને શોધવા લાગી; કિન્તુ તરત જ તેણે પોતાનાં નિરાશ નેત્રો મીચી દીધાં. આ સમયે તેના મુખમાંથી ધીમે ધીમે માત્ર એટલા જ શબ્દો બ્હાર નીકળી પડ્યા કે,—" શાન્તિ—દા—યિ—ની. "

તપાસ કરતાં સર્વને માલૂમ પડ્યું કે, કુસુમકાન્ત પુનઃ બેહોશ બની ગયો છે. સર્વ અતિશય વ્યાકુળ બની ગયાં. ડૉકટરો નીચે જ ઉભા હતા. તેઓ સમાચાર મળતાં જ ઉપર આવી કુસુમકાન્તને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા; કિન્તુ તેમના સકળ પ્રયત્ન વ્યર્થ થઇ પડ્યા.

પ્રિયકાન્તે હવે એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં ચંદ્રશંકર તરફ એક 'જરૂરી તાર કરી દીધો. તે વારંવાર સ્વગત કહેવા લાગ્યો:—" હે દયાળુ દેવ ! કયાં પાપોના પરિણામે તમે મ્હારું હૃદયરત્ન મ્હારી પાસેથી લઇ લ્યો છો ? કુસુમકાન્ત સિવાય મ્હારી દૃષ્ટિમાં આ સમસ્ત જગત્ અંધકારમય છે. "

રાત્રે સત્યેન્દ્રપ્રસાદે સુશીલાને કહ્યું:—" કુસુમકાન્તની સ્થિતિ એવી છે કે, તેમના જીવનની આશા રાખી શકાતી નથી. "

સુશીલા એક ગાઢ નિઃશ્વાસ મૂકી ચુપ રહી. સત્યેન્દ્રપ્રસાદે વિશેષમાં કહ્યું:—" નીચે એક ડૉકટરે એમ જણાવ્યું છે કે, હવે એ

બહુ બહુ તો બે ત્રણ દિવસ જીવશે. તેમના હૃદયની સ્થિતિ ઘણી બગડી ગઇ છે.”

સુશીલા ચૂપ રહી. તેનાં બન્ને નેત્રોમાંથી પ્રબળ અશ્રુ પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો.

સત્યેન્દ્ર:—સુશીલા! ઉંઘી ગઇ કે?

સુશીલા:—ના.

સત્યેન્દ્ર:—એક પ્રકાર જોઇ હું ઘણું આશ્ચર્ય પામ્યો છું. અહીં રહીને જે માણસો કામકાજ કરે છે તેઓ તથા જેઓ બ્હારથી ખબર જોવા આવે છે તેઓ જાણે કે કુસુમકાન્તભાઇનાં સગાંવ્હાલાં હોય એમ જ લાગે છે. સર્વનો જીવ તેમના માટે ચિંતામગ્ન બની ગયેલો છે. પારકાં માણસોને કેવી રીતે પોતાનાં કરી શકાય છે એ ઉદાહરણ કુસુમકાન્તભાઇએ ઉત્તમ પ્રકારે દર્શાવ્યું છે. સૌ ઇશ્વર આગળ કુસુમકાન્તભાઇના આરોગ્યની પ્રાર્થના કરે છે. તેમણે કયા મંત્રથી દેશવાસીઓના પ્રાણ ઉપર આધિપત્ય મેળવ્યું છે? હંમેશાં સેંકડો લોકો તેમની ખબર જોવાને માટે આવે છે.

સુશીલા:—તેમણે દેશને માટે પોતાનું જીવન સમર્પણ કર્યું છે; તેથી દેશવાસીઓ તેમના પ્રત્યે સામાન્ય કૃતજ્ઞતા પણ પ્રદર્શિત ન કરે કે?

સત્યેન્દ્ર:—કુસુમકાન્તભાઇના મિત્રોનું ચરિત્ર પણ કેવું પવિત્ર છે! હું માત્ર બે દિવસથી અહીં આવેલો છું; છતાં તેમનો ઘણા દિવસનો સંબંધી હોઉં એવી રીતે તેઓ મ્હારી સાથે વર્તે છે. એમના ચરિત્રનું સૌન્દર્ય, કર્ત્તવ્યપરાયણતા, શ્રમશીલતા વિનય અને શિષ્ટાચાર આદિનું દર્શન કરી હું તદ્દન મુગ્ધ બની ગયો છું. ખરેખર, એમના સહવાસથી સંસારના ત્રિવિધ તાપથી સંતપ્ત થ-

ચેલો જીવ શાન્ત થાય તેમ છે. પ્રિયકાન્તભાઇ તો જાણે કે આ મૃત્યુલોકમાંના મનુષ્ય છે જ નહિ. ઘણો ખરો સમય તેઓ આકાશ તરફ જોઇ ચિંતામગ્ન સ્થિતિમાં બેસી રહે છે. જાણે કે આકાશમાં તેમની કોઇ વસ્તુ છુપાઇ રહી છે. તેમનો પ્રાણ, સ્વર્ગીય પુષ્પના જેવો છે. તેઓ કોઇની સાથે વિશેષ હળતામળતા નથી. આવા સ્વાતંત્ર્યમાં પણ તેમના મુખ ઉપર દૈવીભાવ સ્ફુરે છે.

સુશીલા:—હું પણ પ્રિયકાન્તભાઇ સાથે વાતચિત કરતાં બિલકુલ સંકોચાતી નથી.

સત્યેન્દ્ર:—કમળપત્ર ઉપર જેવી રીતે જળબિંદુ રહી શકતું નથી તેવી જ રીતે સંસારનો કોઇ મલિન ભાવ પ્રિયકાન્તભાઇના પ્રાણ ઉપર રહી શકતો નથી. આવી મહત્ વ્યક્તિની સાથે વાતચિત કરતાં આત્મા પવિત્રતા પ્રાપ્ત કરી શકે છે. સ્વાભાવિક વિનયથી તેમનો પ્રાણ પરિપૂર્ણ છે. કુસુમકાન્તભાઇને માટે તેઓ બ્હારથી કોઇ શોક પ્રદર્શિત કરતા નથી; પરંતુ તેમના મ્હોં ઉપરથી તેમના પ્રાણની ગંભીર વેદનાની કલ્પના કરી શકાય છે.

સુશીલા:—અરેરે, ગુજરાતીઓ એક અમૂલ્ય રત્ન ગૂમાવવા બેઠા છે; આ ગુજરાતનું કેવું દુર્ભાગ્ય !

સત્યેન્દ્ર:—જે ચાલ્યું જાય છે તે પુનઃ કદાપિ પાછું આવતું નથી. કર્મક્ષેત્રમાં કુસુમકાન્તભાઇની જગ્યા પૂરી શકે એવું કોઇ નથી.

સુશીલા:—ખરું છે, એ માટે સહજ પણ સંદેહ નથી.

સત્યેન્દ્ર:—સુશીલા ! પ્રાણાધિકે ! મ્હારી રજા પૂરી થઇ છે. હવે હું વિલંબ કરી શકતો નથી. કાલે જ હું ઘેર ચાલ્યો જઇ નોકરી ઉપર હાજર થઇશ. તું હમણાં થોડા દિવસ અહીં જ રહે. તને આવા દેવતુલ્ય માણસો પાસે મૂકી જવામાં મ્હને બિલકુલ

અડચણ નથી. તેઓ જ પછી તને ઘેર મૂકવા આવશે.

સુશીલાઃ—ત્યારે તમે પણ બીજા ત્રણ ચાર દિવસ રહી જાઓને.

અંતે સત્યેન્દ્રપ્રસાદ ત્રણ ચાર દિવસ રોકવાને સંમત થયો. સુશીલાએ સ્વગત કહ્યું:—"અરેરે! આટલા બધા લોકોની વ્યાકુળ પ્રાર્થના ઇશ્વર પાસે નહિ પહોંચે કે શું? માતૃભૂમિ—ભારતભૂમિ પોતાના એકનિષ્ઠ ભક્તને આરોગ્ય નહિ અર્પે કે શું? આપણા ગુજરાતના કમભાગ્યે જ આવા દેશભક્ત મહાપુરુષો સત્વર અમરધામ પ્રત્યે પ્રયાણ કરી જાય છે. હે પ્રભુ! તમે મ્હારા ધર્મબંધુનું આ જીવનસંકટમાંથી સંરક્ષણ કરો."



## પ્રકરણ ૪૯ મું.—રાજસિંહાસન.

પ્રભાતકાળનો સમય થયો હતો. દેવમંદિરોમાં પ્રભાતકાળનો ઘંટાધ્વનિ થઇ રહ્યો હતો. પશુ પંખીઓનો કર્ણપ્રિય સ્વર સાંભળવામાં આવતો હતો. શાન્તિલતાના આશ્રમમાં જે લલનાઓ હતી તેઓ મધુર કંઠે સંગીત ગાઇ રહી હતી કે,

જય શિવ શંકર, શોભન મહેશ્વર,
ભૂવનકારણ તારણ હે;
અખિલ પાલન, પાતકનાશન,
જય જય જગત જીવન હે.
નમસ્તે દયામય, મંગલ આલય,
નમસ્તે ભવમય દમન હે:
જય જયમોરારી, યોગી હૃદિ—વિહારી,
સુંદર ભક્તરંજન હે.

પ્રભાતપ્રાર્થના પૂર્ણ થયા પશ્ચાત્ શાન્તિલતા સઘળી બાળિકાઓને સંસ્કૃત શિક્ષણ આપવા લાગી; આમ છતાં સ્વપ્નમાં જોયેલો દિવ્ય ચમત્કાર અદ્યાપિ તે ભૂલી શકી નહોતી. શાન્તિલતાએ થોડા સમય સૂધી બાળિકાઓને સંસ્કૃત શિક્ષણ આપ્યું; એવામાં પ્રમોદકિશોરે ત્યાં આવી પહોંચીને કહ્યું:—" બ્હેન ! "

પ્રમોદકિશોરને જોઇ શાન્તિલતાનો પ્રાણ પ્રફુલ્લિત થયો. બંધુને ખોળામાં બેસાડીને તેણે પૂછ્યું:—" ભાઇ ! આજે આવા પ્રભાતકાળના સમયે તું કેમ આવ્યો છે ? "

પ્રમોદકિશોર:—બ્હેન ! પિતાશ્રી તમને બોલાવે છે.

શાન્તિલતા:—શું કામ છે ?

પ્રમોદ—હું કાંઇ જાણતો નથી. સત્વર મ્હારી સાથે ચાલો. પિતાશ્રીએ ગાડી મોકલી છે.

શાન્તિલતા જ્યોતિર્મયીને આશ્રમનો કાર્યભાર સ્વાધીન કરી બંધુ સાથે ગાડીમાં બેસી ઘેર ગઇ. શાન્તિલતાને ચંદ્રશંકરે પ્રેમપૂર્વક પોતાની પાસે બેસાડી. માતા પાસે જ હતી; કિન્તુ કુસુમ ત્યાં નહોતી.

ચંદ્રશંકરે એક તાર શાન્તિલતાના હાથમાં મૂક્યો. શાન્તિલતાએ એ તાર વાંચી જોયો. એનો ભાવાર્થ એવો હતો કે, " કુસુમકાન્ત ઘણી જ ભયંકર બિમારીમાં છે. એ આપનાં દર્શન કરવાની અભિલાષા રાખે છે. સત્વર આવો. " પ્રિયકાન્ત.

પાર્વતી તો રુદન કર્યા કરતી હતી. ચંદ્રશંકરે કહ્યું:—" શાન્તિલતા ! હું આજે જ વડોદરા જઇશ. તમે અહીં સંભાળથી રહેજો. હું પાછો ન આવું ત્યાં સૂધી તું પણ અહીં જ રહેજે, બ્હેન ! "

શાન્તિલતાએ પોતાના મન સાથે કાંઈ વિચાર કર્યો. પછી ધીમે સ્વરે તેણે કહ્યું:—"પિતાશ્રી! આ તારનો અર્થ એવો નથી થતો કે, તેઓ સર્વનાં દર્શન કરવાની અભિલાષા રાખે છે? માતાજીનાં દર્શન કરવાની પણ કુસુમકાન્તભાઈની ઇચ્છા હશે."

ચંદ્રશંકર:—શાન્તિ! ત્હારી બા ત્યાં કેવી રીતે આવી શકે? ત્યાં કાંઇ કોઇ ગૃહસંસારી નથી કે સ્ત્રીજાતિના ઉતારાની વ્યવસ્થા પણ થઇ શકે.

શાન્તિલતા:—જો સ્ત્રીઓના ઉતારાની વ્યવસ્થા ન હોય તો તેઓ આ પ્રમાણે કેમ લખે? વળી સ્ત્રીજાતિ સિવાય બિમાર માણસની સેવાશુશ્રુષા બરાબર થઈ શકે ખરી કે?

ચંદ્રશંકર:—હું નથી ધારતો કે, એ લોકોએ આટલો ઉંડો વિચાર કર્યો હોય. એ તો કેટલાક સંસારજ્ઞાનશૂન્ય યુવકોનો આશ્રમ છે; છતાં હું એટલું કબૂલ કરું છું કે, તેમનું સર્વનું ચરિત્ર ઘણું શુદ્ધ હોઇ તેઓ યથાર્થ સ્વદેશપ્રેમિક કિંવા ભારતભક્ત છે; છતાં બીજા વિષયોનું જ્ઞાન તેમનામાં બિલકુલ નથી. એમના જ્ઞાનનો પરિચય અત્યારથી જ આપણને પ્રાપ્ત થયો છે! પહેલાં એકકે ન લખ્યો પત્ર કે કશા સમાચાર! એકાએક તાર જ કરી દીધો! જાણે કે મુસાફરી માટે આપણે તૈયાર થઇને તારની જ રાહ કેમ ન જોઇ રહ્યાં હોઇએ! શું તેમણે પહેલાં એક પત્ર નહોતો લખવો જોઇતો?

શાન્તિલતા:—પિતાશ્રી, કુસુમકાન્તભાઈ બા ઉપર ઘણો પ્રેમ રાખે છે. આવી સ્થિતિમાં તેમને અહીં મૂકી આપ એકલા જાઓ એ બિલકુલ ઉચિત નથી.

ચંદ્રશંકર:—ત્હારી બા કોઈ પણ રીતે મ્હારી સાથે આવી

શકે તેમ નથી. જો તે મ્હારી સાથે આવે તો પછી કુસુમ ક્યાં રહે? કુસુમને તો ત્યાં લઇ જવામાં ઘણી જ અડચણ છે.

શાન્તિલતા સ્પષ્ટ સમજી શકી કે, પિતા, કુસુમને ત્યાં કદાપિ લઇ જશે નહિ. શાન્તિલતા પાસે પિતૃવાક્ય દેવવાક્ય સમાન હતું. જો બીજો સમય હોત તો તે પિતાને વિશેષ કાંઇ કહેત નહિ; કિન્તુ સ્વપ્નમાં જોવામાં આવેલા મહાપુરુષનું વાક્ય તેના સ્મરણમાં જ હતું. કુસુમને ત્યાં લઇ જવામાં જ કલ્યાણ હતું. ગમે તે પ્રકારે કુ-સુમને વડોદરા લઇ જવાની ખાસ જરૂર હતી; કિન્તુ સ્વપ્નની વાર્ત્તા કોઇને કહેવાય તેમ નહોતી. શાન્તિલતાએ સ્વગત વિચાર્યું કે, પિતા એવા દઢપ્રતિજ્ઞ છે કે તેઓ કદાપિ પોતાનો મત ફેરવશે નહિ; તેથી પોતાની બુદ્ધિના ઉપયોગથી કાર્યોદ્ધાર કરવાનો શાન્તિ-લતાએ નિશ્ચય કર્યો.

શાન્તિલતા બાલ્યાવસ્થાથી જ પિતાની લાડકવાયી પુત્રી હતી. ચંદ્રશંકર પુત્રીની દરેક ઇચ્છા પૂર્ણ કરતા હતા; તેથી એ રસ્તે જ શાન્તિલતાએ કાર્યોદ્ધાર કરવાનો નિશ્ચય કરીને કહ્યું:—" પિતાશ્રી, કુસુમકાન્તભાઇને જોવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે. હું અવશ્ય આપની સાથે આવીશ."

ચંદ્રશંકરઃ—શાન્તિ! અદ્યાપિ તું ગાંડી તો રહી જ. તું જ કહે જોઇએ કે, જ્યારે તું મ્હારી સાથે આવે ત્યારે પછી કુસુમને ક્યાં રાખવી? જો પ્રથમ એકાદ પત્ર આવ્યો હોત તો કુસુમ અત્રે રહી શકે એવી કાંઇ વ્યવસ્થા કરત. હવે ઉતાવળમાં શું કરવું?

શાન્તિલતાઃ—મ્હને તો સાથે લઇ જવી જ પડશે. કુસુમકા-ન્તભાઇને જોવા માટે હું ઘણી ઉત્કંઠા રાખું છું. તેઓ મ્હને સગી બ્હેનની માફક ચ્હાય છે.

આ સમયે ચંદ્રશંકરે પ્રેમપૂર્વક કહ્યું:—" બ્હેન ! તું તો બધું સમજે છે. હું કોઇ પણ રીતે તમને સાથે લઇ જઇ શકું તેમ નથી: તો પણ તું વિના કારણ આગ્રહ કરે છે. ઇશ્વિરની કૃપાથી કુસુમકાન્તને સત્વર આરામ થઇ જશે."

અત્યાર સુધી પાર્વતી ચુપકીદી ધારણ કરી બેસી રહી હતી. આ સમયે તેણે સજળનયને નમ્રતાથી કહ્યું:—" મ્હારી શાન્તિ શું ખોટું કહે છે ? વડોદરામાં આપણું ઘર છે. તમે કહેશો તો અમે સર્વ પહેલાં આપણે ઘેર જ જઇશું. કુસુમકાન્ત તો આપણા પ્રમોદકિશોર જેવો છે. તેને જોયા સિવાય હું કેવી રીતે રહી શકું ?"

ક્ષણકાળપર્યંત કાંઈ વિચાર કરીને ચંદ્રશંકરે કહ્યું:—" ઠીક છે; એમજ થશે. સ્ટેશનેથી હું તમને ઘેર મોકલી દઇ એની ખબર જોવા જઇશ."

આવો નિશ્ચય કરી ચંદ્રશંકરે ટ્રેઇનના ટાઇમે સ્ટેશન ઉપર માણસ મોકલવા માટે એક તાર કર્યો.

શાન્તિલતા ત્યાંથી ઉઠી કુસુમને શોધવા ઘરમાં ગઇ. તેણે જોયું કે, કુસુમનું શયનગૃહ બંધ હોઇ તેના દ્વારને અંદરથી બંધ કરેલું હતું. શાન્તિલતાએ દ્વાર ખખડાવ્યું એટલે કુસુમે ઉઠીને ઉઘાડ્યું. દ્વાર ઉઘડતાં જ શાન્તિલતાએ જોયું કે, કોમળાંગી કુસુમની આંખો રુદનના પરિણામે સૂઝી ગઇ હતી. શય્યા ઉપરનું ઉશિકું અશ્રુજળથી ભીંજાઈ ગયું હતું. કુસુમને સ્નેહાલિંગન કરી શાન્તિલતાએ મધુર સ્વરે પૂછ્યું:—" કુસુમ ! બ્હેન ! અત્યાર સુધી તું રડતી હતી કે શું ?"

કુસુમ કાંઇ બોલી નહિ. શાન્તિલતાએ ઉંચી દૃષ્ટિ કરી પોતાના બન્ને હાથ જોડી કહ્યું:—" હે વ્રજવાસિ ! પ્રભો ! મ્હારી કૃ-

સુમનું કૃપાભાવે કલ્યાણ કરો."

પ્રમોદકિશોરને એક આત્મીયને ત્યાં રાખી ચંદ્રશંકર સર્વની સાથે સાથે તે જ દિવસે યથા સમયે વડોદરા તરફ રવાના થયા અને સમયાનુસાર તેઓ વડોદરા જઇ પહોંચ્યા. સ્ટેશન ઉપર બે નવયુવકોએ આવી ચંદ્રશંકર અને પાર્વતીને પ્રણામ કર્યાં.

ચંદ્રશંકરે એ યુવકોને વ્યાકુળતાથી પૂછ્યું:—"કુસુમકાન્તની તબિયત કેમ છે?"

એક યુવકે ઉત્તર આપ્યો:—"સ્થિતિ ઘણી ભયજનક છે." બીજો યુવક ગાડી લઇ આવ્યો.

ચંદ્રશંકરે પૂછ્યું:—"ત્યાં સ્ત્રીઓ રહી શકે એવી વ્યવસ્થા થઇ શકે તેમ છે કે?"

યુવકઃ—જી હા. કોઇ પણ પ્રકારની અડચણ પડે તેમ નથી. સ્ત્રીઓને માટે જૂદો ઓરડો છે. તેમાં બીજી પણ કેટલીક બ્હેનો છે. કુસુમકાન્તભાઇનાં એક ધર્મભગિની અને મિસ ઇલિઝાબેથ પણ ત્યાં છે.

ચંદ્રશંકરઃ—ત્યારે આ સંબંધી તમે પહેલાં એકે કાગળ સુદ્ધાં કેમ ન લખ્યો?

યુવકઃ—થોડા દિવસ ઉપર આપને એક પત્ર લખ્યો હતો; તે આપને મળ્યો નથી કે શું?

ચંદ્રશંકરઃ—ના, મ્હને માત્ર આ એક તાર જ કાલે પ્રભાતકાળે મળ્યો છે. એ પહેલાં કશા સમાચાર મ્હને મળ્યા નથી.

યુવકઃ—પોષ્ટ ખાતાની ત્રુટીથી ઘણી વખત કાગળ ગૂમ થાય છે.

પાર્વતીએ સહજ દૃઢતાથી કહ્યું:—"ચાલો, પહેલાં આપણે

કુસુમકાન્તભાઇની તબિયત જોવા જઇએ. પછી જ્યાં જવું હશે ત્યાં જઇશું."

સર્વ ગાડીમાં બેસી અલ્પકાળમાં જ કુસુમકાન્ત પાસે જઇ પહોંચ્યા. આવા ભીષણ સંકટ પ્રસંગે પણ કુસુમકાન્તના મિત્રમંડળે તેમનો સર્વનો યથોચિત સત્કાર કર્યો. તેમણે જોયું કે, કુસુમકાન્તની તેજઃપુંજ અંગકાન્તિ અસ્ત થતા ઉષાકાન્તના જેવી જ્યોતિહીન બની ગઇ હતી. આવો હૃદયભેદક દેખાવ જોવામાં આવતાં જ કરુણામયી–પ્રેમમયી પાર્વતીનું હૃદય વિદીર્ણ થઇ જવા લાગ્યું તે કોઇ પણ રીતે અશ્રુપ્રવાહના વેગને અટકાવી શકી નહિ. કુસુમકાન્તની શય્યા પાસે બેસી તે શાન્ત રુદન કરવા લાગી. ઘણી વખત તેણે ગદ્‌ગદ કંઠે કહ્યું:—"કુસુમકાન્ત–ભાઇ કુસુમકાન્ત!" કિન્તુ અરેરે! તેને કોણ ઉત્તર આપે? કુસુમકાન્ત તદ્દન બેશુદ્ધાવસ્થામાં હતો.

પ્રિયકાન્ત સ્થિર તેમજ ગંભીરભાવથી પાસે જ બેઠેલો હતો. કયી ક્ષણે તેના હૃદયનો પ્રકાશ અદસ્ય થઇ જશે–કયી ક્ષણે વિશ્વનિયંતાના આદેશથી મૃત્યુનો દૂત તેની હૃદયતંત્રી છિન્ન કરી, અમૂલ્ય રત્નનું હરણ કરી જશે, તેને માટે જ જાણે કે તે તૈયાર થતોહતો. જે પ્રાણના ઉપર વિધાતા અસહ્ય આઘાત કરે છે એ પ્રાણને તેમણે કુસુમના જેવો કોમળ કેમ બનાવ્યો છે?!

કુસુમને લક્ષ્ય કરી તે પોતાના મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ—"હે અભાગિનિ! આજે તું શું જોવાને આવી છે?"

આ સમયે બે ડૉક્ટર અને કેટલાક ગૃહસ્થ દ્વારમાં આવી ઉભા રહ્યા. ચંદ્રશંકરના એક નોકરે તેમને આ સમાચાર જણાવ્યા.

ચંદ્રશંકરે કહ્યું:—"તમે પાસેના ઓરડામાં જાઓ." પાર્વતી કુસુમની સાથે પાસેના એક બીજા ઓરડામાં ચાલી ગઇ. સુ-

શીલા પણ તેમની સાથે ગઇ. શાન્તિલતાએ સ્વગત વિચાર્યું:—
"મ્હેં પરમાત્માના પરમ પુનિત પાદારવિંદમાં આત્મસમર્પણ કર્યું
છે. હમણાં મ્હારે મ્હારું તેમજ પારકું શું છે? મ્હારી પાસે સઘળું
સમાન છે." આમ વિચારી તે મિસ ઇલિઝાબેથ પાસે બેસીને કુ-
સુમકાન્તની સેવાશુશ્રુષા કરવા લાગી.

અલ્પકાળમાં જ બે ડૉકટર અને કેટલાક ગૃહસ્થ લોકાએ ત્યાં
પ્રવેશ કર્યો. ડૉકટરોએ યંત્રદ્વારા કુસુમકાન્તનું હૃદય તપાસવા
માંડ્યું. અંતે એક ડૉકટરે ચિંતાસૂચક સ્વરે કહ્યું:—"આજે તાવને
૨૨ દિવસ થયા કેમ ?"

સત્યપ્રસાદ:—હા.

ડૉકટર:—આજે અવસ્ય કાંઈ પરિવર્ત્તન થવું જોઇએ. આજે
દિવસે તેમજ રાત્રે ઘણી જ સાવધાનતા રાખવાની જરૂર છે.

એક ગૃહસ્થે દૂર જઇને પ્રશ્ન કર્યો:—"ડૉકટર મહાશય!
રોગીની સ્થિતિ કેવી લાગે છે?"

ડૉકટર:—મહાશય! એ સંબંધી મ્હને કાંઈ ન પૂછો તો
સારું. આપ રોગીના આરોગ્ય માટે મંગળમય પરમાત્માની પ્રાર્થના
કરો. એમની કૃપાથી અસંભવ પણ સંભવ થાય છે.

ચંદ્રશંકર ગંભીર ભાવથી શાન્તિ ધારણ કરી બેસી રહ્યા. રોગ
હમણાં કેવી સ્થિતિમાં હતો એ તેઓ અદ્યાપિ સમજી શક્યા નહો-
તા. તેમણે આખો દિવસ કુસુમકાન્ત પાસે બેસી રહી સંધ્યા સમયે
ઘેર જવાનો વિચાર કર્યો હતો.

થોડા સમય પછી ડૉકટરો ચાલ્યા જવા લાગ્યા. પ્રિયકાન્તે
દ્વાર પાસે જઈ તેમના હાથમાં થોડા રૂપિયા મૂકીને કહ્યું:—"કૃપા
કરીને આ દ્રવ્ય સ્વીકારો. આજે આખી રાત આપને અહીં રોકા-
વું પડશે."

બન્ને ડૉકટરોએ પ્રિયકાન્તને રૂપિયા પાછા આપી દઇને કહ્યું:—" પ્રિયકાન્તભાઇ ! આપના આવા વ્યવહારથી અમને અપાર વેદના થાય છે. અમે દ્રવ્યપ્રાપ્તિને માટે અહિં આવતા નથી. જો અમારા શરીરનું લોહી અર્પણ કરતાં પણ કુસુમકાન્તભાઇનું જીવન બચી શકત તો તેમ કરતાં અમે સંકોચાત નહિ. સંધ્યાકાળ પહેલાં જ પાછા અમે અહીં આવીશું."

પછીથી સત્યપ્રસાદને યથાયોગ્ય ઉપદેશ આપી બન્ને ડૉકટરો ચાલ્યા ગયા. આ સમયની કુસુમની સ્થિતિનું વર્ણન કરવાને અમે અસમર્થ છીએ. એ વિષાદમયી મૂર્ત્તિને જોઇ સૌનું અંતર વ્યથિત થયું. કુસુમ કોઇની સાથે કાંઇ બોલતી ચાલતી નહોતી. તે શાન્ત રુદન કર્યાં કરતી હતી.

શાન્તિલતાએ મિસ ઇલિઝાબેથને મૃદુ સ્વરે કહ્યું:—" આપ એક વખત કુસુમ પાસે જઇને તેનું સાન્ત્વન કરો." મિસ ઇલિઝાબેથ ઉઠીને કુસુમ પાસે ચાલી ગઇ.

શાન્તિલતા કુસુમકાન્તના મસ્તક ઉપર બરફ ઘસવા લાગી અને મનમાં ને મનમાં તેના આરોગ્ય માટે ઇશ્વર પ્રાર્થના કરવા લાગી. તેણે વિચાર્યું:—" શું કુસુમકાન્ત હવે એક પણ વખત મ્હારા તરફ જોશે નહિ—ફરીથી તે મ્હને 'બ્હેન' કહીને બોલાવશે નહિ.

સ્હાંજનો સમય થયો હતો. પ્રિયકાન્ત અને સત્યપ્રસાદ નીચે ઓટલા ઉપર ફર્યા કરતા હતા. પ્રિયકાન્તનું મુખમંડળ દારુણ દુઃખથી ભારાક્રાંત થયેલું હતું. તે કેવી અસહ્ય વેદના અનુભવતો હતો એ માત્ર અંતર્યામી જ જાણતા હતા. તે વિચારતો હતો કેઃ—"કુસુમની સ્થિતિ જોઇ પાષાણ પણ ભેદાઇ જાય તેમ છે. હે વિધાતા, આ સરલા બાલિકાએ તમારા ચરણોમાં શો અપરાધ કર્યો છે ?

તમે એક વખત એના ઉપર કૃપાકટાક્ષ ફેંકો."

આવા સમયે ચંદ્રશંકરે ત્યાં જઇને કહ્યું:—"કુસુમકાન્તની સ્થિતિ સંબંધી ડૅાકટરોએ કેવો અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે એ અદ્યાપિ હું બરાબર જાણી શકયો નથી."

પ્રિયકાન્ત અસ્થિર બની ગયો હતો. સત્યપ્રસાદે ઉત્તર આપ્યો:—"ડૅાકટરો વિશેષ શું કહે? હવે માત્ર ઇશ્વર કૃપા જ એક માત્ર વિશ્વાસ છે! ઇશ્વરકૃપાથી અસંભવિત પણ સંભવિત થાય છે.

ચંદ્રશંકર:—ચિકિત્સા, શુશ્રુષા તથા અન્યાન્ય વિષયોની સુવ્યવસ્થા જોઈ મ્હને સંતોષ થયો છે. પૈસાની ફિકર રાખવાની જરુર નથી. જેટલા પૈસાની જરૂર હોય તેટલા આપવાને હું તૈયાર છું."

સત્યપ્રસાદે ચંદ્રશંકરને ધન્યવાદ આપીને કહ્યું:—"દ્રવ્યનો બિલ્કુલ અભાવ નથી. કુસુમકાન્તભાઇની ચિકિત્સાને માટે સ્વદેશવાસીઓ વગરમાગ્યે સભાના ફંડમાં સારી રકમો આપે છે. અનેક ઉદાર મનુષ્યોનાં તો નામઠામનો પત્તો પણ લાગતો નથી. વળી જેમનાં નામ અમે જાણીએ છીએ તેમણે પોતાનાં નામ વર્તમાનપત્રોમાં જાહિર નહિ કરવાની અમને સૂચના કરી છે. સેંકડો હૃદયની ભક્તિપૂર્ણ પ્રાર્થના એ દાનની સાથે મળી રહેલી છે."

ચંદ્રશંકરે સ્વગત વિચાર્યું:—"સઘળા દેસભક્તો જ દેશના રાજાઓ છે. દેશવાસીઓનું હૃદય દેશભક્તોનું **રાજસિંહાસન** છે. કુસુમકાન્ત યથાર્થ સૌભાગ્યવાન્ પુરુષ છે. કુસુમે એવું તે શું મહત્ પુણ્ય પ્રાપ્ત કર્યું છે કે, તે કુસુમકાન્તને પતિરૂપે પ્રાપ્ત કરે?"

આવા વિચારો કરતા કરતા તેઓ ઉપર ચાલ્યા ગયા. પ્રિયકાન્ત ઉદાસદૃષ્ટિથી આકાશ તરફ જોવા લાગ્યો. તેને એમ લાગ્યું કે, આ સૃષ્ટિનું તેનું સકળ સર્વસ્વ હરી લેવાને માટે આકાશવાસી

યમદૂત તેના તરફ આવે છે. તેણે સ્વગત વિચાર્યું:—" અરેરે ! જીવનપર્યંતનો વિયોગ હું કેવી રીતે સહન કરી શકીશ."

સત્યપ્રસાદે કહ્યું:—" પ્રિયકાન્ત !"

પ્રિયકાન્ત ચિંતામગ્ન હતો; તે આ સંબોધનધ્વનિ સાંભળી શક્યો નહિ. સત્યપ્રસાદે તેનો હાથ પકડીને કહ્યું:—" પ્રિયકાન્ત ! ચાલ, આપણે ઉપર જઇએ." બન્ને જણા ઉપર ચાલ્યા ગયા. પ્રિય પાઠકબંધુઓ ! હવે ચાલો આપણે એક વખત કુસુમ શું કરે છે તે જોઈ આવીએ.

એક એકાંત ઓરડામાં દ્વાર બંધ કરી મિસ ઈલિઝાબેથ કુસુમને પોતાના ખોળામાં લઇને બેઠી હતી, અને વિવિધ પ્રકારનાં પ્રબોધવચનોથી તે એનું સાંત્વન કરવાનો પ્રયત્ન કરતી હતી; છતાં કુસુમ કાંઇ સાંભળતી નહોતી. એ તો એ સહૃદયા અંગ્રેજ રમણીના હૃદયમાં મ્હોં છુપાવી શાન્ત રુદન કરતી હતી !



## પ્રકરણ ૫૦ મું.—પુનર્જીવન.

સૂર્યાસ્ત થતા પૂર્વે જ ડૉકટરો પુનઃ કુસુમકાન્ત પાસે આવી પહોંચ્યા. બ્હારના કેટલાક લોકો પણ આવીને બેઠા. સમસ્ત ગૃહ નિઃસ્તબ્ધ હતું. કોઇના મુખમાંથી એક પણ અક્ષર નીકળતો નહોતો. શાન્ત વેદનાથી સૌનો પ્રાણ વ્યથિત થતો હતો.

કુસુમ જે ઓરડામાં હતી તે ઓરડાના દ્વાર પાસે ઉભી રહીને શાન્તિલતા નિઃસ્તબ્ધ ભાવથી મનમાં ને મનમાં શ્રીહરિને બોલાવવા લાગી.

ડૉકટરોએ પુનઃ રોગીના રોગની તપાસ કરવા માંડી. હૃદયની

પરીક્ષા કરીને તેમણે કહ્યું:—"હવે એક પણ ઉપાય નથી." આમ કહીને એક હોશિયાર ડૉક્ટરે વિષાદવશ થઇ હાથમાંનું યંત્ર પૃથિવી ઉપર ફેંકી દીધું."

આ સમયે એક પ્રકારના શોક પ્રવાહથી ગૃહ પરિપૂર્ણ થઇ ગયું. સૌનાં નેત્રોમાં ઉષ્ણુ અશ્રુજળ ભરાઇ આવ્યું.

આ સમયે કુસુમ શું કરે છે તે જોવાને શાન્તિલતાએ તે જે ઓરડામાં હતી એ ઓરડામાં જોયું. આ સમયે મિસ ઇલિઝાબેથ કુસુમકાન્તની શય્યા પાસે બેઠેલી હતી. કુસુમ એ ઓરડાની દિવાલને અઢેલી વિષાદપૂર્ણ વદને પાષાણપ્રતિમાની માફક ઉભી રહી હતી. તેનો એક પણ અવયવ હાલતો ચાલતો નહોતો. તેનું મ્હોં શ્વેત થઇ ગયું હતું. તેની દૃષ્ટિ પલકશૂન્ય હતી. તેના સર્વાંગમાંથી સ્વેદામ્બુઓ ઉપસી આવતાં હતાં.

કુસુમની આવી સ્થિતિ જોઇ શાન્તિલતા ભયભીત બની ગઇ. તેણે કુસુમ પાસે જઈ પોતાના બન્ને હાથ પહોળા કર્યાં કે તરત જ છિન્ન થયેલી લતાની માફક કુસુમ ધરણી ઉપર ઢળી પડી.

શાન્તિલતાએ કુસુમનું મસ્તક પોતાના ખોળામાં લીધું. કુસુમ મુર્છિતા બની ગઇ હતી. તેનું કોમળ હૃદય છેક શિથિલ થઇ ગયું હતું. શાન્તિલતાના અશ્રુજળથી તેની કમનીય કાન્તિ ભીંજાવા લાગી. કુસુમની માતા મ્હોટેથી રડી પડી અને કહેવા લાગી:—"આ શું થયું ? હે પ્રભુ ! અંતે શું હું મ્હારી કોમળાંગી કુસુમને પણ ગૂમાવી બેઠી કે શું ? મ્હારા ભાગ્યમાં આટલું બધું દુઃખ ભોગવવાનું નિર્માણ થયું હતું કે શું ? હવે હું સહન કરી શકતી નથી." આમ કહીને તે આંસુ સારવા લાગી.

પાર્વતીનો રુદનધ્વનિ સાંભળી ચંદ્રશંકર પણ સત્વર ત્યાં

જઇ પહોંચ્યા. તેમની સાથે સુશીલા અને મિસ ઇલિઝાબેથ પણ ત્યાં ગયાં.

મિસ ઇલિઝાબેથે કહ્યું:—" તમે આક્રંદ કરશો નહિ. કુસુમ હમણાં જ શુદ્ધિમાં આવશે. શાન્તિલતા ! તમે પણ આમ અધીરાં ન બની જાઓ." આમ કહી તે કુસુમના મસ્તકપર ગુલાબજળ છાંટવા લાગી. સુશીલા તેને વાયુ ઢોળવા લાગી.

ચંદ્રશંકર કન્યાના કપોળપ્રદેશ ઉપર હસ્ત સ્પર્શ કરી તેની પાસે બેઠા. તેમનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું.

થોડા સમય પછી એક પ્રવીણ ડૉક્ટરની સાથે પ્રિયકાન્તે એ ઓરડામાં પ્રવેશ કર્યો. ડૉક્ટર મહાશયે ઉત્તમ પ્રકારે કુસુમના હૃદયની પરીક્ષા કરી. પછીથી તેમણે ચિંતાતુર વદને ઔષધની વ્યવસ્થા લખી આપી.

ચંદ્રશંકરે કહ્યું:—" હમણાં હું કુસુમને મ્હારે ઘેર લઇ જઉં તો કાંઇ હરકત છે ?"

ડૉક્ટરઃ—આવી સ્થિતિમાં બ્હેનને અહિંથી ઘેર લઇ જવાં ઉચિત નથી." આમ કહી ચિંતામગ્ન ચિત્તે ડૉક્ટર ત્યાંથી કુસુમકાન્ત પાસે ચાલ્યા ગયા, તથા તેમણે કહ્યું:—" એ બાળિકાના જીવનની આશા નથી. એનું હૃદય ચોવીસ કલાકથી વિશેષ સમય સૂધી ચાલી શકે તેમ નથી." આ હકીકત માત્ર પ્રિયકાન્તને જ કહી. પ્રિયકાન્તનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

સૌએ મળી કુસુમને શુદ્ધિમાં લાવવાના ઘણા પ્રયત્ન કર્યા; કિન્તુ તે શુદ્ધિમાં ન જ આવી. અરેરે ! કુસુમની આ કેવી કરુણાજનક સ્થિતિ ! તેનાં નીલપદ્મ નયન મીંચાયલાં હતાં. ધીમે ધીમે તેનું અંગ વિશેષ શીતળ થતું જતું હતું.

શાન્તિલતા અશ્રુ વર્ષાવતાં વર્ષાવતાં સ્વગત વિચારવા લાગી:— "હે વિપદભંજન વ્રજવિહારી! આવા સંકટ પ્રસંગે તમે ક્યાં છો? અરેરે! સ્વપ્નમાં જે મહાપુરુષે મ્હને દર્શન દીધું હતું તેમની ભવિષ્યવાણિ અસત્ય થશે કે શું! હે પ્રભુ! તમે આ શું કર્યું! વૃદ્ધાવસ્થામાં માતાપિતાથી આવી અસહ્ય વેદના કેવી રીતે વેઠી શકાશે!

* * * *

જોતજોતાંમાં ભીષણ અંધકારમયી રાત્રિનું સામ્રાજ્ય સ્થાપિત થયું. ઘણાં માણસો આવતાં હતાં અને ઘણાં ચાલ્યાં જતાં હતાં. કોઇ કાંઇ બોલતું નહિ. સ્વદેશવાસીઓનું અંતર અતિ વ્યથિત થતું હતું. સૌ શાન્ત રુદન કરતાં હતાં.

કુસુમકાન્ત બેશુદ્ધાવસ્થામાં હતો. એ સુંદર મૂર્ત્તિ વ્યાધિના વિકરાળગ્રાસમાં પડેલી હતી; છતાં તેની કાન્તિ કેટલી બધી માધુર્યપૂર્ણ જણાતી હતી! ક્ષણે ક્ષણે—ધીમે ધીમે—તેનો પવિત્ર આત્મા અનંતધામ તરફ—મૃત્યુના માર્ગે અગ્રેસર થતો હતો. ડૉક્ટરો નિઃસ્તબ્ધતાથી પાસે જ બેઠા હતા. તેમણે પણ હવે કુસુમકાન્તના જીવનની આશાનો ત્યાગ કર્યો હતો. ઇશ્વરશક્તિ આગળ સામાન્ય મનુષ્યશક્તિ પરાજિત થઇ હતી.

એક શાન્ત વ્યાકુળ પ્રાર્થના આજે સેંકડો હૃદયમાંથી એ અનંત શક્તિસંપન્ન પુરુષના સિંહાસન પાસે થતી હતી.

એવામાં રુદન કરતો કરતો એક પુરુષ કેટલીક પુષ્પમાળાઓ લઇ ત્યાં આવી પહોંચ્યો. તેણે ગદ્‌ગદ કંઠે કહ્યું:—"આ પુષ્પમાળાઓ હું કુસુમકાન્તભાઇને અર્પણ કરવાને ઇચ્છું છું."

કુસુમકાન્તના એક બંધુએ વિરક્તભાવે કહ્યું:—"હમણાં અહિં ગરબડ ન કરશો—સત્વર બ્હાર ચાલ્યા જાઓ."

પ્રિયકાન્તે ગંભીરતાથી કહ્યું:—"ભાઇ! હારી જે ઇચ્છા હોય તે અર્પણ કરી જા. કુસુમકાન્ત સ્વદેશવાસીઓનો છે. એ સઘળા સ્વદેશવાસીઓનું ધન છે. દેશબંધુઓ તેને શ્રદ્ધાભક્તિ અર્પણ કરી કૃતાર્થ થવાની ઇચ્છા રાખે છે તો પછી તેમની ઇચ્છાને રોકવાની કાંઈ જરૂર નથી."

આવેલા પુરુષે સજળનયને કુસુમકાન્ત પાસે જઇ તેના ચરણોમાં પુષ્પમાળાઓ સમર્પણ કરી—તેણે એ પવિત્ર દેહને સ્પર્શ કર્યો નહિ. તે તેને સાષ્ટાંગ પ્રણામ કરી ચાલ્યો ગયો.

આજે કાર્તિક માસની કૃષ્ણ—ચતુર્થી હતી. ધીમે ધીમે ઘોર અંધકારને ભેદીને આકાશમંડળમાં ચંદ્રદેવ ઉદિત થયા.

હતભાગિની કુસુમ વિકાળ કાળના મુખ પાસે ચાલી જતી હતી. નેત્રો મીંચી તે શય્યામાં સ્થિરતાથી પડેલી હતી. શોકાતુર માતાપિતા તેના ઉશિકા પાસે બેસી રહ્યાં હતાં.

સુશીલા અને મિસ ઇલિઝાબેથ કુસુમની સેવાશુશ્રુષા કરતાં હતાં. શાન્તિલતા સ્નેહમયી ભગિનીના મસ્તકને પોતાના ખોળામાં લઇ એ સુંદર મુખ તરફ જોઈ રહી હતી. તેણે અશ્રુવિસર્જન કરી કુસુમકાન્તને ઉદ્દેશીને સ્વગત કહ્યું:—"હે કુસુમકાન્ત! કયાં પાપોના પરિણામે ભગવાન્ તમને શોકદગ્ધ માતાના ખોળામાંથી લઇ જાય છે? તમે જોતા નથી કે, જનની જન્મભૂમિ તમારે માટે રુદન કર્યાં કરે છે? અને અભાગિની કુસુમ? એ તો જગતમાં તમારા સિવાય બીજું કાંઇ જાણતી જ નથી. એને દુઃખદરિયામાં ડુબાવી તમે ક્યાં ચાલ્યા જાઓ છો?"

જોતજોતામાં ઘડીઆળમાં બાર વાગી ગયા. પ્રકૃતિ ગંભીર અને નિઃસ્તબ્ધ હતી. કુસુમકાન્તની પાસે તેના બંધુઓ અને ડૉ-

કટરો વિષાદપૂર્ણ વદને બેસી રહ્યા હતા. એક ક્ષણ પછી બીજી ક્ષણ અનંત કાળસમુદ્રમાં ડૂબી જતી હતી. સૌ છેલ્લી ક્ષણુની રાહ જોઈ શોકદગ્ધ પ્રાણે બેઠાં હતાં. સૌ સમજતાં હતાં કે હવે અંતકાળ પાસે જ આવી પહોંચ્યો છે.

પ્રિયકાન્ત તદ્દન અધીર બની ગયો. તેનું હૃદય ભરાઈ આવ્યું. અંતરના આવેગથી કુસુમકાન્તના કમનીય હૃદયને આલિંગન કરી ઉન્મત્ત મનુષ્યની માફક તે બોલી ઉઠ્યોઃ—"ભાઈ! તું આ અભાગિને મૂકી તું ક્યાં જાય છે? તું કેમ કાંઈ બોલતો નથી! હું વારંવાર ત્હારો તિરસ્કાર કરતો હતો તેથી રીસાઈને તું મ્હારો ત્યાગ કરી જાય છે કે શું? હે કુસુમકાન્ત! હે મ્હારા જીવનસર્વસ્વ, ત્હારા વિયોગે હું હવે ઘેર કિંવા આશ્રમમાં રહી શકીશ નહિ. હિમાલયના એકાન્ત પ્રદેશમાં રખડી રઝળી, રાત્રિ દિવસ ત્હારું સ્મરણ કરી હું મ્હારું અવશિષ્ટ જીવન પસાર કરીશ. અરેરે! જે સાધ્વી સતીનો ત્હેં ત્યાગ કર્યો છે એ પણ ત્હારી સાથે આવવાની તૈયારીમાં છે. તમને બન્નેને સ્નેહ બંધનમાં બાંધવાની મ્હને ઘણી ઇચ્છા હતી; પરંતુ વિધાતાએ મ્હારી ઇચ્છા અપૂર્ણ રાખી. સુખની શય્યા શ્મશાન–શય્યામાં પરિણત થઈ!

એવામાં ગંભીર રાત્રિની નિઃસ્તબ્ધતાને ભંગ કરતા સંગીત તરંગો સૌના સાંભળવામાં આવ્યા. જાણે કે કોઈ અદ્રશ્ય ઈંદ્ર નિકેતનમાંથી કિન્નર કંઠે, મધુર સ્વરે ગાયક ગાય છે કેઃ—

"तमीश्वराणां परमंमहेश्वरं
तं देवतानां परमं च दैवतम्
पतिं पतीनां परमं परस्ताद्

विदाम देवं भुवनेशमीड्यम ॥ ”

એ મધુર ધ્વનિ પુનઃ વિશેષ પાસેથી સંભળાવા લાગ્યો:—

“ वेदाहमेतत् पुरुषः महंतम

आदित्यवर्णं तमसः परस्तात्

तमेव विदित्वातिमृत्युमेति

नान्यः पंथाः विद्यतेहयनाय ॥ ”

એકાએક કોઈ દૈવવાણિ સાંભળતાં મનુષ્ય જેવી રીતે ચમકી ઉઠે તેવી જ રીતે આવી ગંભીર રાત્રે, એકાએક વિશુદ્ધ દેવભાષામાં ગવાતું આ ગંભીર સંગીત સાંભળી સઘળાં માણસો ભયભીત, વિસ્મિત અને ચકિત થઇ ગયાં. સંગીત લહરી પુનઃ પ્રવાહિત થવા લાગી:—

“ एको हंस भुवनस्यास्य मध्ये

स एवाग्नि सलिले सन्निविष्टः

तमेव विदित्वाति मृत्युमेति

नान्यः पंथाः विद्यतेहयनाय ॥ ”

જોતજોતામાં એ સ્થળે એક અપૂર્વ સંન્યાસી મહાત્માએ ઉપસ્થિત થઇ ગંભીર સ્વરે કહ્યું:—“ ओ३म ”

એ ઓરડાની પાસેના ઓરડામાં જ શાન્તિલતા, સુશીલા અને મિસ ઇલિઝાબેથ બેશુદ્ધ બની ગયેલી કુસુમની શય્યા પાસે બેઠાં હતાં. આ આકસ્મિક ગંભીર ધ્વનિ સાંભળી તેઓ સત્વર ઉઠી દ્વાર પાસે આવીને ઉભાં રહ્યાં.

સૌ કોઇ ભયભીત અને સ્તંભિત હૃદયે આગંતુક સંન્યાસી

મહાત્માનું દર્શન કરવા લાગ્યાં. તેમનો વિશાળ ઉંચો દેહ, અજાનુ-લંબિત હસ્તદ્વય, વિશાળ લોચનદ્વય, તપ્ત કાંચનના જેવો શ્યામવર્ણ ઉજ્વળ તેજઃપુંજ કાન્તિ, વગેરે જોઇ સૌના અંતરમાં ભક્તિભાવ ઉપજ્યો. સન્યાસી માહાત્માની વિશાળ જટા જમીન સુધી પહોંચેલી હતી. પ્રભાતકાળના વિભાકરના જેવા તેઓ જણાતા હતા. કોઇના તરફ દૃષ્ટિપાત કર્યા સિવાય, તેમજ કોઇની સાથે કાંઇ વાતચિત કયા સિ-વાય ક્ષણમાત્રમાં જ એ મહાપુરુષ, પરલોક પ્રયાણ કરવાને તૈયાર થયેલા સ્વદેશપ્રેમિક કુસુમકાન્તનું મસ્તક ખોળામાં લઇ નીચે બેઠા. એ સમયે ત્યાં ઘણાં માણસો હતાં. કોઇની દૃષ્ટિવિભ્રમ થવાનો સંભવ નહોતો. એક પ્રકારની મોહિનીથી જાણે કે સૌ શાન્ત અને નિસ્તબ્ધ બની ગયાં હતાં. કોઇનામાં એક પણ અક્ષર ઉચ્ચારવાનું સામર્થ્ય નહોતું.

મહાપુરુષે કુસુમકાન્તના સર્વાંગનું લક્ષ્યપૂર્વક અવલોકન કરી એક પ્રકારનાં વૃક્ષપત્ર હાથમાં મસળી—એ રસ તેના અંગ ઉપર ચો-પડી દીધો, અને કુસુમકાન્તના કર્ણમાં ' ओरम् ' ધ્વનિ ઉચ્ચા-રીને, મંત્રશક્તિ પ્રદાન કરી.

આ સમયે સૌએ જોયું કે, કુસુમકાન્તના મુખમંડળ ઉપર આસન્ન મૃત્યુની જે ભીષણ ભયજનક મલિન છાયા છવાઇ ગઇ હતી તે દૂર થઇને એ મુખમંડળે પુનઃ નવીન કાન્તિ ધારણ કરવા માંડી. ઓરડામાં સઘળા માણસોનાં અંતરમાં એવી વિહ્વળતા ઉત્પન્ન થઇ કે તેઓ જાણે એ જ્યોતિર્મય મહાપુરુષનો યોગ્ય આદરસત્કાર ક-રવો ભૂલી ગયાં. ધીમે ધીમે કુસુમકાન્ત જાણે કે શુદ્ધિમાં આવતો હોય એવાં ચિહ્ન સૌના જોવામાં આવ્યાં.

શાન્તિલતા આ તેજોમય મહાપુરુષનું એકાગ્રદૃષ્ટિથી દર્શન

કરી રહી હતી. તે હવે વખત નહિ ગુમાયતાં કુસુમ પાસે ગઇ, અને તેણે કુસુમના બેશુદ્ધ દેહને ઉંચકી લાવી મહાપુરુષની પાસે સુવાડ્યો.

મહાપુરુષ થોડા સમય સુધી ધ્યાનમગ્ન નેત્રોથી નિઃસ્તબ્ધભાવે બેસી રહ્યા. પછીથી બીજો એક શ્લોક ઉચ્ચારી કુસુમકાન્ત અને કુસુમના સર્વાંગ ઉપર પોતાના પવિત્ર કમંડળનું સ્વચ્છ જળ છાટવા લાગ્યા.

આવી રીતે એક કલાક પસાર થયો. સૌએ વિસ્મિત બની જહાને જોયું કે, કુસુમકાન્તે નેત્રો વિકાસ્યાં છે. તે જાણે કે ગંભીર નિદ્રામાંથી જાગ્રત થયો છે.

કુસુમકાન્ત શુદ્ધિમાં આવ્યો; પરંતુ તેનાથી કાંઇ બોલી શકાયું નહિ. કુસુમ પણ શુદ્ધિમાં આવી.

મહાત્મા પુરુષે ઉચ્ચ તેમજ ગંભીર સ્વરે કહ્યું:—" કુસુમકાન્ત ! તું ખરો સ્વદેશસેવક-ભારતભક્ત છે. ત્હારી નૈસર્ગિક નિષ્કામ ભક્તિથી વિશ્વપતિની અર્ચના થઇ છે તું અરુંધતીના જેવી પવિત્ર સ્વભાવની આ કુમારિકાને પત્ની તરીકે સ્વીકાર. સંકલ્પ ભંગનો ભય રાખીશ નહિ. તું આ ઇશ્વરનો જ આદેશ છે એમ સમજજે. હે ભારતનાં પ્રિય સંતાન ! જાઓ, તમે બન્ને એકઠાં થઇને જગતનું કલ્યાણ કરો;-ભારતમાં સાર્વભૌમિક પ્રેમની જયપતાકા ઉડાવીને ન્યાય તેમજ ધર્મની મર્યાદાની સ્થાપના કરો."

આમ કહી ઓરડામાં બેઠેલા લોકોને ઉદ્દેશીને એ મહાત્માએ પૂર્વવત્ સ્વરે કહ્યું:—" હે માતૃભક્ત દેશસેવકો ! ધર્મથી જ ભારતે જગતમાં શ્રેષ્ઠત્વ મેળવ્યું છે. તમે સૌ એટલું અવશ્ય યાદ રાખજો કે, અન્યાયયુક્ત કાર્યોથી કાળાંતરે પણ ધર્મ પ્રતિષ્ઠિત થતો નથી.

ધર્મ જ ભારતનો પ્રાણ છે. ધર્મ અને ન્યાયનો તમે જીવ જતાં પણ ત્યાગ કરશો નહિ. હિંસા, દ્વેષ તથા આત્મકલહથી તમે નિરંતર અલગા રહેજો, પૃથિવીની સઘળી જાતિનાં મનુષ્યોને તમે ભાઇ સમાન સમજજો."

આટલું કહીને એ મહાપુરુષ શાન્ત થયા. ક્ષણ માત્રમાં જ તેઓ કયા માર્ગેથી અદ્રસ્ય થઇ ગયા એ વાતની કોઇને માહિતી રહી નહિ. મહાપુરુષના કૃપાબળથી એ પ્રસંગે કુસુમકાન્તનું અને કુસુમનું મૃત્યુના મુખમાંથી રક્ષણ થયું.

પ્રવીણ ચિકિત્સકોએ કહ્યું:—"કુસુમકાન્તે દૈવી શક્તિ જ પુનર્જીવન પ્રાપ્ત કર્યું છે. આવી આશ્ચર્યજનક ઘટનાનું અમે કદાપિ પ્રત્યક્ષ દર્શન કર્યું નથી. આ સ્થળે ચિકિત્સા શક્તિનો સંપૂર્ણ પરાજય થયેલો છે. મહાપુરુષનાં વચનો કુસુમકાન્ત તેમજ સઘળા દેશવાસીઓએ પાળવાં જોઇએ."

આમ કહીને ડૉકટરો તેમજ બ્હારના લોકો ત્યાંથી ચાલ્યા ગયા. ઉપરોક્ત પ્રકાર બન્યા પછી બે દિવસને અંતરે કુસુમકાન્તને અન્ન પથ્ય આપી ચંદ્રશંકર પોતાના કુટુંબ અને સુશીલાસહ પોતાને ઘેર ગયા. સત્યેન્દ્રપ્રસાદ, સુશીલાને થોડા દિવસને માટે વડોદરા રાખી નોકરી ઉપર ચાલ્યો ગયો ચંદ્રશંકરે પણ થોડા દિવસ વડોદરામાં જ રહેવાનો નિશ્ચય કરી પ્રમોદકિશોરને નાશિકથી તેડાવી લીધો.



## પ્રકરણ ૫૧ મું—વિધવાવિવાહનું આયોજન.

સંધ્યાકાળનો રમણીય સમય હતો. હિતસાધિની સભાના આશ્રમમાં પ્રિયકાન્ત પોતાના વાચનકાર્યમાં નિમગ્ન હતો. થોડે દૂર એક કોચ ઉપર કુસુમકાન્ત આડો પડયો હતો. અદ્યાપિ વ્યાધિને પરિણામે ઉત્પન્ન થયેલી દુર્બળતા તેના શરીરમાંથી દૂર થઇ નહોતી. એ ઠેકાણે બીજું કોઈ નહોતું. આશ્રમના બીજા કાર્યવાહકો પોતપોતાનું કાર્ય કર્યા કરતા હતા.

પ્રિયકાન્ત અધ્યાત્મતત્વ સંબંધી એક સંસ્કૃત પુસ્તક વાંચતો હતો. થોડા સમય પછી પુસ્તક બંધ કરીને તેણે કહ્યું:—"જ્ઞાન—ભંડાર અનંતસમુદ્ર તુલ્ય છે. મનુષ્ય એ અગાધ જ્ઞાનમાંથી કેટલું સમજી શકે તેમ છે ? હું જેમ જેમ વિશેષ જ્ઞાન મેળવતો જઉં છું તેમ તેમ મ્હને એમ લાગે છે કે, એ જ્ઞાન સમુદ્રની તુલનામાં મનુષ્ય અણુ પરમાણુ માત્ર છે."

કુસુમકાન્ત કોચ ઉપર બેઠો થયો. તથા ધીમે સ્વરે તેણે કહ્યું:—"લોકદૃષ્ટિ સમક્ષ રાત્રિ દિવસ જે કાંઈ બને છે, એ જડ વિજ્ઞાનના ગંભીર તત્વાનુસંધાનમાં મચ્યા રહી મનુષ્યો, શ્રાન્ત, ક્લાન્ત અને દિગ્ભ્રાન્ત થઇ જાય છે: કિન્તુ જે જડદૃષ્ટિને વિષયીભૂત નથી એ અધ્યાત્મ તત્વ તો વળી સવિશેષ દુર્જ્ઞેય છે."

પ્રિયકાન્ત:—"તે દિવસે મહાપુરુષના આવિર્ભાવનું પ્રત્યક્ષ દર્શન કર્યું તે આ જડ વિજ્ઞાનના તત્વાનુસંધાન કાળમાં શું વિશેષ આશ્ચર્યજનક નથી ? વાસ્તવિક રીતે ઇશ્વરના રાજ્યમાં અસંભવ જેવું કાંઇ છે જ નહિ. યોગ, જ્ઞાન, ભક્તિદ્વારા જીવ અધ્યાત્મ જગતમાં અલૌકિક શક્તિ મેળવી શકે છે. એ તેજોમયી દૈવી મૂર્તિ જાણે કે

અદ્યાપિ મ્હારાં નેત્રો સમક્ષ ઉભી રહેલી હોય એવો મ્હને ભાસ થાય છે.

કુસુમકાન્તઃ—"એ દિવસથી મ્હેં પણ જીવનમાં જાણે કે એક પ્રકારનું નૂતન બળ મેળવ્યું છે. મ્હારા દેહની પ્રત્યેક નસમાં જાણે કે નવીન લોહી વહે છે."

પ્રિયકાન્તઃ—"મહાપુરુષે જે ઇશ્વરની ઇચ્છા જાણી છે અને જે માર્ગ ત્હને કલ્યાણજનક બતાવ્યો છે એ માર્ગે જ ત્હારે તેમની આજ્ઞા શિરસાવંદ્ય કરીને ચાલવું જોઇએ. દૈવવાણિની માફક એમનાં વચનો કિંવા એમનો આદેશ ત્હારે પાળવો જોઇએ."

કુસુમકાન્ત કાંઇ બોલ્યો નહિ. પ્રિયકાન્તે કહ્યું—"ભાઇ! આપણે ક્ષુદ્ર જીવ છીએ. આપણું કર્ત્તવ્યા અને મંગલામગલ સમજવાની આપણામાં કેટલી શક્તિ છે? મનુષ્ય પગલે પગલે ભૂલે છે. આપણા જેવા અજ્ઞાનીઓ પાસે એવા સમર્થ મહાપુરુષનો આવિર્ભાવ થાય એ કાંઇ ઇશ્વરની સામાન્ય કૃપા ન જ કહી શકાય?"

કુસુમકાન્તે કહ્યુંઃ—"સત્ય છે. એ સમર્થ શક્તિશાળી મહાત્માનો સાક્ષાત્કાર થયાથી જ મ્હેં પુનર્જીવન પ્રાપ્ત કર્યું છે."

પ્રિયકાન્તઃ—"જો કે આપણે ભ્રાન્ત છીએ—આપણે એ અનંત મંગલવિધાનનું અણુ પરમાણુ સમજવાને અશક્ત છીએ; છતાં એટલું તો હું કબુલ કરું છું કે, એક મહત્ સંકલ્પ લઇ સૌને કાર્ય કરવાનો અધિકાર છે; કિન્તુ ભગવાનનું મંગલવિધાન જ્યારે માનવાત્માના સંકલ્પ વિરૂદ્ધ જણાય છે ત્યારે માનવાત્માને પોતાના સંકલ્પનો ત્યાગ કરવો પડે છે. આ ઉન્નતિશીલ અને પરિવર્ત્તનશીલ પ્રાકૃતિક જગતમાં પણ અપરિહાર્ય વિધાન છે."

આ સમયે કુસુમકાન્તે સ્પષ્ટતાથી કહ્યું:—"પ્રિયકાન્ત! હું

મ્હારી પ્રત્યેક વાતને યથાર્થ સમજું છું. તથાપિ મ્હારો જીવ વિ-વાહ–બંધનમાં બંધાવવાને કેમ નારાજ છે એ હું પોતે પણ સમ-જી શકતો નથી.”

પ્રિયકાન્તઃ—“ત્હારે વિવાહ–બંધનમાં બંધાવું જ જોઇએ એવો ઈશ્વરભક્ત મહાપુરૂષે ત્હને આદેશ કર્યો છે. જો એ આદેશને તું અમાન્ય કરીશ તો ત્હારાં સમસ્ત કાર્યો વ્યર્થ થશે. તે દિવસે કુ-સુમનો અલૌકિક અનુરાગ જોઈ સૌ કોઇને અપાર આશ્ચર્ય ઉપજ્યું હતું. વાસ્તવિક વિચાર કરતાં કુસુમ ભક્તિની જ પ્રતિમૂર્ત્તિ હોય એવો ભાસ થાય છે. તેના ભક્તિબળથી જ મહાપુરૂષની કરૂણા આકર્ષાઇ હતી એમાં સહજ પણ સંદેહ નથી. કુસુમકાન્ત! એ સતી સાધ્વીનો ત્હેં અસ્વીકાર કર્યો હતો તેથી જ ત્હારે આટલું બધું દુઃખ ભોગવવું પડયું હતું”

કુસુમકાન્ત ચૂપ રહ્યો. કોમળાંગી–સ્નેહમયી કુસુમની પ્રતિમા તેનાં આંતર્ચક્ષુ સમક્ષ ઉપસ્થિત થઇ.

પ્રિયકાન્તઃ “આ સંબંધી હવે વાગ્વિતંડા કરવાની આવશ્ય-કતા નથી. આવતા માસમાં જ ત્હારું શુભલગ્ન થઇ જાય એવી જ મ્હારી આંતરિક ઇચ્છા છે.”

કુસુમકાન્ત મૌનનું અવલંબન કરી થોડા સમય સુધી વિચાર મગ્ન રહ્યો. પછીથી ધીમે ધીમે તેણે કહ્યું:—“પ્રિયકાન્ત! આટલી બધી ઉતાવળ કેમ કરે છે? મ્હને સંપૂર્ણ આરામ થઈ જવા દેને”

વિવાહ માટે કુસુમકાન્ત સંમત થયો છે જાણી પ્રિયકાન્ત અતિ-શય આનંદિત થયો. તે પ્રફુલ્લ ચિત્તે ખુરસીનો ત્યાગ કરી કુસુમકાન્ત પાસે બેઠો, તથા મૃદુમધુરસ્વરે તેણે કહ્યું:—“જ્યારે ત્હારી અભિ-રૂચી હશે ત્યારે જ લગ્ન થશે. વચ્ચે થોડા કાળને માટે હવા ફેર

કરવા જવાથી ત્હારી પ્રકૃતિ સંપૂર્ણ સુધરી જશે."

એવામાં સત્યપ્રસાદે એ સ્થળે આવી એક ખુરસી ઉપર બેસી કુસુમકાન્તને કહ્યું—"હજી થોડા દિવસ ઘણી સાવધાનતા રાખવાની જરૂર છે. દુર્બળતા દૂર થવાને હજી વિલંબ છે."

પ્રિયકાન્તઃ—"કુસુમકાન્તને સાથે લઈ થોડો વખત ડુમ્મસ કે મહાબળેશ્વર જઈએ તો સારૂં. એ બન્ને સ્થળોનાં હવા પાણી ઘણાં ઉત્તમ છે."

કુસુમકાન્તઃ—"ત્યારે આપણે એક બે દિવસમાં ડુમ્મસ જઈશું સત્યપ્રસાદ! આમોદના પંડિત મહાશયનો પત્ર ત્હારી પાસે છે કે?"

સત્યપ્રસાદઃ—"હા."

જેવી રીતે ચંદ્રદેવ સરોવરના સ્વચ્છ સલિલમાં પ્રતિબિંબિત થતાં પ્રત્યેક જળકણ સુંદર ચંદ્રજ્યોતિથી પ્રકાશિત થાય છે તેવી જ રીતે કુસુમકાન્તના આંતરિક સ્વદેશપ્રેમે જેને જેને સ્પર્શ કર્યો તે પ્રત્યેકનું હૃદય એ પ્રેમના પવિત્ર પ્રતિબિંબથી સુંદર બની ગયું. ખરેખર, કુસુમકાન્ત સ્પર્શમણિ કિંવા પારસમણિ જ હતો.

સમાજ-સંસ્કાર સંબંધી ત્યાગ સ્વીકારવાનું દૃષ્ટાંત પ્રદર્શન કરી ડૉક્ટર સત્યપ્રસાદે માતાપિતા વિનાની, દુઃખમયી, નિષ્ઠુર સમાજની નિષ્ઠુરતાથી કષ્ટ ભોગવતી કિશોરીની સાથે પોતે જ વિવાહ કરવાની અભિલાષા રાખી હતી.

સત્યપ્રસાદે મેડિકલ કૉલેજની પરીક્ષાઓ સંમાનસહિત પસાર કરી હમણાં સમાજસુધારણાનું વ્રત ગ્રહણ કર્યું હતું. અલ્પકાળમાં જ તે એક પ્રતિભાવાન્ વ્યક્તિ ગણાવવાનો હતો. સમાજની પદમર્યાદાનો પરિત્યાગ કરી એક દુઃખિની બાળિકાને સ્વીકારવાની તેને શી આવશ્યકતા હતી? તેનો આંતરિક સ્વદેશપ્રેમ જ તેને એ માર્ગે

લઇ જતો હતો. તે એટલું સમજી શક્યો હતો કે, સમાજની ઉન્નતિને માટે ત્યાગ સ્વીકારવાની આવશ્યકતા છે; માત્ર બાહ્યાડંબરથી કાંઇ શુભ પરિણામ આવતું નથી.

પ્રિયકાન્તે કહ્યું:—"સત્યપ્રસાદ ! ત્હારું સત્સાહસ પ્રશંસનીય છે; કિન્તુ ત્હારા પિતા એક નિષ્ઠાવાન્ બ્રાહ્મણ છે. તેઓ તો ત્હારા વિચારમાં અડચણકર્ત્તા નહિ થાય ને !

કુસુમકાન્ત:—ન્યાય અને કલ્યાણની પ્રતિષ્ઠાને માટે અનેક સમયે પ્રતિકૂળ સંયોગોને પણ અનુકૂળ કરી લેવા પડે છે.

પ્રિયકાન્ત:—સકળ કાર્યોમાં પિતામાતાની સંમતિ હોવી જોઇએ. શાસ્ત્રમાં લખેલું છે કે, માતાપિતા દેવતાની માફક પૂજનીય અને વંદનીય છે. પિતામાતા પ્રસન્ન થાય છે તો દેવતાઓ પણ પ્રસન્ન થાય છે.

સત્યપ્રસાદે નમ્રસ્વરે કહ્યું:—"ભાઇ ! ત્હારું કહેવું વાસ્તવિક છે. આ કાર્યમાં મ્હારાં માતાપિતા કાંઇ નારાજ નથી."

પ્રિયકાન્ત:—દેશમાં બાળવિવાહ બંધ થાય તો વિધવાવિવાહની બિલકુલ જરૂર નથી. જે સઘળી બાળિકાઓને વિવાહ સંબંધી સહજ પણ જ્ઞાન હોતું નથી તેમની વાત જૂદી છે; કિન્તુ જેઓ પતિને પિછાને છે, પતિ એ કોણ છે એનું જેને જ્ઞાન છે તેનો પુનર્વિવાહ કરવો એ એક પ્રકારનો અન્યાય છે એટલુંજ નહિ; પરંતુ એક પ્રકારનું મહાપાપ છે.

સત્યપ્રસાદ:—આ સઘળી પાપ પુણ્યની વ્યવસ્થા માત્ર સ્ત્રીજાતિને માટે છે કે શું !

પ્રિયકાન્ત:—ના ના, ધર્મની પાસે પુરુષ અને સ્ત્રી ઉભય સમાન છે. શરીરનો નાશ થાય છે; પરંતુ આત્મા અવિનશ્વર છે. વિવા-

હનો અર્થ આત્માનું મિલન છે; શરીરનું મિલન નહિ. વિવાહ કેટલી વાર થાય છે ? પુરુષ કિંવા સ્ત્રીજાતિ એક વખત ઉપરાંત વિવાહ કરે એ ધર્મવિરુદ્ધ છે; છતાં આ વિશેષત્વ સ્ત્રીજાતિને માટે પ્રથમ સ્વીકારવું પડે છે; કારણકે સ્ત્રીજ ધર્મનું રક્ષણ કરનારી છે. જો સ્ત્રી ધર્મનું રક્ષણ ન કરતી હોત તો આ પૃથિવી પાપભારથી રસાતળમાં જાત. વિશેષતઃ સ્ત્રીજાતિના પતિપરાયણતાના ધર્મને લીધેજ આપણો પરમપુનિત ભારતવર્ષ પૃથિવીમાં આદર્શ અને શ્રેષ્ઠ ગણાય છે. ભારતીય વિધવાનું બ્રહ્મચર્ય વિશ્વનો આદર્શ છે. આ આદર્શ દિનપ્રતિદિન ઉજ્જવળ થાય એવા પ્રયત્નો આપણા સમાજે કરવા જોઇએ.

કુસુમકાન્તઃ—પ્રિયકાન્ત ! આ સંબંધી મ્હારો મત ત્હારા મતને સર્વાંશે મળતો છે. વિધવાનું બ્રહ્મચર્ય આપણા દેશનું એક મહાન્ ગૌરવ છે એ હું અનેકવાર કબુલ કરું છું; પરંતુ પાંચ સાત વર્ષની સંસાર જ્ઞાનશૂન્ય બાળિકા માટે આ વિધિ બિલ્કુલ ઉચિત નથી.”

પ્રિયકાન્તઃ—સત્ય છે. એવી બાળિકાઓ ઉપર એવું સામાજિક શાસન હોય એ તદ્દન નિષ્ઠુરતા અને અધર્મી કાર્ય છે; તેથી જ હું એના પ્રતિવિધાનને માટે દૃઢસંકલ્પ થયો છું. આપણી માતાઓ ધર્મના જે મજબુત બંધારણ ઉપર પ્રતિષ્ઠિતા થયેલી છે એ બંધારણ ઉપરથી તેમને બિલકુલ વિચલિત કરવામાં કલ્યાણ નથી. ચાર હજાર વર્ષ કરતાં પણ વિશેષ સમયથી જેઓ ધર્મ, સર્વ પ્રકારની નિષ્ઠા અને જીવનનાં વ્રતનું વિવિધ પ્રતિકૂળતાઓમાંથી રક્ષણ કરતી આવી છે, જેમણે સતીત્વધનના સંરક્ષણાર્થ સળગતા ભીષણ અગ્નિકુંડમાં પોતાના દેહનાં બળિદાન આપ્યાં છે, અનેક

યુગના યુગ, અનેક રાજાઓના રાજા જેમને ધર્મનિષ્ઠાથી સહજ પણ વંચિત કરી શક્યા નથી તેમનો ધર્મ અને તેમનું સતીત્વ-સંરક્ષણ, સમાજના નેતાઓની સાવધાનતાના ઉપર આધાર રાખે છે કે ? ના ના કદાપિ નહિ. તેઓ પોતાનાથી જ પોતે સુરક્ષિતા છે. આપણી માતાઓ પોતાના ધર્મના ઉજ્વળ પ્રકાશથી હમ્મેશાં જ્યોતિર્મયી જ રહેશે." ભાવના આવેગને વશ થઇ કુસુમકાન્તે આ વચનો ઉચ્ચાર્યાં શારીરિક દુર્બળતાને લીધે તે આટલા સામાન્ય શ્રમથી પણ ઘણો શ્રમિત થઇ ગયો હતો. તેનાં સર્વાંગમાંથી સ્વેદાંબુઓ ઉપસી આવ્યાં.

આવો પ્રકાર જોઇ સત્યપ્રસાદે તેને અટકાવીને કહ્યું:—"ભાઇ ! શાન્ત થા. વળી બીજા એક દિવસે આપણે આ સઘળી ચર્ચા કરીશું."

સર્વ ચુપ થયા, બીજે દિવસે પોતાને મળી જવા માટે, કુસુમકાન્તે પંડિત મહાશયને પત્ર લખ્યો. પત્ર મળતાંની સાથેજ તેઓ વડોદરા આવી પહોંચ્યા.

સત્યપ્રસાદ પોતે જ કિશોરીની સાથે લગ્ન સંબંધથી જોડાવા તૈયાર થયો છે જાણી પંડિત મહાશય અતિ આનંદિત થયા. તેમણે સ્વગત વિચાર્યું:—"હતભાગિની—કમનસીબ કિશોરી ઉપર આટલા કાળના અંતરે વ્રજવિહારીએ કૃપા કરી હોય એમ લાગે છે."

કુસુમકાન્તે કહ્યું:—"હું એક બે દિવસમાં વાયુપરિવર્ત્તનાર્થે ડુમ્મસ જવાનો છું. આપ ઘેર જઇ વિવાહનું આયોજન કરજો. મ્હને સંપૂર્ણ આરામ થઈ જશે એટલે આપણે આ શુભ કાર્ય સંપન્ન કરીશું." આટલી વાતચિત થયા પછી ફાલ્ગુન માસમાં વિવાહનો શુભ દિવસ નક્કી કરવામાં આવ્યો.

તેજ દિવસે કુસુમકાન્ત અને પ્રિયકાન્ત ડુમ્મસ તરફ રવાના

થયા. તે જ દિવસે પંડિત મહાશય પણ ઘેર ચાલ્યા ગયા અને કિશોરીના વિવાહનું આયોજન કરવા લાગ્યા.

પંડિતમહાશયની ગૃહિણીએ જ્યારે એમ જાણ્યું કે, તેના પતિ કિશોરીનો પુનઃર્વિવાહ કરવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેના મસ્તક ઉપર જાણે કે આકાશ તૂટી પડ્યું. તેણે ઘરમાં તુમુલ તોફાન મચાવ્યું. તેના વાગ્બાણોની સતત વૃષ્ટિથી ગૃહનાં સઘળાં માણસો અસ્થિર બની ગયાં. બાળક બાળિકાઓથી દાસદાસીઓ સુધીમાં કોઇ ગૃહિણીનાં આ વાગ્બાણોથી બચી શકયું નહિ. પંડિત મહાશય ઘણા જ કંટાળી જઈ બ્હાર ચાલ્યા ગયા. ગૃહિણી કપાળ ઉપર હાથ ઠોકીને કહેવા લાગી:—"એમના શરીરમાં અને મનમાં ભૂત ભરાયું છે. અમારા પરમપવિત્ર વંશમાં આજ સુધીમાં કોઇએ વિધવાવિવાહ કર્યો નથી. એમને આવી દુર્બુદ્ધિ કયાંથી સૂઝી ? એમનું શાસ્ત્રજ્ઞાન કયાં અદશ્ય થઇ ગયું ? આવા મહાપાપની કેવી દુર્ગતિ થશે એ કોણ જાણે છે ? પંડિત બ્રાહ્મણનો આટલો બધો અનાચાર કેવી રીતે સહન કરી શકાય."

ગામના જુના વિચારના લોકો પંડિત મહાશયના ઉપર ખડ્ગહસ્ત કિંવા અગ્નિશર્મા બની ગયા. તેમણે કહેવા માંડયું કે:—"પંડિત બ્રાહ્મણનો આવો મતિભ્રમ અવશ્ય નિંદનીય છે. પરિણામે એમને જીવનપર્યન્તને માટે જાતિભ્રષ્ટ થવું પડશે, અને તેમનાં બાળબચ્ચાંઓ જીવતા સુધી કુંવારાં રહેશે. હવે આવા આચારભ્રષ્ટ અધમ પંડિત પાસે કોણ પોતાનાં બાળકોને શિક્ષણ સંપાદન કરવા મોકલશે?"

ઉપર્યુક્ત લોકોએ પંડિત મહાશયના આશ્રમમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓનાં માતપિતાને લખી જણાવ્યું કે,"તમારા પંડિતજી સ્વધર્મનો ત્યાગ કરી અધર્મ કાર્ય કરવાને અગ્રેસર થયા છે. જે માણસ તેમની પાસે અભ્યાસ કરવા પોતાનાં બાળકો રાખશે તેમને

પણ જાતિભ્રષ્ટ થવું પડશે. ”

આ સઘળી હકીકત સાંભળતામાં આવતાં પંડિત મહાશયે કહ્યું:—“જે કાર્ય હું ન્યાય, ધર્મ અને કર્તવ્યરૂપ સમજુંછું તે અવશ્ય કરીશ. અવિચારી લોકો મ્હારી ગમે તેટલી વિરુદ્ધતા કરશે તો પણ હું મ્હારા કર્ત્તવ્યથી કદાપિ વિમુખ થઇશ નહિ. એમ કરતા જતાં જો કદાચ મ્હારે જાતિભ્રષ્ટ થવું પડશે તો તેની પણ મ્હને ચિંતા નથી. આ સંબંધી હું સર્વની સહાનુભૂતિ માટે પ્રાર્થના કરુંછું. ”

અંતે ગૃહિણીએ પોતાનો સઘળો રોષ અનાથિની કમનસીબ બાળિકા કિશોરી ઉપર ઉતારવા માંડયો. તેનું દુઃખ ઘણું વધી ગયું. અન્ય કોઇ ઉપાય નહિ સૂઝયાથી પંડિત મહાશય કિશોરીને બે મહિનાને માટે તેની માશીને ત્યાં મૂકી આવ્યા, અને ફાલ્ગુન માસના શુદ્ધપક્ષમાં તેમણે પોતાને ત્યાંજ વિવાહકાર્ય સંપન્ન કરવાનો પોતાના મન સાથે દૃઢ સંકલ્પ કર્યો.



## પ્રકરણ પર મું:—ન્યાયનો જય.

વસન્તના મંધુર મલયાનિલના સંચારની સાથે સાથે કિશોરીના વિવાહનો દિવસ પાસે આવી પહોંચવા લાગ્યો. ગૃહમાં ગૃહિણીનો ઘણો ગરબડાટ ચાલૂ હોવા છતાં પંડિત મહાશય સ્થિર તથા અવિચલિત હતા. તેઓ સમજતા હતા કે, તેઓ ન્યાયનું રક્ષણ કરી કર્ત્તવ્ય કાર્ય કરે છે. ન્યાયનો રક્ષક ભગવાન્ છે તેમનો ત્યાગ શા માટે કરવો જોઇએ.

આ સંકટજનક પ્રકારમાં પંડિત મહાશયના સહાયકારી કોણ

કોણ હતા ? તેમણે સ્વગત વિચાર્યું:—"પહેલા સહાયક કુસુમકાન્ત છે. તેઓ એવા કર્ત્તવ્યનિષ્ટ અને સત્યપરાયણ યુવક છે કે, કર્ત્ત-વ્ય પ્રસંગે કદાપિ મ્હારો ત્યાગ કરશે નહિ."

બીજી સહાય તેમના વિદ્યાર્થી મંડળની હતી. અમાવાસ્યાની અંધકારમયી રાત્રે પ્રકાશતા આગીઓની માફક, પ્રીતિ તેમજ શ્ર-દ્ધાનો પ્રકાશ લઈ તેઓ આવા ઘોર અંધકારમાં પણ ગુરુદેવને શા-ન્તિ આપતા હતા.

ત્રીજી સહાય ગામના ગરીબ વર્ગની હતી. તેઓ આવીને પંડિતજીને યથાશક્તિ સહાયતા કરવા લાગ્યા. પંડિત મહાશયના ચરિત્રનું એક વિશેષત્વ એ હતું કે, તેઓ ગરીબ વર્ગના માણસો સાથે ઘણો સદ્‌વ્યવહાર રાખતા હતા. તેમના ઉપર તેઓ ઘણી શ્ર-દ્ધા રાખતા હતા. કોઇના ઉપર કાંઈ સંકટ આવી પડતાં પોતાની કુળમર્યાદા ભૂલી જઇને એ પ્રવીણ પંડિત પોતાના સંતાન સમાન વિદ્યાર્થીઓસહ એ સંકટમાં સપડાયલા માણસ પાસે જઇ તેને સંકટમુક્ત કરતા હતા. જો કોઈ ભૂખના દુઃખથી રીબાતું હોય તો તેને પોતાને ઘેર તેડી લાવી, ભોજન કરાવીને પરિતૃપ્ત કરતા હતા. કેટલીક વખત ગૃહસ્થોને ત્યાં જઈ અમુક રકમ એકઠી કરી તેઓ ગરીબ લોકોના અભાવને દૂર કરતા હતા. પંડિતની પ્રશાન્ત સૌમ્ય મૂર્ત્તિએ સર્વની શ્રદ્ધા આકર્ષી હતી; કિન્તુ હિંસા અને નીચતાવશતઃ સમાજના અનેક દુષ્ટ લોકો આ ઉદાર હૃદયના પંડિતનો દ્વેષ સુદ્ધાં કરતા હતા.

વિદ્યાર્થીઓના સરળતાપૂર્ણ તરુણ હૃદયમાં કુટિલ બુદ્ધિ સ્થાન મેળવી શકી નહોતી. પંડિતજીના સુયોગ્ય શિક્ષણ અને આદર્શ ઉદાહરણોથી દિનપ્રતિદિન તેમનો પ્રાણ વિશેષ ઉન્નત થતો હતો. વિદ્યાશિક્ષણની સાથે સાથે તેમનું નૈતિક જીવન પણ બંધાતું હતું.

તેઓ સર્વ અધ્યાપકના પ્રત્યે અતિશય અનુરક્ત હતા. તેઓ જે કાંઇ કહેતા તેને સર્વ વિદ્યાર્થીઓ વેદવાક્ય સમાન સમજતા હતા. તેમણે પોતાના વિદ્યાર્થીઓને એમ સમજાવી દીધું હતું કે, ન્હાની ઉમ્મરની સંસારજ્ઞાનશૂન્ય બાળિકાનો વિધવાવિવાહ નીતિવિરુદ્ધ નથી. એ કાર્ય હિંદુશાસ્ત્રસમંત છે. વિદ્યાર્થીઓ પ્રત્યેક કાર્યમાં પિતા તુલ્ય પંડિતજીને યથાશક્તિ સહાયતા કરવા લાગ્યા.

કિશોરીનો નમ્ર અને સુંદર સ્વભાવ, વિદ્યાનુરાગ અને સેવા પરાયણતાને માટે વિદ્યાર્થીઓ તેને સહોદરા સમજી તેના ઉપર અપાર માયા પ્રીતિ રાખતા હતા. કિશોરીનો વિવાહ થવાનો હોવાથી તેમનો પ્રાણ પ્રફુલ્લિત બની ગયો હતો. તેને વિવાહના પ્રસંગે કોણ શો ઉપહાર આપશે એની જ તેઓ સર્વ મળીને મીમાંસા કરવા લાગ્યા. ચંપક અને લલિતાનો આનંદ પણ તેમના અંતરમાં સમાતો નહોતો.

વિવાહના આગલા દિવસે વિદ્યાર્થીમંડળે પંડિત મહાશયના સમસ્ત મકાનને સ્વચ્છ કરી ઉત્તમ પ્રકારે શણગાર્યું. પુષ્પ માળાઓ અને તોરણો પ્રત્યેક દ્વારપર લટકાવી દીધાં.

આ સઘળા વિદ્યાર્થીઓ ઉપર પણ કાંઇ ગૃહિણીનો ઉપદ્રવ ઓછો નહોતો. તે રોષાવેશમાં જ કહેતી હતી કે લાગી:-"આટલા માટે જ તમને તમારાં માબાપોએ અહીં રાખ્યા છે કે શું ? અભ્યાસનો ત્યાગ કરી આવાં નકામાં કાર્યોમાં તમારો વખત શા માટે ગૂમાવો છો ? એમણે તો પોતાનો આલોક અને પરલોક બન્ને બગાડ્યા છે; પરંતુ તેમની સાથે આ મહા પાપકાર્યના તમે શા માટે ભાગીદાર થાઓ છો ?"

આ વાગ્બાણોના ઉત્તરમાં વિદ્યાર્થીઓ કાંઇ કહેતા નહિ. તેઓ

પંડિતપત્નીના સ્વભાવને સારી રીતે પિછાનતા હોવાથી શાન્ત રહેતા હતા.

મંગળ વાજીંત્રોના કર્ણપ્રિય ધ્વનિની સાથે એ દિવસે સંધ્યાકાળે વરરાજા આવી પહોંચ્યા. તેની સાથે કુસુમકાન્ત પણ આવ્યો હતો. પંડિત મહાશયે વરરાજા અને જાનૈયાઓનો યથોચિત સત્કાર કર્યો. થોડા દિવસથી જ કુસુમકાન્ત મુમ્બઇથી વડોદરા પાછો ફર્યો હતો, અને ત્યાંથી સત્યપ્રસાદના વિશેષ આગ્રહથી તે જાનમાં આવ્યો હતો.

ગામના સઘળા લોકો દેવતાના જેવીજ શ્રદ્ધા કુસુમકાન્ત ઉપર રાખતા હતા. તેના સદ્‌ગુણોથી સઘળાં ગ્રામવાસીઓ મુગ્ધ બની ગયાં હતાં. આ વિવાહ પ્રસંગે કુસુમકાન્ત આવનાર છે એમ જાણી પ્રથમ તેઓ આશ્ચર્યચકિત બની ગયાં હતાં. એ ઉપરાંત કુસુમકાન્ત સત્યપ્રસાદનો અંગત મિત્ર છે એવું પણ કેટલાંક માણસોના જાણવામાં આવ્યું હતું. કુસુમકાન્તને લગ્ન પ્રસંગે આવેલો જોઇ વિરુદ્ધ પક્ષનાં માણસો પણ શાન્ત થઇ ગયાં.

સંધ્યાકાળ પૂર્વે 'સમાજની ઉન્નતિ' સંબંધી કુસુમકાન્ત અમુક સ્થળે જાહિર ભાષણ કરનાર છે એ વાર્ત્તા સર્વત્ર ફેલાઇ ગઇ.

યથા સમયે ભાષણનો આરંભ થયો. આ કાંઇ રાજનૈતિક સભા નહોતી; માત્ર સમાજના કુસંસ્કારોથી જનસમાજનું કેટલું બધું અનિષ્ટ થાય છે એ સમજાવવાનો જ કુસુમકાન્તનો ઉદ્દેશ હતો. કુસુમકાન્તનુ અસરકારક ભાષણ સાંભળી સઘળા લોકો મુગ્ધ બની ગયા સમાજની દુર્દશાનું તેણે એવું હૃદયભેદક ભાષણ કર્યું કે શ્રોતાઓના નેત્રોમાં પશ્ચાત્તાપસૂચક અશ્રુજળ ભરાઇ આવ્યું. ભાવના આવેગથી વક્તાનાં નેત્રોમાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું.

કુસુમકાન્ત ભાષણ કરનાર છે એમ સાંભળી વિવિધ સ્થળો-એથી સેંકડો લોકો આવ્યા હતા. આજૂબાજૂનાં ગામોમાં રહેતા કેટલાક અગ્રગણ્ય ગૃહસ્થો પણ આ જાહિર ભાષણમાં ભાગ લેવાને આવ્યા હતા. તેમણે સર્વેએ લક્ષ્યપૂર્વક ભાષણ સાંભળી પંડિત મહાશયના કાર્યનું સમર્થન કર્યું.

ભાષણ થઇ ગયા પછી ઘણા લોકોએ કુસુમકાન્તના કંઠમાં પુ-ષ્પમાળાઓ પહેરાવી. કુસુમકાન્તનું રૂપસૌન્દર્ય આ પ્રકારથી સ-વિશેષ આકર્ષક બની ગયું.

યથાસંભવ સમારોહથી શુભક્ષણે કિશોરી અને સત્યપ્રસાદનો શુભવિવાહ સંપન્ન થઇ ગયો. પંડિત મહાશય નિશ્ચિંત થયા.

વિવાહ થયા પછી મંડપમાં બેઠેલા લોકો વિવિધ પ્રસંગોને અનુસરતી વાતચિત કરવા લાગ્યા. તેમાંના ઘણાખરાએ પંડિત મહાશયની કર્ત્તવ્યપરાયણતાની ઘણી પ્રશંસા કરી.



## પ્રકરણ ૫૩ મું.—પ્રકૃત બંધુત્વ.

આજે વાસંતી પૂર્ણિમા હતી. સંધ્યાકાળ પૂર્વે આશ્રમની અગાસીમાં પ્રિયકાન્ત એકલો બેસી રહ્યો હતો. પંખીઓ મધુર કલરવ કરતાં પોતપોતાના નિવાસસ્થાન તરફ જતાં જોવામાં આવતાં હતાં. ધીમે ધીમે ભગવાન્ સૂર્યનારાયણ પશ્ચિમ દિગ્વધુને આલિંગન કરવા માટે અસ્તાચળમાં ઉતરી પડયા. સૂર્યાસ્તની શો-ભા કેવી અપૂર્વ રમણીય અને મનોહારિણી હતી ? આસમાની આ-કાશની પશ્ચિમ દિશા રંગબેરંગી બની જઇ સૂર્ય સ્વામીનું સ્વાગત કરવાને ઉત્સુક થઇ રહેલી હોય એવો સહજ ભાસ થતો હતો.

પ્રકૃતિનું આવું અપૂર્વ રમણીય સૌન્દર્ય જોતાં જોતાં પ્રિય-કાન્તના માનસપટ ઉપર એક જીવતું ચિત્ર ઉપસ્થિત થયું. એ એક મહાપુરુષની, લાંબી જટાવાળી, વિશાળ ભાલવાળી, વિભૂતિ ભૂષિત મૂર્ત્તિ હતી ! આ મૂર્ત્તિએ જાણે કે તેના હૃદય ઉપર સંપૂર્ણ અ-ધિકાર મેળવ્યો હતો. એ મહાપુરુષની મૂર્ત્તિ ઘણી તેજસ્વી હતી. એ મૂર્ત્તિનું કલ્પનાથી દર્શન કરતાં પ્રિયકાન્ત બાહ્ય જગત્‌ને સર્વાંશે ભૂલી ગયો. તે વિચાર કરવા લાગ્યોઃ—"જ્ઞાનસમુદ્રનું મંથન કરીને હું કેવી રીતે મુક્ત થઉં તે સમજી શકતો નથી. એ સમુદ્રનો કિ-નારો હું જોઇ શકતો નથી. જ્ઞાનસમુદ્ર અનંત તેમજ અપાર છે. કોઇ પણ રીતે પ્રાણ તૃપ્ત થતો નથી. શ્રુતિમાં મ્હેં એમ વાંચ્યું છે કે, ભગવાન્ એક માત્ર જ્ઞાનસ્વરૂપ છે, આનંદમય છે. હું એ જ્ઞા-નનું એક બિંદુ પણ મેળવી શકતો નથી ! રાત્રિદિવસની ગંભીર જ્ઞાના લોચનાથી મ્હારો પ્રાણ આનંદપૂર્ણ કેમ બની જતો નથી ? એ પૂર્ણાનંદ સ્વરૂપ ક્યાં છે ? હું તેમને કેવી રીતે મેળવી શકું ? મ્હને લાગે છે કે, નિર્જન પહાડી પ્રદેશમાં કિંવા વન જંગલમાં સાધના કરવાથી એ પરમાનંદ સ્વરૂપનાં દર્શન થતાં હશે. સઘળા અનિષ્ટનું મૂળ લોકોનો સંસારનો કોલાહલ જ છે. જો હું સંસારનો ત્યાગ નહિ કરું તો મ્હારો હેતુ સિદ્ધ નહિ જ થાય."

પ્રિયકાન્ત ભ્રાન્તિવશતઃ સમજી શક્યો નહિ કે, યોગ અને કર્મ સિવાય સઘળી સાધના નિષ્ફળ છે. જગત્‌ના સઘળા મહાપુરુ-ષોને આપણે જ્ઞાન, ભક્તિ અને કર્મના એક પાયા ઉપર ઉભા ર-હેલા જોઇએ છીએ.

પ્રિયકાન્ત પુનઃ વિચારવા લાગ્યોઃ "કુસુમકાન્તને જોતાં જ મ્હને વનમાં જવાની ઇચ્છા થાય છે. કુસુમકાન્ત, કુસુમકાન્ત ! અહા,

કેવી આનંદમય મૂર્ત્તિ છે. એના સ્મરણમાં પણ સુખ છે. આ પ્રેમધારા આ સંસારક્ષેત્રમાં મ્હારા પ્રાણને શાન્તિવારિના સિંચનથી ભીંજાવે છે; પરંતુ ઈશ્વરપ્રાપ્તિને માટે મ્હારે કુસુમકાન્તનો પણ ત્યાગ કરવો પડશે."

આમ વિચારી પ્રિયકાન્તે એક ગાઢ નિશ્વાસ મૂકયો. બરાબર આ સમયેજ કુસુમકાન્તે એ સ્થળે પ્રવેશ કર્યો. પ્રિયકાન્ત એટલો બધો ચિંતામગ્ન હતો કે કુસુમકાન્તના આગમનનો પ્રકાર તે જાણી શકયો નહિ.

કુસુમકાન્તે પ્રિયકાન્ત પાસે બેસી ધીમે ધીમે તેનો હાથ પોતાના હાથમાં લઈને કહ્યું:—"પ્રિયકાન્ત !"

ધ્યાનમગ્ન થયેલો પ્રિયકાન્ત ચમકી ઉઠયો. પ્રિય સ્પર્શથી તેનો પ્રાણ આનન્દિત થયો કિન્તુ તે કાંઈ બોલ્યો નહિ. બાહ્યા ડંબરની તેને બિલકુલ માહિતી નહોતી.

કુસુમકાન્ત:—પ્રિયકાન્ત ! શું વિચારે છે ?

પ્રિયકાન્ત:—કાંઈ નહિ, ભાઈ !

પોતે બે કલાકથી વિચારમગ્ન હતો તેનું પ્રિયકાન્તને જ્ઞાન નહોતું. કુસુમકાન્તે સત્યપ્રસાદના વિવાહ સંબંધીની સમસ્ત હકીકત વિસ્તારથી પ્રિયકાન્તને નિવેદન કરી. અંતે તેણે કહ્યું:—"ભાઈ ! જો તું એ જાહિર સભામાં હાજર હોત તો અતિશય આનંદ પ્રાપ્ત કરી શકત એ નિસ્સંદેહ છે.

પ્રિયકાન્ત:—એ આનંદનો ભાગ ત્હારી વિવાહસભામાં હું અવશ્ય પૂરો કરીશ. આ માસમાં જ ત્હારો શુભવિવાહ સંપન્ન થઈ જાય એવી મ્હારી અભિલાષા છે.

કુસુમકાન્ત:—તું આટલી બધી વ્યાકુળતા કેમ રાખે છે ?

પ્રિયકાન્તઃ—ભાઇ! જ્યારે ત્હારો વિવાહ થાય ત્યારે જ હું નિશ્ચિંત થઇ શકું તેમ છું.

કુસુમકાન્તઃ—હવે આવશ્યકીય વાત કર આપણે અમેરિકા ક્યારે જઇશું? ત્યાં જઇ શિલ્પશિક્ષણ મેળવવા માટે મ્હારો આત્મા અસ્થિર બની ગયો છે. શુભ કાર્યમાં વિલંબ કરવો એ સુજ્ઞ પુરુષોનું કર્ત્તવ્ય નથી.

પ્રિયકાન્તઃ—ત્હારો વિવાહ થઇ ગયા પછી તું અમેરિકા જજે. ચંદ્રશંકરની પણ વિવાહનું કાર્ય જલ્દી આટોપી નાખવાની અભિલાષા છે.

કુસુમકાન્તઃ—પ્રિયકાન્ત! એમ બની શકશે નહિ. હજી હું કાંઇ ઘરડો થયો નથી કે વિવાહની ઉતાવળ કરવી પડે. અમેરિકાથી પાછા આવ્યા પછી વિવાહ થશે.

પ્રિયકાન્ત કુસુમકાન્તની પ્રકૃતિ જાણતો હતો તેથી તેણે આ વિષય સંબંધી વિશેષ તર્ક વિતર્ક નહિ કરતાં કહ્યું:—"ભાઇ જેવી ત્હારી ઇચ્છા હશે તેમ થશે."

કુસુમકાન્તઃ—ત્યારે હવે અમેરિકા જવાનો દિવસ નક્કી કર. તું ત્હારાં માતાજીને મળવા જવાનો નથી?

પ્રિયકાન્તઃ—મ્હારા વિચારનું પરિવર્ત્તન થયું છે. અમેરિકા આવવાની મ્હારી ઇચ્છા નથી; કેમ કે એક પ્રકારનો વિશેષ ભાવ મ્હારા અંતરમાં ઉપસ્થિત થઇ મ્હને અસ્થિર બનાવી દે છે. થોડા દિવસથી એ ભાવની પ્રગાઢતા હું સર્વાંશે સમજી શક્યો છું.

કુસુમકાન્તે વિસ્મિત બની જઇને કહ્યું:—"ભાઇ! એવો તે શો ભાવ ત્હારા અંતરમાં ઉપજ્યો છે.

પ્રિયકાન્તઃ—ત્હારાથી કાંઇ ગુપ્ત નથી; કિન્તુ ત્હારું અંતર

ચિત થાય એ હેતુથી હું તને એ ભાવની હકીકત નિવેદન કરી શકતો નથી.

બન્ને બંધુના હાથ પૂર્વવત્ એક બીજાના હાથમાં જ હતા. કલ્પનાથી કુસુમકાન્ત પ્રિયકાન્તના ભાવને અલ્પાંશે સમજી શક્યો હતો. તેણે ચિંતામગ્ન બની જઇને કહ્યું, "ભાઇ, કોઇ પણ પ્રકારની ચિંતા રાખ્યા વિના ત્હારા અંતરની વાત મ્હને કહે ?"

પ્રિયકાન્તઃ—જીવનર્વસ્વ ! હું જાણું છું કે સાધારણ લોકોથી તું ભિન્ન છે. ઇશ્વરે ત્હારા હાથમાં વિજયધ્વજ આપીને તને કર્મક્ષેત્રમાં મોકલ્યો છે. ભારતભૂમિના કલ્યાણાર્થે સમસ્ત આકાંક્ષાઓનું બળિદાન આપીને તું કર્મમાર્ગે અગ્રેસર થાય છે તેથી જ હું તને મ્હારા અંતરની વાત કહુંછું. હવે આ સંસારપર મ્હને મોહ નથી. હિમાલયના કોઇ એકાંત અરણ્યમાં જઇ નિવાસ કરવાની મ્હારી મહત્વાકાંક્ષા છે.

આ વચનો સાંભળી કુસુમકાન્ત ચુપ રહ્યો. પ્રિયકાન્તે પુનઃ કહ્યું:—"ભાઇ ! હું જે કહુંછું તે સાંભળ. તું અમેરિકા જા. તું પાછો આવીશ ત્યાં સુધી હું આશ્રમમાં રહી યથાશક્તિ જનહિત કરતો રહીશ. પછીથી કુસુમને અને ત્હારા હાથને વિવાહબંધનથી એકત્ર કરી હું પ્રસન્ન મુખે સંન્યાસ સ્વીકારીશ." કુસુમકાન્ત સમજી ગયો કે જીવનમાર્ગમાં જ્ઞાન-ભક્તિ અને કર્મની સમાનતાનું રક્ષણ નહિ કરી શકાયાથી પ્રિયકાન્તને આવો બુદ્ધિભ્રમ થયો છે. અલ્પકાળપર્યન્ત મૌનનું અવલંબન કરી ચિંતામગ્ન મલિન મુખે તેણે ઉત્તર આપ્યોઃ—"પ્રિયકાન્ત ત્હારા જેવા પવિત્ર આત્માને માટે સંસાર તેમજ અરણ્યમાં પ્રભેદ નથી. સદા કાળ સર્વ સ્થાનોએ તું સન્યાસી જ છે. મૂળમાં જ તું કેમ ભૂલ કરે છે. નિષ્કામ કર્મ એજ સત્ય

સંન્યાસ નથી કે? કર્મફળનો ત્યાગ એજ યથાર્થ યોગ નથી કે? ત્હેં વિવિધ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે છતાં હું તને શું સમજાવુ?"

પ્રિયકાન્તઃ—અનેક પ્રાતઃસ્મરણીય લોકોએ સંન્યાસ સ્વીકાર્યો છે.

કુસુમકાન્તઃ—કિન્તુ કર્મત્યાગ એ તેમનો ઉદ્દેશ નથી. ત્યાગનો અર્થ કર્મત્યાગ નથી; પરંતુ સ્વાર્થ ત્યાગ છે. જેઓ સંસારનો ત્યાગ કરી પ્રાતઃસ્મરણીય થયા છે તેઓ સઘળા કર્મવીર છે. બુદ્ધ; ચૈતન્ય આદિ દેવચરિત પુરુષો કર્મત્યાગને માટે સંન્યાસી થયા હતા કે? ના—ના, કર્મની સફળતા જ તેમના સંસારત્યાગનો ઉદ્દેશ હતો. એ કર્મની સફળતાને માટે જ તેઓ જગત્પૂજ્ય છે. તેમનાં કાર્યોની તુલના અન્ય કોઇથી થઈ શકે એમ નથી.

પ્રિયકાન્તઃ—એકાંતમાં જ ધ્યાન ધરવાથી હું શાંન્તિ મેળવી શકુંછું કર્મમાં મ્હને તૃપ્તિ મળી શકતી નથી.

કુસુમકાન્તઃ—આવા પ્રકારનો સંસારત્યાગ એક પ્રકારની સ્વાર્થપરાયણતા નથી કે? જગતનાં કલ્યાણને જ માટે જગન્નિયંતા નારાયણ, જીવને સંસારમાં મોકલે છે. નહિ તો સંસારમાં આવ્યાની આપણી સાર્થકતા શી? વળી ત્હારા જેવા પુણ્યાત્મા પુરુષો વન જંગલમાં વિદાય થઇ જશે તો આ પાપ તાપપૂર્ણસંસારનું રક્ષણ કોણ કરશે?

પ્રિયકાન્તઃ—નિષ્કામ કર્મ ખરો સંન્યાસ છે એ હું સમજું છું: છતાં મ્હારા મનમાં હું એક પ્રકારની અપૂર્ણતા અનુભવું છું. હિમાલયના એકાંત પ્રદેશમાં ગયા સિવાય હું મ્હારો ઉત્તમ આત્મા શાંન્ત કરી શકું એમ નથી. તું જગતનું કાર્ય કર, ભારત માતાનું કલ્યાણ કર અને આ ક્ષુદ્ર બંધુને હિમાલયના નિર્જન પ્રદેશમાં વિદાય થવા દે.

કુસુમકાન્તઃ—પ્રિયકાન્ત ! તુંજ મ્હારા બાહુની શક્તિ છે. જો તું મ્હારો ત્યાગ કરી ચાલ્યો જઈશ તો હું નિર્બળ બની જઇશ. મ્હારા ક્યા અપરાધથી તું મ્હારો ત્યાગ કરવાને તૈયાર થયોછે?

પ્રિયકાન્તઃ—જીવનાધિક ! ત્હારો કશો અપરાધ નથી. મ્હારો પ્રાણ જ આ સંસારમાં રહેવાની ઇચ્છા રાખતો નથી.

કુસુમકાન્તે સજળ નયને અને વિષણ્ણ વદને કહ્યું, "પ્રિયકાન્ત ! તું મ્હારા પ્રાણ સ્વરૂપ છે. ત્હારો ત્યાગ થતાં હું કોઇ પણ રીતે જીવન ટકાવી શકીશ નહિ."

પ્રિયકાન્તઃ—ભાઇ ! વખત સઘળો વિયોગ ભૂલાવે છે. થોડા દિવસો પસાર થતાંજ તું મ્હને ભૂલી શકીશ.

કુસુમકાન્તે પ્રિયકાન્તના કંઠને આલિંગન કરી અવિરલ અશ્રુધારા વર્ષાવતાં કહ્યું:—"પ્રિયકાન્ત ! આજ સુધી તું મ્હને પિછાની શકયો નથી. ત્હારો વિયોગ થતાં મ્હારું જીવન સ્મશાનસ્વરૂપ બની જશે. સંસારમાં મ્હારે માટે ત્હારા સમાન કોઇ નથી. માત્ર તું બંધુ જ નહિ પરંતુ સ્નેહમાં વડીલ ભાઇ છે. ઉપદેશ આપવામાં ગુરુ છે. અંતરને આનંદિત કરવામાં સુહૃદ છે. સંકટમાં માર્ગ દર્શક છે, અને મ્હારા અંધકારમાં તું પૂર્ણ પ્રકાશ છે. જો મ્હારો ત્યાગ કરી તું વનમાં જઇશ તો હું પણ ત્હારી પાછળ અરણ્યમાં આથડી મ્હારાં અવશિષ્ટ જીવનનો અંત લાવીશ. જે સ્થાનમાં ત્હારો નિવાસ હોય તે સ્થાન મ્હારે માટે સાક્ષાત સ્વર્ગ છે." આમ કહી કુસુમકાન્તે નયન યુગલનાં અશ્રુજળથી પ્રિયકાન્તના હૃદયને ભીંજાવી દીધું.

આવા પ્રકારે ઉભય બન્ધુ થોડા સમય સુધી બેસી રહ્યા. પૂર્ણિમાનો પૂર્ણચંદ્ર આ બે પ્રેમનાં સુંદર ચિત્રોનું જાણે કે દ-

ર્શન કરવા લાગ્યો. એ ચિત્રનું માધુર્ય કેવું અદ્વિતીય અને અવ-ર્ણનીય હતું. આ સમયે પ્રિયકાન્તના હૃદયકમળમાં કોઇ મહાપુ-રુષનો આજ્ઞાસૂચક ધ્વનિ સંભળાતો હોય એવો તેને ભાસ થયો:–
"કર્મત્યાગથી પ્રાણની અપૂર્ણતા કદાપિ દૂર થશે નહિ. ભક્તિમાં જ મુક્તિ છે. જ્ઞાન–ભક્તિ અને કર્મનું મિલન એ શાશ્વત શાન્તિનો માર્ગ છે. ભક્તિ વિના કર્મત્યાગથી કાંઇ ફળ નથી."

આવી વાણીને લોકો વિવેકના નામથી ઓળખે છે. કિંન્તુ પ્રિયકાન્તે આ વાણીને ઇશ્વરના આદેશસ્વરૂપ :વિચારી તેણે સ્વગત વિચાર્યું:–"હવે હું સ્પષ્ટ સમજી શકું છું કે આવા પ્રકારનો કર્મત્યાગ એ સ્વાર્થપરાયણતાજ છે. વળી જો હું કુસુમકાન્તનો ત્યાગ કરી ચાલ્યો જઇશ તો તે પણ મ્હારું અનુસરણ કર્યા સિ-વાય રહેશે નહિ અને એમ થાય તો કમભાગ્ય કુસુમનું શું થાય? શું હું ત્હેનો શુભાકાંક્ષી થઇ તેની સુખમય આશાને પ્રાણહારક નિરાશાના સ્વરૂપમાં ફેરવી નાંખું? ના, ના, એવી નિષ્ઠુરતા મ્હા-રાથી નહિં જ થાય. કુસુમકાન્તનો ત્યાગ કર્યાથી મ્હારી સઘળી સાધના વ્યર્થ થશે એમજ હવે મ્હને લાગે છે." આમ વિચારી કુસુમકાન્તને ગાઢ સ્નેહાલિંગન કરી તેણે કહ્યું, "ભાઇ, હું નિરંતર ત્હારો જ છું અને ત્હારો જ રહીશ."



## પ્રકરણ ૫૪ મું.–પરદેશગમન.

જન્મભૂમિના કલ્યાણાર્થે ભારતમાતાનાં એ પ્રિય સંતાન અ-મેરિકા જવાનાં હતાં. આજે જ તેમના પ્રયાણનો દિવસ હતો. ભા-રતમાતાનો અમૃતમૃત ખોળો થોડા કાળને માટે ત્યાગવાનો હોવાથી છતાં તેમનો પ્રાણ વ્યાકુળ બની ગયો.

ભારતનું આકાશ, ભારતનું વન, ભારતનાં મયદાન કેવાં મધુરતામય હતાં! એવું સ્વર્ગીય સૌન્દર્ય બીજા કયા દેશનું હતું? આસમાની આકાશમાં મેઘની રમત, સરિતાના જળતરંગો સાથે થતું વાયુદેવતાનું રમણીય નૃત્ય વગેરે જોતાં અંતર મુગ્ધ બની જતું હતું. ભારતનાં ગૃહ દુઃખદારિદ્રપૂર્ણ હોવા છતાં તે સ્વર્ગથી પણ અધિક શ્રેષ્ઠ છે. અમારી માતા દરિદ્રા છે! છતાં એ ગરીબ માતા ભારતવાસીઓને પૂર્ણ પ્રેમથી ઉછરે છે!

અત્યાર પહેલાં જ પ્રિયકાન્ત ઘેર જઇને માતાની સાથે મુલાકાત કરી આવ્યો હતો. પ્રિયકાન્તની ઓરમાન કિંવા વિમાતાનો ઉલ્લેખ અમે પૂર્વે કરેલો છે. એ સ્નેહમયી મહિલા પ્રિયકાન્ત ઉપર અપાર પ્રેમ રાખતી હતી. તેણે તેને સજળનયને વિદેશ જવાની રજા આપી હતી.

મુસાફરીનો સમય થતાં જ પ્રિયકાન્ત અને કુસુમકાન્ત આત્મીયસ્વજનોના આત્માને વ્યથિત કરી ચાલ્યા ગયા.

* * * *

યથા સમયે બન્ને બંધુઓ સ્વાધીનતાના લીલાનિકેતન, નવીન સભ્યતાની રંગભૂમિ, અને વિજ્ઞાનથી પ્રકાશિત થઇ રહેલા અમેરિકામાં જઇ પહોંચ્યા. યોગ, વૈરાગ્ય અને ભક્તિથી અલંકૃતા થયેલી મહાયોગેશ્વરી ભારતમાતાની તુલનામાં અમેરિકાનું ચંચળતા પૂર્ણ બાહ્ય સૌન્દર્ય તેમને સમાન જણાયું. યુનાઇટેડસ્ટેટ્સના એક મ્હોટા કારખાનામાં પ્રવેશ કરીને એ બન્ને બંધુઓ શિલ્પનું શિક્ષણ મેળવવા લાગ્યા.

એક દિવસે કુસુમકાન્તે એકાન્તમાં પ્રિયકાન્તને કહ્યું:—"ભાઇ! હવે આપણે પુનઃ ક્યારે ભારતમાતાના પરમપવિત્ર આશ્રયમાં જઈશું?"

પ્રિયકાન્તઃ—હું પણ તેનો જ વિચાર કરું છું.

જોતજોતાંમાં એક વર્ષ પસાર થઇ ગયું. કુસુમકાન્ત અને પ્રિયકાન્ત સ્વદેશમાં પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યા.

ભારતનાં બે અમૂલ્ય રત્ન એક વર્ષ પછી પાછાં સ્વદેશમાં આવ્યાં. તેમનો સ્વદેશવાસીઓના વિયોગથી વ્યાકુળ બની ગયેલો પ્રાણ પુનઃ શાન્ત થયો. પ્રિયકાન્ત અને કુસુમકાન્ત પુનઃ સ્નેહમયી ભારતમાતાના પાદપદ્મમાં આશ્રય મેળવી કૃતાર્થ થયા.

તેઓ સ્વદેશમાં આવ્યા એટલે સ્વદેશવાસીઓએ તેમને ઘણું માન આપ્યું. સમાજના નેતાઓએ કોઇ પણ પ્રકારનું પ્રાયશ્ચિત્ત તેમને કરાવ્યું નહિ. એ બન્ને બંધુઓની સાથે તેઓ જાહિરમાં જમ્યા. પ્રવીણ પુરુષો કહેવા લાગ્યાઃ—"આવા કર્ત્તવ્યપરાયણ યુવકો ભારતમાતાનાં રત્નો છે એમને પ્રાયશ્ચિત્ત શા માટે કરાવવું જોઇએ ?"



## પ્રકરણ ૫૫ મું.—વિવાહબંધન.

વૈશાખ માસમાં કુસુમકાન્તના શુભવિવાહનો દિવસ નક્કી થયો. મેઘાચ્છન્ન ચંદ્રદેવને પ્રકાશિત થયેલા જોઇને ચકોરના પ્રાણ આનંદથી જેવી રીતે પરિપૂર્ણ થાય તેવી જ રીતે ચંદ્રશંકર અને તેમના પરિવારે આ પ્રસંગે અપાર આનંદ અનુભવ્યો.

સુશીલા પણ નિમંત્રણ થયાથી સ્વામી સાથે આવી હતી. સગાં સ્નેહીઓના સમાગમથી ચંદ્રશંકરનું મકાન ભરાઇ ગયું હતું. સર્વ અપાર ઉત્સાહથી આ આનંદમાં ભાગ લેવા લાગ્યાં. આજે પ્રમોદકિશોરનો આનંદ તો તેના અંતરમાં સમાતો નહોતો. સરખી

ઉમ્મરના બાળકોની સાથે નાચી કૂદીને તે સમયનો સદુપયોગ કરતો હતો.

વિવાહને આગલે દિવસે સુશીલા કુસુમને લઈ અગાસીમાં ગઈ, અને ત્યાં બેસી તે કુસુમનો કૃષ્ણકેશકલાપ બાંધવા લાગી. આજે સુશીલા કુસુમને પોતાની ઇચ્છાનુસાર સુસજ્જિતા કરતી હતી. બન્નેએ જોયું કે, આસમાની આકાશમાં ચંદ્રદેવ હાસ્ય કરી રહ્યા હતા. ચાંદની પણ આકાશપટ ઉપર નૃત્ય કરી રહી હતી.

સુશીલાએ હાસ્યમુખે પૂછયું:—"કુસુમબ્હેન ! આજે ચંદ્રનો પ્રકાશ કેવો છે ?"

કુસુમ શરમાઇ જઇ નીચું જોઇ રહી. હૃદયભાવને પ્રકાશિત કરવાના શબ્દોનો તેની પાસે અભાવ હતો.

શાન્તિલતા માતા પિતા પાસે રહી હતી. આજે તેણે પ્રશાન્ત ચિત્તે પ્રાર્થના કરી કે:—"પ્રભો ! આપની ઇચ્છા પૂર્ણ થાઓ."

વિવાહના દિવસનો પ્રભાતકાળ થયો. પાર્વતીએ કુસુમને ખોળામાં બેસાડીને કહ્યું:—"હે નારાયણ ! હું મ્હારી પ્રાણાધિક પુત્રીને આપના પાદપદ્મમાં સમર્પણ કરું છું." આટલા આનંદમાં પણ તેના નેત્રોમાં બે આંસુ ભરાઈ આવ્યાં. કન્યાને પારકે ઘેર જવું પડશે એવો વિચાર ઉપજતાં ક્યાં પ્રેમાળ માતાપિતાને દુ:ખ ન થાય !

શુભ ક્ષણે કુસુમકાન્તની સાથે કુસુમનો શુભવિવાહ સંપન્ન થઇ ગયો. કુસુમકાન્તે આરાધ્યા દેવીની વંદના કરીને સ્વગત કહ્યું:—"આ સુખ છે કે દુ:ખ એ હું જાણતો નથી. ગમે એ હોય, પણ મહાપુરુષની આજ્ઞા મ્હારે પાળવી જ જોઇએ."

આ વિવાહ પ્રસંગે દેવપ્રસાદ અને શહેરના બીજા અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને તેમનાં કુટુંબ આવ્યાં હતાં. દેવપ્રસાદ સુ-

શીલાને મળ્યો એટલે સુશીલાએ ભક્તિપૂર્વક તેને પ્રણામ કર્યા. સુશીલાના દુઃખને દૂર થએલું જોઇ દેવપ્રસાદે આનંદ પ્રદર્શિત કર્યો.

વિવાહ થઇ ગયા પછી થોડા દિવસે શાન્તિલતા પુનઃ નાશિક ચાલી ગઇ. ચંદ્રશંકર વડોદરામાં જ રહ્યા. શાન્તિલતાએ તો પરહિતમાં જ પોતાનું જીવન સમર્પણ કર્યું હતું. એ વિષયની હવે આ નવલકથામાં વિશેષ આલોચના કરવાની આવશ્યકતા નથી.

સત્યપ્રસાદ કુટુંબસહ વડોદરામાં રહી પોતાના વ્યવસાયની ઉન્નતિ કરવા લાગ્યો. કિશોરી જેવી વધૂ પ્રાપ્ત થવાથી તેનાં માતાંપિતાને ઘણો આનંદ થયો હતો. કિશોરી મનસા, વાચા અને કર્મણાથી પતિની અને સાસુ સસરાની સેવા કરતી હતી.

કુસુમકાન્ત અને પ્રિયકાન્ત અમેરિકાથી સ્વદેશમાં પાછા આવી શિલ્પોન્નતિની સફળતા સંબંધી ચિંતા કરવા લાગ્યા. પ્રિયકાન્તે કર્મ સંબંધી પોતાની ભ્રાન્તિ સમજી જઇ કર્ત્તવ્ય કર્મ કરવામાં લક્ષ્ય આપ્યું. ઇશ્વરાધના કરી તે જે અવકાશ મેળવતો હતો એ અવકાશમાં તે પોતાના બંધુ કુસુમકાન્તને સ્વદેશહિતનાં કાર્યોમાં યથાશક્તિ સહાયતા કરવા લાગ્યો.

કુસુમકાન્તે પ્રથમ એક પ્રદર્શન ખુલ્લું મૂકવાનો પ્રયત્ન કર્યો. આ કાર્યમાં તેને ઘણા પ્રતિષ્ઠિત અને સુશિક્ષિત ગૃહસ્થો તરફથી સહાયતા મળી.

યથા સમયે પ્રદર્શનનું દ્વાર ખોલવામાં આવ્યું સ્વદેશમાં બનેલી વિવિધ પ્રકારની શિલ્પસામગ્રીથી એ પ્રદર્શન પરિપૂર્ણ હતું. પ્રદર્શનના સ્ત્રીવિભાગનો કાર્યભાર કુસુમે ઉપાડી લીધો હતો, એની શ્રમશીલતા, ક્લેશસહિષ્ણુતા, ભક્તિ અને નિષ્ઠા જોઇને કુ-

સુમકાન્ત ચમકી ઉઠયો. એ સકળ કાર્યોમાં સંયમ અને ધૈર્યથી સ્વામીની સહાયકારિણી થઇ.

ઘણા સ્વદેશી કર્ત્તવ્યનિષ્ઠ બંધુઓની સહાયતાથી સ્વદેશમાં વિવિધ પ્રકારનાં કારખાનાંઓની સ્થાપના થઇ. ભારતમાં સ્વદેશી વ્યાપાર ધમધોકાર ચાલવા લાગ્યો. સર્વને એવો અનુભવ થયો કે વાણિજ્યમાં જ લક્ષ્મીનો નિવાસ છે.

માતૃદેવીની સેવાની સાથે સાથે જ કુસુમકાન્તે સત્વર લક્ષ્મીદેવીની કૃપા પણ મેળવી. કુસુમકાન્તનો વિવાહ થયા પછી પ્રિયકાન્ત પોતાની માતાના અત્યાગ્રહથી પોતાને ઘેર જઇને રહ્યો હતો; કિન્તુ કુસુમકાન્ત પોતાનો ઘણોખરો સમય તેના સહવાસમાં જ પસાર કરતો હતો. પ્રિયકાન્તની માતા કુસુમકાન્ત ઉપર પણ અપાર પ્રેમ રાખતી હતી. કુસુમે પણ એ સ્નેહમયી મહિલાની પ્રીતિ સંપાદન કરી હતી.

કુસુમકાન્તે પ્રિયકાન્તનો વિવાહ કરવાના અનેક પ્રયત્ન કર્યા; કિન્તુ પ્રિયકાન્ત અચળ-અટલ પર્વતની માફક પોતાના સંકલ્પ ઉપર દૃઢ રહ્યો. તે વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવવા લાગ્યો.

એક દિવસે પ્રિયકાન્તના મકાન પાસે આવેલા તેના બગીચામાં કુસુમકાન્ત, પ્રિયકાન્ત અને કુસુમ બેઠાં હતાં. થોડી ઘણી વાતચિત થયા પછી કુસુમકાન્તે કહ્યું:—"પ્રિયકાન્ત ! તને પ્રણામ કરી કુસુમને કૃતાર્થ થવા દે. ત્હારા સ્પર્શથી પૃથ્વી પવિત્રતા મેળવે છે. તું મ્હારે માટે પણ નમવા યોગ્ય છે."

પ્રિયકાન્તઃ—નારી માતા સમાન છે. સર્વેએ નારીનું તો સન્માન કરવું જોઇએ.

પુનઃ વાતચિતમાં પ્રિયકાન્તનું લક્ષ્ય અન્ય દિશા તરફ દોરાતાં કુસુમે સહજ અગ્રેસર થઈ તેને પ્રણામ કર્યા.

પ્રિયકાન્તઃ—માતા! ઇશ્વર તમને સુખી કરો.

કુસુમઃ—આપના જેવા મહત્ વ્યક્તિનો આશીર્વાદ અવશ્ય સફળ થશે.

કુસુમકાન્તઃ—ચાલ, ત્હારા પૂજાના મંદિરમાં જઇને વિશ્રામ લઇએ. ત્યાં જ આપણે વાતચિત કરીશું.

ઉદ્યાનમાં પ્રિયકાન્તની ઉપાસના માટે એક મંદિર હતું. એ મંદિરના શિરોભાગ ઉપર મ્હોટા અક્ષરોથી લખેલું હતું કેઃ

## " ઉપાસના મંદિર. "

ભારતના આકાશમાં સાર્વભૌમિક પ્રેમની ધ્વજા ઉડવા લાગી.



# રા. રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત લોકપ્રિય નવલકથાઓ અને બીજાં પુસ્તકો.

| પુસ્તકનું નામ. | મૂલ્ય. |
|---|---|
| *૧ પ્રેમની પ્રતિજ્ઞા ( સંક્ષિપ્ત પ્રેમકથા )... ... ... | ૦—૩—૦ |
| ૨ નિર્ભાગી કુસુમ ( „ )... ... ... | ૦—૪—૦ |
| ૩ સમાજ ( સ્વ. સાક્ષર રમેશદત્તની નવલકથાનો સર્વોત્કૃષ્ટ અનુવાદ )... ... ... ... ... | ૧—૦—૦ |
| *૪ વાર્ત્તાવિહાર ( નવ ઐતિહાસિક પ્રેમકથાઓ ) ... | ૦-૧૨—૦ |
| ૫ મિલન–મંદિર (સચિત્ર નવલકથા બીજી આવૃત્તિ) ... | ૧–૧૨—૦ |
| ૬ સરોજસુંદરી ( સામાજિક નવલકથા. ) ... | ૧—૮—૦ |
| ૭ વનવાસિની ( રસિક પ્રેમકથા ) ... ... ... | ૧—૪—૦ |
| *૮ ગૃહિણી કે દેવી ? ( સામાજિક નવલકથા ) ... | ૦-૧૨—૦ |
| ૯ રાજનૈતિક ષડયંત્ર અથવા મરૂભુમિના મોહિની | ૧—૪—૦ |
| ૧૦ ભાગ્યદેવીની ભયંકરતા ! ( સચિત્ર નવલકથા ) | ૧—૪—૦ |
| ૧૧ કંગાલ કેદી અથવા સ્નેહ–બંધન ( સચિત્ર ) | ૧-૧૨—૦ |
| ૧૨ „ ભાગ ૨ જો „ | ૨—૦—૦ |
| ૧૩ પિશાચિની કે પ્રેમદા ? ( અદ્‌ભુત નવલકથા ) ... | ૧—૮-૦ |
| ૧૪ સંસાર કે નરકાગાર ? (વીસમીસદીનું સંસાર ચિત્ર.) | ૧—૪-૦ |
| ૧૫ સ્વર્ગમાં શયતાન ! ( રસિક નવલકથા ) ... ... | ૧—૪—૦ |
| ૧૬ અંગના કે દેવાંગના ? ( „ આદર્શ „ ) ... | ૧-૧૨-૦ |
| ૧૭ અકબર રાજ્ય રહસ્ય ભાગ ૧ લો ( જનાનખાનાના અદ્‌ભુત ભેદભારમો ) ... ... ... | ૧—૮—૦ |
| ૧૮ „ ભાગ ૨ જો ( „ ) | ૧—૪—૦ |